# વસંત વિજય



મહાદેવ રામચંદ્ર જાગુટે.

# વસંત-વિજય

યાને

## ચઢતી પડતીના ચમત્કાર.

ભાગ ૨ જો.

લેખક:—સત્યેન્દ્રપ્રસાદ સાંકળેશ્વર મહેતા.
શાહપુર—મહેતાપોળ—અમદાવાદ.

પ્રકાશક:—
જી. એમ. જાગુષ્ટે.
ત્રણ દરવાજા—અમદાવાદ.

સોલ એજન્ટ,
મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે.
ત્રણ દરવાજા—અમદાવાદ.

મૂલ્ય રૂ. ૩-૦-૦ ત્રણ.

આવૃત્તિ ૧ લી. પ્રત ૧૦૦૦.
સંવત ૧૯૭૬. સને ૧૯૨૦.



विश्वेश विद्या सूर्यका भारतमें पूर्ण प्रकाश हो ।
प्रकटे सुभाषा की प्रभा प्रतिभा [illegible] नाश हो ॥
वर्द्धित विजय बल बुद्धि वैभव हो उदित उल्लास हो ॥
स्वाधीनता सद्धर्मका भारत अचल आवास हो ।

आर्य आदर्श.

અમદાવાદ—સલાપોસરોડ.
ધી "ડાયમંડ જ્યુબિલી" પ્રીન્ટિંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપી.

# નિવેદન.

આ પુસ્તકનો દ્વિતીયભાગ બહાર પડતાં ઘણો વિલંબ થયો છે, તેને માટે અમારા માનવંતા ગ્રાહક ગૃહસ્થો દરગુજર કરશે એવી આશા છે. માણસનું ધાર્યું થતું નથી, ઇશ્વર ઇચ્છા મુજબ સૌ કાંઇ બને જાય છે. શરીરની અસુખાકારી અને ભયંકર મોંઘવારીના કારણે અમારાં બીજાં પુસ્તકોના ભાગ પણ હજી સુધી પૂર્ણ કરી શકાયા નથી. પ્રભુ કૃપાએ ચાલુ સાલની આખર સુધીમાં અધુરાં રહેલાં પુસ્તકો પૂર્ણ કરવાની ઇચ્છા છે.

જે રાક્ષસી યુરોપી યુદ્ધે જગતમાં ત્રાસ વર્તાવી મૂક્યો હતો તે પ્રચંડ યુદ્ધની જોકે પૂર્ણાહુતી થઈ ગઇ છે; પણ તેના પરીણામે ઉત્પન્ન થએલી અસહ્ય મોંઘવારી ઓછી થવાને બદલે દિનપ્રતિદિન વૃદ્ધિ પામતી રહી છે. આવી અવસ્થામાં પૂર્ણ ઉત્તેજન–સ્હાય વિહિન રંક લેખકો અને પ્રકાશક મહાશયો શું કરી શકે ? છતાં પણ વાંચક વર્ગને સંતોષવાની ખાતર શ્રીમાન પ્રકાશકો દ્રવ્યનો ભોગ આપીને પણ પુ-સ્તકો પ્રકાશ કરી રહ્યા છે. તેમને નિરૂપાયે પુસ્તકોની કિંમત પણ વૃધારવી પડી છે. આશા છે કે સુજ્ઞ વાંચકો આજ પર્યંત જેવી ભાવના ધરાવી રહ્યા છે, તેવીજ ભાવના અમારી પ્રત્યે ચાલુ રાખશે.

આ પુસ્તકનો ત્રીજો ભાગ અને અમારા પુસ્તક કુસુમકાન્તનો દ્વિતીય ભાગ છપાવવો શરૂ થઇ ચૂક્યો છે. બન્ને ભાગ છપાઇ બંધાઇ દિવાળી પહેલાં બહાર પડી જવા સંભવ છે.

આ પુસ્તકનો દ્વિતીય ભાગ લખતી વખતે પ્રકૃત્તિ બરાબર નહિ રહેલી હોવાથી પુરતું ધ્યાન અપાયું નથી. તેથી અનેક ભૂલો રહી ગઇ હશે, તેને માટે વાંચકો ઉદાર દૃષ્ટિથી જોશે એવી અમારી નમ્ર વિનંતી છે.

વિક્રમાર્ક–૧૯૭૬
અષાડ–દીપોત્સવ.
શાહપુર, અમદાવાદ.
તા. ૧૫–૭–૨૦

સત્યેન્દ્રપ્રસાદ સાંકળેશ્વર મહેતા.

# અનુક્રમણિકા.

## સત્યેન્દ્રપ્રસાદ સાંકળેશ્વર મહેતા કૃત.

### નવલકથાઓ.

| | |
|---|---|
| કુસુમકાન્ત. ભાગ. ૧ લો. | કીં. ૨—૦—૦ |
| કુસુમકાન્ત. ભાગ. ૨ જો. | ૨-૧૨—૦ |
| પદ્મલતા. (સચિત્ર) | ૨—૦—૦ |
| તરૂણ તપસ્વિની (સચિત્ર) ભા. ૧ લો. | ૨—૮—૦ |
| તરૂણ તપસ્વિની. ભા. ૨ જો. | ૨—૮—૦ |
| કાળરાત્રિનું ખૂનીખંજર (સચિત્ર) ભા.૧લો. | ૨—૮—૦ |
| કાળરાત્રિનું ખૂનીખંજર. ,, ભા. ૨ જો. | ૨—૮—૦ |
| વસંત-વિજય. ભાગ. ૧ લો. | ૨—૦—૦ |
| વસંત-વિજય. ભાગ. ૨ જો. | ૨-૧૨—૦ |
| જુલ્મી જાલિમ (સચિત્ર) | ૨—૮—૦ |
| રત્નગઢની રંભા ,, | ૨—૦—૦ |
| કુન્જ-કિશોરી. ,, | ૨—૦—૦ |
| કુમુદકુમારી ( સચિત્ર ) | ૨—૦—૦ |
| ઝેરીજમાનો ભા. ૧ લો. | ૨—૮—૦ |
| ઝેરીજમાનો ભા. ૨-૩ જો. | ૨—૮—૦ |
| માયાવી મોહિની. | ૨—૮—૦ |
| બહાદુર બાળા. | ૨—૮—૦ |

લખો—સત્યેન્દ્રપ્રસાદ સાંકળેશ્વર મહેતા.

શાહપુર મહેતા પોળ—અમદાવાદ.

# ખાસ વાંચવા લાયક પુસ્તકો.

**સંતમે શયતાન**—અથવા કામાંધનાં કાળાં કામ-કામથી અંધ થયેલાં મનુષ્યો આ જગતમાં કયું ભીષણ કાર્ય નથી કરી શકતાં? મુખમાં રામ બગલમાં છુરી લઇ ફરનારા, મનુષ્ય પિશાચ તથા માનવી પિશાચિકાનું આ નવલકથામાં એક ચિત્ર આલેખવામાં આવ્યું છે. કિં. રૂ. ૧-૧૨-૦

**કલંદરની કટાર**—અથવા સંસાર ખાંડાની ધાર-ભાગ ૧-૨-૩ શયતાની ચક્કર, ભોંયરામાંના ભેદ ભરેલાં કુકર્મો, છુપી કટારીનું પરાક્રમ આદિ સર્વ વિષયો વાંચતાં આ સંસાર એ ખાંડાની ધાર જ છે એવો સર્વને ભાસ થયા વિના રહેશે નહિ ત્રણે ભાગનું મૂલ્ય ૨-૦-૦

**કમનસીબ લીલા ( ભાગ ૧-૨ )**—આ નવલકથામાં સાંસારિક ઘટનાઓ તાદૃશ્ય દૃષ્ટિ સમક્ષ ઉભીજ હોય એવું વર્ણન આલેખવામાં આવ્યું છે આજેજ મંગાવો અને જુવો. બન્ને ભાગનું પાકું પુઠું કિ. ૩॥ રૂ.

**મધુર મિલન**—તમારા જીવનમાં રસિકતાનો ઝરો વહેવડાવવો હોય, તો તમારી પત્નીને આ નવલકથા વંચાવો તમે વાંચો, પ્રેમના દિવ્યતા શીખો અને તમને પૃથ્વીપર સ્વર્ગ દેખાશે પાકુ પુઠું કિં ૧-૧૨-૦

**કલંકિત કાઉન્ટેસ યાને ખુની કોણ?** આ એક ઘણુંજ અસરકારક ડિટેકટીવ નોવેલ છે. પ્રેમને માટે લક્ષ્મીને તુચ્છ ગણવાના દિવ્યવૃત્તિ, હૃદયની કુમાશ અને પ્રેમાળ હૃદયનું માધુર્ય ઘડીભર પ્રેમની રસપુર્ણ હોજમાં સ્નાન કરાવશે. પાકુ પુઠું કિં. રૂ. ૨॥

**સૌન્દર્ય વિજય**—આ વાર્તા એટલી બધી મનોહર અને ચિત્તાકર્ષક છે કે જેનું પ્રત્યેક પૃષ્ટ વાંચવાની વાંચકને જિજ્ઞાસા ઉપજ્યા વિના રહે તેમ નથી. પાકુ પુઠું કિં. રૂ. ૩.

**દશલાખનો દલ્લો અથવા રત્નકંકણ**—એક અબળા પણ દ્રવ્ય લોભની લાલસાથી પ્રબળા બની કેવાં રોમાંચ ઉપજાવે એવાં

કારસ્થાનો કરે છે એ જાણવા માટે આ નવલકથા અવશ્ય વાંચો કિં. ૨ રૂ.

**દગાબાજ દુનિયા**—આ નવલકથાની વસ્તુ સકલના એવી અદ્‌ભુત પરંતુ સંભવિત છે કે, પ્રત્યેક પૃષ્ઠે વાંચકની જીજ્ઞાસા વૃદ્ધિંગત થાય તેમ છે. ચાર સુંદર ચિત્રો. પાકું પુઠું કિં. ૨ાા રૂ.

**કંગાલ કેદી અથવા સ્નેહ બંધન**—ભાગ ૧–૨ આ નવલકથા અનેકવિધ આકર્ષણીય ઘટનાઓથી પરિપૂર્ણ, દરેક ભાગમાં ચાર સુંદર ચિત્રો, બન્ને ભાગનું પાકું પૂઠું કીં. ૩ાા રૂ.

**બેગમમહાલ** ( ભા ૧–૨ )—આ ઐતિહાસિક નવલકથાના માધુર્યનું વર્ણન માત્ર શબ્દોથી થાય તેમ નથી ખાસ આજેજ મંગાવી વાંચો પાકું પુઠું; બન્ને ભાગની કિંમત ૩ાા રૂ.

**કામાંધ કામીની**—એક ચોર એવું સરસ કામ ભજવી બતાવે કે, તે તેની બહાદુરી માટે 'વાહ વાહ ' નો પોકાર કર્યા સિવાય રહેવાતું નથી પાકું પુંઠું કિં. ૨ રૂ.

**મૃગલોચની** અથવા **માયાપ્રાબલ્ય**—ભાગ ૧–૨–૩–૪ આ નવલકથા વાર્ત્તાપ્રિય વાંચકોને એક વખત વાંચવાની અમે ખાસ ભલામણ કરીએ છીએ આજેજ મંગાવો કીં. ૧–૮–૦ કુલ રૂ. ૬ દરેક ભાગનું પાકુ રૂપેરી પુઠું છે.

**કિશોરસિંહ** અથવા **દુઃખનો પહાડ**—નિર્દોષપર તુટી પડતા દુઃખના પહાડો, ખુનખ્વાર લડાઇઓ, રાજ્યમાં ભયંકર વિગ્રહો, નીતિ અને અનીતિનાં યુદ્ધો વગેરે ઘણા ઘણા રોમાંચકારક બનાવોથી આ વાર્ત્તા ભરપુર છે પાકુ પુઠું કીં. ૨ાા રૂ.

મળવાનું ઠેકાણું:—

**મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે, બુકસેલર.**

ત્રણ દરવાજા—**અમદાવાદ.**

શ્રી

# વસંત વિજય

યાને

## ચઢતી પડતીના ચમત્કાર.

## દ્વિતીય ભાગ.

### પ્રકરણ ૧ લું.

#### નવીન સમાચાર.

સૃષ્ટિ શાન્ત હતી. રાત્રિનો છેલ્લો પ્રહર ચાલતો હતો. યોગિની બાળાની આંગળીએ આવેલી વીંટીપર દ્રષ્ટિ પડવાથી મહા બળવાન સરદાર ભુજંગસિંહ એકાએક બેશુદ્ધ બની જમીન પર પટકાઈ પડયો હતો. યોગિનીબાળાની વીંટીમાં એવો તે શો ભેદ હશે કે જેનાથી સરદાર ભુજંગસિંહની દુર્દશા થઈ પડી હશે? વળી આ પહેલાં વિજય કુમારની આંગળી પરની વીંટીએ પણ સરદાર બહાદુરને વ્યાકુળ બનાવ્યો હતો. ત્યારે એ બન્ને વીંટીઓમાં અવશ્ય કંઇક ગુપ્ત ભેદ હોવો જોઈએ. ઘણીવાર થઈ પણ સરદાર બહાદુર સાવધ થયો નહિ. તેની સારવાર કરનારાં પણ અકળાયાં. આ વખતે તેની સારવાર કરવામાં ચાર જણાં રોકાએલાં હતાં. બે મશાલવાળાઓ પણ નજીક આવીને ઉભા હતા. આ ચાર જણાં તે અન્ય કોઇ નહિ પણ યોગિનીબાળા, વસંત—વિજય અને કનકસેન હતાં. જે સમયે યોગિનીબાળા કનકસેનને મુક્ત કરવા

નોતમનગરના કારાગૃહ તરફ જતી હતી, તે વખતે જંગલમાં તેને બે ઘોડેસ્વારો મળ્યા હતા અને પછી તે મદદગારોની મદદથી કનકકુમારને બંધન મૂક્ત કર્યો હતો. તે બન્ને ઘોડેસ્વારો વસંત અને વિજય હતાં. એકબીજાની ઓળખાણ પડતાં આનંદની સીમા રહી નહોતી. યોગિનીબાળાએ વસંતને અને કનકે વિજયને મળી ઉપકાર માન્યો. ત્યારે આ યોગિનીબાળા કોણ? ચાલો એનીપણ આગળપર ખબર પડશે, સઘળાં સરદાર બહાદુરને સાવધ કરવાના પ્રયત્નો કરવા લાગ્યાં. રાત્રિનો છેલ્લો પ્રહર થવા આવ્યો, પણ ભુજંગસિંહ સાવધ થયો નહિ. આથી સઘળાંની ચિંતાનો પાર રહ્યો નહિ. યોગિનીબાળા સરદાર બહાદુરનું માથું ખોળામાં લઇને બેઠેલી હતી. વસંત ભુજંગસિંહના મુખપર જળ સિંચન કરતી હતી. આખરે મોટું મળસકું થયું. ઠંડો પવન વ્હાવા લાગ્યો. અંધકાર ધીમે ધીમે નષ્ટ થવા લાગ્યો. તારાઓ એક પછી એક આકાશમાં અદ્રશ્ય થવા લાગ્યા. આવા ખુશનુમા સમયે શુદ્ધ વિહીન થઇ પડેલા સરદારે ધીમેથી આંખ્યો ઉઘાડી. તેનામાં ચૈતન્ય આવેલું જોઇ સઘળાંના આનંદનો પાર રહ્યો નહિ. થોડીવારમાંજ સરદાર બહાદુરે પૂણ સ્વસ્થ થઇ ખોળામાં શિર લઈ બેઠેલી યોગિનીબાળાના મુખ સામે દ્રષ્ટિ કરી. તત્કાળ તે ઉઠી બેઠો થયો. તેને સઘળી વાતની સ્મૃત્તિ થઇ આવી. તેણે વારાફરતી દરેકના મુખનું નિરીક્ષણ કરવા માંડયું. વસંત વિજય અને કનકસેનને સ્નેહભર્યાં શબ્દે બોલાવી કુશળ પૂછ્યું અને મારા માટે તમારે ઘણું સહન કરવું પડયું છે કહી તેમનો ઉપકાર માન્યો. તે પછી ભુજંગસિંહે યોગિનીબાળા સામે જોઇ પૂછ્યું, "દેવકન્યા! મને સાવધ કરવાને તમારે તો અધિક શ્રમ ઉઠાવવો પડયો છે. આ તમારા ઉપકારનો બદલો હું જીવન પર્યંત વિસરનાર નથી. તમે મહાન્ સાહસ ઉઠાવી તમારો પ્રાણ જોખમમાં નાખી આ કનકકુમારનું રક્ષણ કર્યું છે. કનકકુમાર પણ તમારો સદાનો ઉપકારી છે."

યોગિનીબાળા નીચું નિહાળી બોલી, "સરદાર! આમાં ઉપકા-

રની આવશ્યક્તા નથી. ઉપકાર કોઈ કોઈની પર કરતુંજ નથી. મનુષ્ય માત્ર પોતપોતાની ફરજ બજાવે છે. આમાં મ્હેં કંઇ મહત્વનું કાર્ય કર્યું કહેવાય નહિ."

"આવા શબ્દો તમારા જેવી યોગિનીબાળાનાજ મુખમાં શોભી શકે છે. ધન્ય છે તમને. બ્હેન! હવે હું તમને થોડાક પ્રશ્ન પૂછવા ચાહું છું. આશા છે કે તમે મને સત્ય જવાબ આપશો?" ભુજંગસિંહે પૂછ્યું.

"આપને જે કાંઈ પૂછવું હોય તે વિના સંકોચે પૂછો. હું જે સત્ય હશે તેજ જણાવીશ." યોગિનીબાળાએ જણાવ્યું.

"પ્રથમ તો મારે તમને એ પૂછવાનું છે કે તમે આવી બાલ્યાવસ્થામાં યોગિની થવાનું કઠીન વ્રત શા કારણથી સ્વિકાર્યું છે?"

"ફક્ત પરોપકારને અર્થે."

"ત્યારે સદાને માટે તો નહિજને?"

"ઇચ્છિત પૂર્ણ થતાં સુધી તો ખરૂંજ?"

"તમારી એવી શી ઇચ્છા છે?"

"તે હાલ જાહેર કરી શકું એમ નથી, મને ક્ષમા કરો."

"વારૂ ત્યારે એ તો જણાવો કે તમારી આંગળીએ જે વીંટી પહેરેલી છે તે તમે ક્યાંથી મેળવેલી છે?"

"મને આ વીંટી મારાં માતા પિતા પાસેથી મળેલી છે અને તેને સંભાળી રાખવાની સૂચના પણ થઇ છે."

"તમારાં માતા પિતાનું નામ જણાવશો?"

"મને નામની ખબર નથી. સાંભળવામાં આવ્યું છે કે તેઓ મરણ પામ્યાં છે."

"ત્યારે તમે કોની પાસે રહી મોટાં થયાં?"

"એ વાત ઘણી લાંબી છે. અત્યારે સઘળું યાદ કરતાં મને

અત્યંત દુઃખ ઉત્પન્ન થાય છે. મારી આંખ્યોએ ચક્કર આવે છે. હું આપને કોઇક વખતે સઘળી સવિસ્તર હકીકત કહી સંભળાવીશ."

"તમારી ઇચ્છા. વારૂ તમારે બીજું કોઈ સગું છે કે?"

"હા, મારે એક ભાઇ છે; તે મને ઘણોજ વ્હાલો છે."

"કૃપા કરી તમારા તે વ્હાલા બંધુનું નામ જણાવો?"

"મારો બંધુ બહુ દૂર નથી. આ તમારી પાસે બેઠો છે, એ વિજયજ મારો પ્રિય ભાઇ છે."

"હેં! ત્યારે તું કોણ મારી કમળા? બ્હેન! તું આવા વેશમાં કયાંથી?" કહી વિજય બ્હેનની નજીક દોડી જઇ સાનંદાશ્ચર્યથી તેના મુખ સામે જોઇ રહ્યો. ભાઈ બ્હેન મળ્યાં.

આ મધુર મિલન ભુજંગસિંહ સતૃષ્ણ નયને જોઈ રહ્યો. આ વખતે તેની આંખ્યોમાં હર્ષાશ્રુ ઉભરાયાં હતાં. તે આકાશ પ્રતિ બે હાથ જોડી મનમાં કંઇક ગણગણ્યો. આ પછી કનકસેને પોતાને મુક્ત કરવાને માટે ઉપકાર માની કમળાને ધન્યવાદ દીધો. ભુજંગસિંહે વિજય સામે જોયું. વિજયે તેના મનની ઇચ્છા પારખી કહ્યું કે, "સરદાર! મારા હાથની અંગુઠી મ્હેં વસંતને આપી છે; એ અંગુઠી મને કેવી રીતે પ્રાપ્ત થઇ હતી, તે મ્હેં આપને પ્રથમ જણાવ્યું છે. તે જેવી રીતે મને મળી હતી, તેવીજ રીતે મારી બ્હેનને પણ મળી હતી. અમારો ભેદ કંઇક ગુપ્ત છે, તે અમે પણ જાણતાં નથી. જ્યારે સમય પૂર્ણ થશે ત્યારે અમારો ભેદ આપોઆપ પ્રકટ થશે. એવું અમારા પાળક પિતાએ મરણ સમયે અમને અને મહારાજાને જણાવ્યું હતું. હવે મારે આપશ્રીને પૂછવાનું એટલુંજ છે કે આપશ્રી અમારી આ અંગુઠીયોને જોઇ વ્યાકુળ શામાટે બનો છો? શું આ અંગુઠીઓ આપને ભય કરતા છે? જો તેમ હોય તો જણાવો કે જેથી અમે તમારા ભલાને અર્થે આ અંગુઠીયોનો આજથી સદાને માટે ત્યાગ કરીએ?"

વિજયનું આવું કહેવું સાંભળી ભુજંગે તેના પ્રચંડ હાથ વડે વિજયને હૃદય સાથે દાબતાં અને બીજા હાથે કમળાને માથે હાથ મૂકતાં કહેવા માંડ્યું, "બહાદુર બાળકો ! તમારા મિલનથી મને ઘણો જ આનંદ થયો છે. મ્હેં આખા જીવનમાં જે આનંદ અનુભવ્યો નથી તેનાથી અધીક આનંદ આજે તમને જોઇને થાય છે. મારા હૃદયનો પ્રેમ એક સગાં ભાઇ બ્હેનની માફક તમારી પ્રત્યે વળે છે. હું પ્રભુનો ઉપકાર માનું છું કે તમારો અને મારો મેળાપ થયો છે. તમારા સહવાસથી હું સદા આનંદમાં રહું છું. તમારો પ્રેમ પણ મારી ઉપર અથાગ છે. તમે મારે માટે ઘણું કર્યું છે. મને તમારી અંગુઠીઓથી કંઇપણ ભય નથી. તમારી અંગુઠીઓ તમારા હાથમાં સદા કાયમ રહો. તમારી પવિત્ર અંગુઠીયો આનંદ દાતા છે, ભવિષ્યમાં તેનાથીજ મારૂં અને તમારૂં સૌભાગ્ય છે. બાળકો ! તમે સદા સર્વદા સુખી રહો."

ભુજંગસિંહ બોલતો બંધ રહ્યો. કમળા અત્યાર સુધી તેના વદન સામે જોઇ રહી હતી તેણે હવે બોલવા માંડ્યું, "ભાગ્યશાળી સરદાર! તમે અમારા માટે ઘણું સહન કર્યું છે. આપનાં પરોપકારી કામથી જગત જાણીતું છે. પાપી પિશાચો તમારા ભયંકર નામથી થરથર ધ્રુજે છે. પુણ્યાત્માજનો તમારા શરણમાં આવી સુખી થાય છે. આવા ભુજંગસિંહ નામધારી સરદારમાં મને વ્હેમ પડે છે. મારૂં હૃદય કંઇક અવનવા પ્રકારે તમારા તરફ વળે છે. આપ મારા સગા ભાઇ હો એવો પ્રેમ આ હૃદયમાંથી પ્રકટ થાય છે; અને તેથી હું આપને મારા વડિલ બંધુ તરીકે ગણું છું. બંધુ ! આ તમારી નાની બ્હેનની ઇચ્છા પુર્ણ કરો અને આપના તમામ ભેદથી અમને જાણીતાં કરો. મારી અને વિજયની પ્રબળ ઇચ્છા એજ છે." આટલું કહી કમળા દયામણા મુખે ભુજંગસિંહ પ્રતિ નિહાળી રહી. ભુજંગ હસ્યો. આ હાસ્યમાં ગંભીર છટા જણાઇ. તેણે કહ્યું, "મારાં બાંધવો ! હાલ સમય જોતાં મારો ભેદ ખોલવો એ હાનીકારક છે. જ્યારે તમારો ભેદ પ્રકટ થશે, તે વખતે મારા સઘળા ગુપ્ત ભેદની પણ ખબર પડશે. તમે શાન્ત

ચિત્તે કર્તવ્ય ક્ષેત્રમાં કાર્ય કરો અને જે થાય એ જોયા કરો. આપણા દુ:ખના અંતે સુખનું નિર્માણ થએલું જ છે. વારૂ કનકકુમાર ! હવે તમારી શું ઇચ્છા છે ? જો આપને નોતમ નગર પાછા જવું હોય તો હું તમને સુખરૂપે પહોંચતા કરૂં ? કારણકે તમારૂં અત્રે રહેવું હાનીકારક છે. અમે તમારા પિતાના દુષ્મનો છીએ. તમારા પિતાના નાશને માટે અમે ભયંકર પ્રતિજ્ઞાઓ કરી છે. હવે થોડા વખતમાં જ ભયાનક લઢાઇ થશે. બોલો, તમારી શી ઇચ્છા છે ? "

કનક થોડીકવાર વિચારમાં પડી બોલ્યો, "સરદાર ! હું ક્યાં જાઉં ? મારે જવાનું એક પણ સ્થળ હવે રહ્યું નથી. પિતા મારો પરમ શત્રુ થયો છે. અપર માતા ભયંકર વૈરીણી થઇ છે. તે બન્ને મને મરેલો જોવાને રાજી છે. તેમના પ્રતાપે કરીનેજ મારે કારાગૃહ નિવાસ કરવો પડ્યો હતો. જો સમય સર આ કલ્યાણી અને આ બહાદુર વિજયની મદદ આવી ન મળી હોત તો આ કનકનો પ્રાણ વાયુ ક્યારનોએ સ્વર્ગ સદન તરફ સીધાવ્યો હોત. બહાદુર સરદાર ! તમારા સઘળાંની કૃપાથી જ આ ભાગ્યહિન્ કનક અદ્યાપિ પર્યંત જીવીત છે. તે હવે પિતાની પાસે મરવાને જવા ઇચ્છતો નથી હવે મારાં સાચાં સ્નેહિયો—સંબંધીયો તમેજ છો. મને તમારા શરણમાં રાખો. હું તમારી સાથે હાથમાં સમશેર પકડી સમર ક્ષેત્રમાં ઘુમીશ અને દુ:ખી જનોનાં કલ્યાણને અર્થે પિતાનો નાશ કરીશ યાતો દેહનું બળીદાન આપી રણચંડીને તૃપ્ત કરીશ. સરદાર ! મારી અંતિમ્ ઇચ્છા આજ છે." કનકસિંહ દયાની દ્રષ્ટે સઘળાંની તરફ જોઈ રહ્યો. તેના શબ્દોએ ભુજંગસિંહના હૃદયમાં કરૂણા ઉત્પન્ન કરી. આ સાથેજ ભુજંગે તેને ખેંચી હૃદય સાથે દબાવતાં કહ્યું, "કનક ! તું આજથી મારો પ્રિય ભાઇ છે. હું પ્રાણાંત સુધી તારૂં રક્ષણ કરીશ, તું ભલે અત્રે જ રહે અને અન્યાયીઓને શિક્ષા કરવા મારે પડખે ઉભો રહે. તારી સ્હાય અમને કિંમતી થઈ પડશે. ભાઈ યાદ રાખજે કે અંતમાં વિજય સત્યનો જ છે." ભુજંગસિંહનો પ્હાડી અવાજ પ્હાડી પ્રદેશમાં ચારે તરફ ફેલાઇ રહ્યો. પ્રકાશ પૂર્ણ પથરાયો હતો. પ્રભાતનો સમય રળીયામણો લાગતો હતો. આ વખતે સઘળાંએ

નિવાસ સ્થાન તરફ જવાની તૈયારી કરી. પણ એટલામાં જ એક ઘોડેસ્વાર દુરથી આવતો જણાયો. સઘળાંનું ધ્યાન એ તરફ ખેંચાયું. થોડીવારમાં જ તે આવનાર ઘોડેસ્વાર નજીક આવી પહોંચ્યો; અને ઘોડાપરથી છલંગ મારી નીચે ઉતરી ભુજંગની પાસે આવી ઉભો. ભુજંગસિંહે તેને ઓળખી આનંદના આવેશથી કહ્યું, " કોણ મારો વ્હાલો સરદાર દિગ્વિજય ? "

" હા, મારા સરદાર ? "

" કુશળ છે ને ? "

" હા, પ્રભુ કૃપાએ સંપૂર્ણ આનંદમાં છું. "

" કંઈ નવીન સમાચાર ? "

" સમય હવે આવી પહોંચ્યો છે. દુષ્ટાત્મા દુર્મદે આપણા ખંડેરથી થોડેક દૂર છાવણી નાખી છે. તેનો વિચાર આપણા ખંડેરને ચારે તરફથી ઘેરી આપણો નાશ કરવાનો છે. માટે હવે આપણે પણ સત્વરે તૈયારી કરવી જોઇએ. "

" આપણે તૈયાર જ છીએ. સરદાર ! આ સમાચાર લાવવાને માટે તને ધન્યવાદ ઘટે છે. ચાલો આપણે હવે જલ્દીથી મુકામે પહોંચી જઇ તે દુષ્ટાત્માને દંડ દેવાની તૈયારી કરીએ." કહી ભુજંગ અને દિગ્વિજય વાતો કરતા આગળ ચાલ્યા. તેમની પાછળ સઘળાં જવા લાગ્યાં. થોડીવારે સઘળું મંડળ ઘીચ ઝાડીમાં અદ્રશ્ય થઇ ગયું.

## પ્રકરણ ૨ જું.

### શયતાન સપડાયો.

નોત્તમનગરના રાજા દુર્મદસિંહે બે પ્હાડોની વચમાં આવેલી એક લાંબી પહોળી ખીણમાં છાવણી નાખી હતી. સૈનિકોની રાવઠીઓ સર્વત્ર જોવામાં આવતી હતી. દેખાવ આકર્ષક થઈ રહ્યો હતો. આ

છાવણી સરદાર ભુજંગસિંહના ખંડેરથી એક માઇલના અંતર ઉપર આવેલી હતી. દુર્મદ અને તેના સરદારોનો ઇરાદો ગુપ્ત રીતે ખંડેરને ચારે તરફથી ઘેરી લઇ સઘળાંનો નાશ કરવાનો હતો. તેના છૂપા જાસુસો ખંડેર ક્યાં આવેલું છે, ત્યાં કેટલી અગવડતા નડે છે; અંદર કેટલાં માણુસો રહે છે વગેરેની બાતમી મેળવી લાવ્યા હતા. કનકસિંહ નાશી ગયાના સમાચાર પણુ તેને મળ્યા હતા. કનકે દુષ્મનનું શરણુ સ્વીકાર્યું જાણી દુર્મદના કોપનો પાર રહ્યો નહોતો. આ પ્હાડી પ્રદેશમાં પડાવ નાખે ત્રણુ દિવસ થઈ ગયા હતા. આજે ચોથા દિવસનો મધ્યાન્હકાળ હતો. સૈનિકો ખાઇ પી પોતપોતાની રાવટીઓમાં બેઠા હતા. આજે રાત્રિના સમયે સરદાર ભુજંગસિંહના ખંડેરને ઘેરો ઘાલવાનો ઠરાવ થએલો હતો. આ વખતે રાજા દુર્મદ, સરદાર દુર્જનસાલ અને રાણી કળાવતી તંબુમાં મસલત ચલાવી રહ્યાં હતાં. મસલતમાં લગભગ બે કલાક વીતી ગયા. અંતે નિશ્ચય થયો કે રાત્રિના બીજા પ્રહરે અહિંથી કુચ કરવી અને દુષ્મનોના ખંડેરને ચારે તરફથી ઘેરી લઇ અંદરનાં તમામ માણુસોનાં હથીઆર ખુંચાવી લઈ કેદ કરવાં. બાદ નૌતમનગર લઇ જઇ સઘળાંની કત્લ કરાવવી. આવો નિશ્ચય કરી રાજાએ દુર્જનસાલને તેના તંબુમાં જવાની રજા આપી. દુર્જનના ગયા પછી રાજા કળાવતીના કંઠમાં હાથ નાખી પર્યંકમાં પોઢયો. બન્ને સુરાપાન કરી હસ્તે વદને આમોદ પ્રમોદ કરવા લાગ્યાં. દુષ્મનનો હવે નાશ થઇ જશે, આપણા માર્ગમાંથી કંટકો નાશ પામશે; બસ પછી સ્વર્ગ સુખમાં શું ખામી રહેશે? આવી રીતનાં ભવિષ્યનાં સ્વપ્નાં જોતાં બન્ને જણાં બપોરા ગાળવા લાગ્યાં. બહાર ખરા બપોર થયા હતા. સૃષ્ટિનાં પાપ પુણ્ય તપાસનાર સૂર્યભગવાન પાપાત્માઓપર કોપાયમાન થઇ સખ્ત તાપે તપી રહ્યા હતા. જમીનમાંથી ઉષ્ણુજ્વાળાઓ નીકળતી હતી. સખ્ત તાપના સકારણે પંખીઓ પણુ માળામાં ભરાઇ બેઠાં હતાં. પ્હાડી પ્રદેશ શૂન્યકાર ભાસતો હતો. આ વખતે રાજા દુર્મદના તંબુની પાછલી બાજુએ

આવેલી એક રાવઠીની અંદર એક પ્રચંડ કાય સૈનિક પુરૂષ વિચાર-ગ્રસ્ત વદને બેસી રહી કોઈની રાહ જોઇ રહેલો હતો. બાદ તે જેની રાહ જોઇ રહ્યો હતો તે માણસ થોડીવારે તેની પાસે આવ્યો. આ આવનાર પણ તેના જેવોજ ભીમકાય સૈનિક હતો. બન્નેએ ઘણીવાર સુધી પરસ્પરમાં કંઇક છૂપી મસલત ચલાવી. મસલતને અંતે પ્રથમના સૈનિકે આવનારને વિદાય કરતાં સૂચના કરી કે, "સંભાળજે, આજનો દાવ ખાલી જાય નહિ. આજે આપણે ઘણી સાવચેતીથી કામ કરવાનું છે. આપણા દુશ્મનને આપણે આજે આપણો ચમત્કાર દેખાડવાનો છે. તું જા અને મ્હેં જણાવેલા સ્થળે મને આવી મળજે. હું બનતા પ્રકારે તેને એ તરફ જરૂર લઇ આવીશ."

"મારી તરફની કંઇપણ ફિકર કરશો નહિ." કહી તે સૈનિક પુરૂષ ત્વરીત પગલે ત્યાંથી પસાર થઇ ગયો. તે ક્યાં ગયો તેની કાંઇ ખબર પડી નહી. તેના ગયા પછી પ્રચંડકાય પુરૂષ ધીમે પગલે રાવઠીની બહાર નીકળી દુર્મદસિંહના તંબુના દ્વાર આગળ આવ્યો. ત્યાં એક સિપાહી ઉભો હતો. રાવઠીમાંથી આવેલા સૈનિકે તેની પાસે જઈ કહ્યું, "ભાઈ! સરદાર બહાદુરનો હુકમ છે કે તારે મહારાજાના તંબુની પાછળ આવેલી રાવઠી આગળ જઇ પહેરો ભરવો અને મારે તારી જગાએ રહેવું." પહેરેગીર સિપાહી તેનું કહેનું સાંભળી હથીઆર લઇ ઉભો થયો અને પોતાની નજીક ઉભેલા બળીષ્ટ પુરૂષ સામે થોડીકવાર જોઇ રહી બોલ્યો, "તમે કોઇ નવા આવેલા જણાવ છો નહિ વારૂ?"

"હા, હું ગઇ કાલેજ નૌતમનગરથી આવ્યો છું."

"કઇ ટુકડીમાં છો?"

"હું પચાસ નંબરની ટુકડીનો જમાદાર છું."

"આપની સાથે નવીન ઓળખાણ થવાથી હું ઘણો ખુશી થયો છું. લ્યો રામ, રામ." કહી તે સિપાહી ત્યાંથી ચાલતો થયો. આવનાર પહેલવાન પુરૂષ જનાર સિપાહીની જગાએ પહેરો ભરવા લાગ્યો.

ધીમે ધીમે સમય વ્યતિત થવા લાગ્યો. સૂર્ય ભગવાન ઝડપથી પશ્ચિમાકાશ તરફ જવા લાગ્યા. તાપ ઓછો થયો. પક્ષીઓ બહાર નીકળી ચારો ચરવા લાગ્યાં. તંબુમાં નિદ્રાવશ થએલાં રાજા-રાણી પણ જાગૃત થયાં. બન્નેએ મુખ પ્રક્ષાલન કરી નાસ્તો કરી લીધો. બાદ કળાવતી બહાર નીકળી દુર્જનસાલના તંબુ તરફ ગઈ. દુર્મદસિંહ વસ્ત્ર-શસ્ત્ર ધારણ કરી તંબુ બહાર નીકળ્યો. તંબુના દ્વાર આગળ ઉભેલા પહેલવાને નમન કર્યું. દુર્મદસિંહ એ પ્રચંડકાય પુરૂષને થોડીક ક્ષણ પર્યંત જોઇ રહ્યો. પહેલવાન જેવો જણાતો પુરૂષ રાજાને પોતાની સામે જોઇ રહેલો જોઇ સૈનિક સિપાહીની રીત પ્રમાણે છાતી કાઢી ગંભીરતાથી ઉભો રહ્યો. રાજાએ હશીને પૂછ્યું, "તું સરદાર છે કે સૈનિક છે?"

"હું જમાદાર છું."

"તારા તાબામાં કઇ ટુકડી છે?"

"પચાસ નંબરની."

"એમ! પચાસ નંબરની ટુકડીનો જમાદાર ઘણોજ બહાદુર ગણાય છે."

"તે આ સેવક પોતેજ."

"જમાદાર! આજે મારો વિચાર આ પ્હાડી પ્રદેશમાં થોડેક દૂર સુધી જઇ ફરી આવવાનો છે."

"ઘણુાજ આનંદની વાત છે."

"તારે મારી સાથે આવવાનું છે."

"સેવક તૈયાર છે."

"પગે ચાલતા જઇશું કે ઘોડાપર?" રાજાએ પૂછ્યું,

"આપની ઇચ્છા. આ સેવક આપની દરેક ઇચ્છાને આધિન છે."

"તો ચાલ આપણે આજે પગે ચાલતાજ ફરવા જઇએ."

"ચાલો નામદાર."

રાજા આગળ ચાલ્યો. જમાદાર રાજાની પાછળ-પાછળ જવા

લાગ્યો. બન્ને જણા પ્હાડી પ્રદેશનું નિરીક્ષણ કરતા કરતા છાવણીથી દૂર નીકળી આવ્યા. અંતે સાયંકાળ થયો. રાજાએ એક સ્થળે ઉભા રહી પૂછ્યું, "જમાદાર! આ પ્રદેશ જોઈ મને આજે ઘણો આનંદ થયો છે. નગરના ગરબડાટ કરતાં આ સ્થળે કેવી મઝાની શાન્તિ વ્યાપેલી છે? અહિં આવતાં મારૂં મન પણ શાન્ત થઇ ગયું છે. કહે વારૂ આપણે છાવણીથી કેટલે દૂર આવ્યા હોઇશું?"

"લગભગ બે માઇલિ."

"ત્યારે હવે પાછા વળીશું કે આગળ વધીશું?"

"જો આપના હૃદયને આ પ્રદેશ જોવાથી આનંદ મળતો હોય તો હજી એકાદ માઇલ આગળ જવું સારૂં છે."

"કેમ? આગળ કંઈ વધારે જોવાનું છે?"

"હા."

"તું આ પ્રદેશનો ભોમીયો હોવો જોઇએ?"

"હાજી. આ પ્રદેશમાં હું ઘણીવાર ફર્યો છું અને તેથી અહિંના તમામ રસ્તાથી માહિતગાર છું."

"ત્યારે તો જરૂર આપણે આગળ વધીશું; પણ જણાવ જોઇએ કે આગળ શું આવે છે?"

"અહિંથી અર્ધો માઇલિ દૂર જતાં એક પડી ભાગેલો મહેલ આવે છે. તે પડી ગએલા મહેલનું નકશી કામ જોવા જેવું છે."

"પણ રાત્રિના વખતે તેને કેવી રીતે જોઈ શકીશું?"

"ત્યાં એક માણસ કાયમને માટે રહે છે. આપણે મશાલ સળગાવરાવી જોઇશું અને પછી તે મશાલવાળાને સાથે લઇ અજવાળે-અજવાળે છાવણીમાં પાછા ફરીશું."

"ચાલો." કહી રાજા આગળ ચાલ્યો. બન્ને લગભગ એક માઇલ ચાલ્યા પણ પડી ગએલા મહેલનાં દર્શન થયાં નહિ. દુર્મદે ઉભા રહી પૂછ્યું, "તે મહેલ હજી કેટલે દૂર છે."

"પાસે જ છે, આગળ ચાલો."

"અસ્મા, તો ક્હેતો હતોને કે થોડેજ દૂર છે?"

"પ્હાડી પ્રદેશમાં ટુંકો રસ્તો પણ લાંબો લાગે છે."

"આપણે બીજા રસ્તે તો આવ્યા નથીને?"

"ના, આપણે ખરાજ રસ્તે ચાલીએ છીએ."

"ઠીક ત્યારે ચાલો." કહી દુર્મદે પુનઃ ચાલવા માંડ્યું. સાયંકાળની સમાપ્તિ થઈ ચૂકી હતી. પ્રકાશ આકાશમાં અદ્રશ્ય થતો હતો. તેની જગા અંધકાર લેતો હતો. આગળ ચાલતા રાજાને અંધકારને લીધે માર્ગ વચ્ચે પડેલા પત્થરોની વારંવાર ઠોકરો વાગતી હતી. પાછળ ચાલનાર જમાદાર સંભાળપૂર્વક ચાલવાની ભલામણ કરતો હતો. આ વખતે એ સરદાર ઘણો આનંદમાં હોય એમ જણાતું હતું. આખરે આગળ ચાલતા દુર્મદને એક મોટા પત્થરની સખત ઠોકર વાગી. રાજા નીચે પડી ગયો. રાજાના સંતાપનો પાર રહ્યો નહિ. પાછા ગયા હોત તો ઘણું સારૂં થાત એમ તેના મનમાં થઇ આવ્યું. પણ હવે પાછા જવાય એમ પણ નહોતું. કારણકે અંધકારને લીધે કંઇપણ જોઇ શકાતું નહોતું. દુર્મદ નીચે પડ્યો કે તરત સાથેના જમાદારે દોડી જઇ તેને ઉભો કર્યો. દુર્મદે ઉભા થતાં કહ્યું, "સરદાર! આજે આપણે મોટી ભૂલ કરી છે. આપણે વેળાસર છાવણીમાં જવું જોઇતું હતું. કારણ કે આજ રાત્રે જ આપણા શત્રુઓનો સંહાર કરવાનો નિશ્ચય કરેલો છે. આ વાત હું ભૂલી ગયો. અને તેથી હવે ગમે એ પ્રકારે આપણે છાવણીમાં જલ્દીથી પહોંચી જવું જોઇએ."

"મહારાજ! હું પણ હવે એજ વિચારમાં છું. પણ થયું તે ન થયું થનાર નથી. જે પળે જે થવાનું છે તે થયા જ કરે છે. આપના ભવિષ્યમાં જે લખાએલું હશે તેજ થશે." જમાદારે કંઇક દ્વીઅર્થી શબ્દો ઉચ્ચાર્યા. દુર્મદ અકળાઇને બોલ્યો, "હવે બીજી આડીઅવળી વાતો જવા દઇ આગળ ચાલ; આપણે જલ્દીથી છાવણીમાં પહોંચી જઇએ."

"પણ અંધકારને લીધે પાછળ જવું એ ભય ભરેલું છે. આપ જાણતા નથી કે આ હિંસક પ્રાણીયોથી ભરપૂર પ્હાડી પ્રદેશ છે?" જમાદારે પૂછ્યું.

"ત્યારે હવે કરવું શું ? ત્હેં તો આજે મને પૂરેપૂરો ફસાવ્યો ?" રાજાએ ગુસ્સાથી કહ્યું.

"કોણે મ્હેં ?"

"હા, તારા કહેવાથી જ હું આગળ વધ્યો હતો."

"મહારાજ ! એમ ન બોલો, આપ ભાવિના ભૂલાવાથી જ ફસાયા છો."

"હું ભાવી–બાવીને માનતોજ નથી."

"ભાવી એજ ખરૂં છે. ભાવીને ભગવાન પણ નમે છે. પણ હવે આ વાતોમાં વખત ગુમાવવો જોઇતો નથી. મહારાજ ! જો આપની ઇચ્છા હોય તો અહિં નજીકમાં એક ખંડેર આવેલું છે ત્યાં જઇએ ?"

"પણ ત્યાં જઇને કરવું શું ? મને તો તું ખરેખરો મૂર્ખ જણાય છે."

"ત્યાં માણસો રહે છે, આપણે તેમની મદદ માગીશું."

"ત્યાં માણસો ક્યાંથી ?"

"અરે ત્યાં તો અસંખ્ય માણસો રહે છે."

"શું કહે છે ?"

"સત્ય કહું છું. એ ખંડેરમાં ઘણા બળવાન માણસો રહે છે."

"તેમનો સરદાર કોણ છે ?"

"ભુજંગસિંહ."

"હેં !" દુર્મદ અવાચક રહ્યો. પુનઃ જમાદારે પૂછ્યું. "કેમ ત્યાં જઇશું ને ?"

"અરે મૂર્ખા ! શું હાથે કરીને જ કાળના મુખમાં જવું છે ? જાણતો નથી કે ભુજંગ આપણો ભયંકર દુશ્મન છે ?"

"પણ આપને ત્યાં ગયા વિના છૂટકો નથી." જમાદારે શાન્ત સ્વરે કહ્યું.

"કેમ વારૂં ?" દુર્મદે ભયસૂચક સ્વરે પૂછ્યું.

"તમારા નશીબમાં ત્યાં જવાનું નિર્માણ થએલું છે. તમારે ત્યાં જવું જ પડશે."

"અલ્યા! તું આ શું બોલે છે? તું ભ્રમિત તો નથી થયો ને?"

"કોણ હું?"

"હા."

"ના, ભ્રમિત તો તમે પોતેજ થયા છો?"

"જમાદાર! તારૂં બોલવું જુદું જણાય છે?"

"નહિ, મારા શબ્દો સ્પષ્ટ છે."

"તું અત્યારે ઉદ્ધત જેવો જણાય છે?"

"આ પ્હાડી પ્રદેશે કદાચ એવો બનાવ્યો હોય તો નવાઈ જેવું નથી."

"તું આ બધું શું બોલે છે?"

"હું ખરૂંજ કહું છું."

"મને શામાટે સતાવે છે? જલ્દી છાવણીમાં ચાલ, હું તને ઇનામ આપીશ"

"હું ઇનામ ઇચ્છતો નથી. હું તો જે વ્યાજબી હોય છે તેજ લઉં છું."

"ખરેખર! હું આશ્ચર્ય પામું છું કે તારો સ્વભાવ આમ એકાએક બદલાઈ શાથી ગયો?"

"આ અંધકારથી."

"તો ચાલ આપણે અંધકારમાંથી નીકળી જઇએ."

"ના, તમારે હવે આ અંધકારમાંજ અદ્રશ્ય થવાનું છે."

"મૂર્ખ! તું મારૂં અપમાન કરે છે."

"નહિ, હું આપનું સન્માન કરૂં છું. મ્હેમાનનું અપમાન રાજપૂતો કરતા નથી."

"તું ભેદભરેલું બોલે છે."

"એ ભેદમાં જ આપના ભવિષ્યનો પણ ભેદ સમાએલો છે."

"મને તારી પર વ્હેમ આવે છે, તું કોઇ દગાખોર છે."

"આપનો વ્હેમ ખરો છે ?"

"તું કોણ છે ?"

"તમારો સરદાર."

"શું રાજાનો પણ સરદાર."

"હા."

"નામ."

"ભુજંગસિંહ."

"ઓ." દુર્મદ ભયભીત થઇ જમીન પર બેસી ગયો. તેની ચારે તરફ અંધકાર ફરી વળ્યો. મૃત્યુ નીકટ જણાયું, માથાપર પ્હાડ ટુટી પડયો હોય એમ થઇ આવ્યું. ભુજંગે અટ્ટહાસ્ય કરી સાંકેતીક ધ્વની કર્યો. તત્કાળ એક માણસ દોડી આવ્યો; તે એ જ માણસ હતો કે જેને રાવઠી આગળ વાતચીત કરી વિદાય કર્યો હતો. તે ભુજંગની નજીક ગયો. સરદારે તેના કાનમાં કંઇક વાત કહી વિદાય કર્યો. ભયાનક અંધકારમાં ભુજંગે આકાશ સામે જોઇ પ્રભુનો ઉપકાર માન્યો. દુર્મદ પણ નીચે બેસી ભાવિનો ભૂલાવો જોઇ રહ્યો.

## પ્રકરણ ૩ જું.

### વેરની વસુલાત.

દુષ્ટ દુર્મદ તેના ભયાનક શત્રુના હાથમાં સપડાયો. તેનું મૃત્યું નજીક હોય એમ જણાયું. ભુજંગસિંહે તેને અજબ યુક્તિએ કરી પોતાના પંજામાં ફસાવ્યો. ભુજંગસિંહ દુર્મદની છાવણીમા કેવી રીતે પ્રવેશવા પામ્યો તે આપણે જાણવું જરૂરનું છે. દુર્મદ છાવણી નાખી પડયો છે એવા સમાચાર દિગ્વિજયના મુખેથી સાંભળી ભુજંગસિંહ સઘળાં સાથે પોતાના નિવાસસ્થાનમાં આવ્યો. તે પછી ત્રીજે

દિવસે તે ઘોડેસ્વાર થઇ પોતાની સાથે એક સરદારને લઇ દુર્મદની છાવણી તરફ ચાલ્યો, દુર્મદની છાવણી થોડેક દૂર રહેતાં તે ઘોડેથી નીચે ઉતરી સાથેના સરદારને કહેવા લાગ્યો, " બહાદુર ! આજે આપણે એક મહાન બહાદુરીનું કામ કરવાનું છે. રાજા દુમદને ગમે એ પ્રકારે આપણે પકડવો છે.મેં આજે મારા વેરની વસુલાત કરવાનો દઢ નિશ્ચય કર્યો છે. બહાદુર ! તું વ્હેપારી વેશ ધારણ કરી દુશ્મનની છાવણીમાં જા અને કોઈ સરદારને યુક્તિથી ફસાવી અહિં લઇ આવ. તને યુક્તિ શીખવાડવાની જરૂર નથી. જા જલ્દી જા." પોતાના સરદારની આજ્ઞા સાંભળી તે બહાદુર નામનો સરદાર કે જે વેશ બદલવામાં ઘણો હોંશીયાર હતો, તેણે વ્હેપારીનો સ્વાંગ ધારણ કરી શત્રુની છાવણી તરફ જવા માંડયું. થોડીવારમાં તે છાવણીની નજીક આવી પહોંચ્યો. ત્યાં એક સૈનિક સિપાહી ખભાપર તલવાર મુકી આમ તેમ આંટા મારતો હતો. તેની દ્રષ્ટિ આવનાર પર પડતાંજ તેણે રૂવાબથી પૂછ્યું " કોણ છે ? "

" મુસાફર "

" કેમ આવ્યો છે ? "

" એક કામ માટે ? "

" પરવાનો છે ? "

" શાનો ? "

" છાવણીમાં પ્રવેશવાનો ? "

" ના. "

" ત્યારે અહિંથી જલ્દી ચાલ્યો જા. તારાથી છાવણીમાં આગળ જવાશે નહિ. "

" ભાઈ! તું મારી વાત ધ્યાન પૂર્વક સાંભળ અને તેના બદલામાં આ દશ સુવર્ણ મ્હોરો લે. જો મારૂં કામ પૂર્ણ થશે તો હું તને ઘણો ખુશી કરીશ. " આમ કહી બહાદુરે તેને દસ સુવર્ણ

મ્હોરો કાઢી આપી. સુવર્ણ સીક્કા જોઇ સિપાહીભાઇ આનંદ પામ્યા. તેણે મ્હોરો ખીસ્સામાં મૂકી પૂછ્યું, "તમારે કોનું કામ છે ? "

"મારે ગમે એ એક સરદારને મળવું છે ? "

"તો ચાલો હું તમને મારા સરદાર સાથે મેળાપ કરાવી આપું. પણ તેમની સાથે વાતચીત કરતાં તેમને પણ સંતોષવા પડશે. "

"એ બાબત હું સારી રીતે સમજું છું. મને વિશેષ કંઇ કહેવું પડે એમ નથી. "

"ત્યારે તો ઘણી ખુશીથી મારી પાછળ ચાલ્યા આવો." કહીને સિપાહી આગળ ચાલ્યો અને બહાદુરને લઇ તેના સરદારના તંબુમાં આવ્યો. આ વખતે સરદાર સાહેબ સુરાને યથેચ્છ ન્યાય આપી રહ્યા હતા. બન્નેએ તેની નજીક આવી નમન કર્યું. સરદારે સુરાથી ચળકતાં નેત્રોવડે આવનાર વ્હેપારી તરફ જોયું. 'આ માણસ આપને મળવા માગે છે,' એમ સિપાહીએ જણાવ્યું. સરદારે મૂછો આમળતાં પૂછ્યું, "કેમ? મને મળવાનું શું કારણ છે ? "

તરત બહાદુરે નમનતાઇથી કહ્યું, "મારે અગત્યના કારણ સર આપની સાથે થોડીક વાર વાતચીત કરવી છે. તેમાં આપને કંઇ લાભ મળે એમ છે ? "

"એમ ! તો બોલ તારે શું કહેવાનું છે?" સરદારે ટટાર બેસી પૂછ્યું.

"મારે ખાનગી વાત કરવાની છે ? " બહાદુરનું કહેવું સાંભળી તેણે અંદરનાં તમામ માણસોને બહાર કાઢયાં. અંદર સરદાર અને બહાદુર રહ્યા. બહાદુરે કહેવા માંડયું, "સરદાર સાહેબ ! હું એક મોટા વ્હેપારીનો મુનીમ છું. અમે જાત્રાએથી અમારા ઘેર જઇએ છીએ. અમારી સાથે બીજાં માણસો નથી. અમારી પાસે દરદાગીના મળી આશરે એક લાખ રૂપીઆનો માલ છે. અમે નિર્વિઘ્ને અહિં સુધી તો આવી પહોંચ્યા છીએ; પણ હવે આગળ વધવું મુસ્કેલ છે. કારણ કે અમને ખબર મળી છે કે કેટલાક લુંટારાઓ અમને લુંટવાની રાહ

જોઇ રહ્યા છે. તે લુંટારાઓથી અમારૂં રક્ષણ થાય એવો બંદોબસ્ત આપ નામદાર કરશો એવી મારી અને મારા શેઠની અભીલાષા છે. આ મહેનતના બદલામાં હું આપને સો સુવર્ણ મ્હોરો આપવાને કબુલ થાઉં છું.”

“શું સો મ્હોરો ?” સરદારે ઘણાજ આનંદથી ખુશમીજાજે કહેવા માંડ્યું “તમે બિલકુલ ગભરાશો નહિ. સાલા લુંટારાઓનો ભાર નથી કે તમને એક આંગળી પણ અડકાડી શકે ? હું તમારી સાથે પચાસ હથીઆરબંધ સિપાહીઓ મોકલીશ. મારા સિપાહીઓ તમને તમારા ગામ સુધી પહોંચતા કરશે, પણ તમારે સો મહોરો તો મને પહેલીજ આપવી પડશે ?” સરદારે જણાવ્યું. જવાબમાં બહાદુર બોલ્યો, “અરે એ શું બોલ્યા ? આપ મારી સાથે પધારો, હું આ ક્ષણેજ મ્હોરો અપાવું છું, અરે પાંચ વધારે પણ અપાવીશ.”

“કેટલે દૂર જવાનું છે ?”

“અહિં પાસે જ.”

“ઠીક, ચાલ આગળ થા.” કહી સરદાર બહાદુરપોશાક પહેરી બહાદુરની પાછળ ચાલ્યો. બહાદુર બારીક નજરે છાવણીનું અવલોકન કરતો આગળ ચાલતો હતો, બન્ને જણા છાવણીને પસાર કરી આગળ જવા લાગ્યા. બહાદુર અને સરદાર છાવણીથી બે માઇલના અંતર પર આવી પહોંચ્યા, નિર્ણીત જગાએ આવી બહાદુરે જોરથી ખુંખારો કર્યો, આ સાથે જ છૂપાઈ રહેલો ભુજંગ બહાર નીકળી બન્નેની સામે આવીને ઉભો રહ્યો, દુશ્મનનો સરદાર ભુજંગસિંહને ઓળખતો હોવાથી તેનાં હાંજાં ગગડી ગયાં. મુખથી એક પણ શબ્દ બોલ્યા વિના તેણે બે હાથ જોડ્યા, ભુજંગ હસ્યો આ હાસ્ય શત્રુસરદારને ભયાનક ભાસ્યું. તેનાં મોતીયાં મરી ગયાં. જીવન ભાગ્યાધિન છે સમજી તે સરદાર દીન વદને ભુજંગસિંહની સામે જોઇ રહ્યો. થોડીવારે ભુજંગે તેના તરફ વક્રનેત્રે દ્રષ્ટિ કરી બોલવા માંડ્યું, “દુશ્મનના સરદાર ! તારી શી ઇચ્છા છે ? તારે મરવું છે કે

જીવવું છે?"

"બહાદુર સરદાર! જીવવાની ઇચ્છા કયા અભાગીને હોય નહિ? મારી પર દયા કરો, મને જીવન આપો. હું આપના શરણમાં છું." સરદારે ભુજંગના ચરણમાં પડતું નાંખ્યું, ભુજંગે તેને ઉભો થવાની આજ્ઞા કરતાં કહ્યું, "હું તારા રાજા જેવો દુષ્ટ નથી. ભુજંગ ભયંકર છે, પણ તેના દિલમાં દયા ભરેલી છે. જા, હું તને જીવતો જવા દઉં છું અને નીતિના માર્ગે ચાલવાની તને ભલામણ કરૂં છું. પણ તને અહિંથી જતાં પહેલાં તારાં તમામ વસ્ત્રો ઉતારી આ વ્હેપારી વસ્ત્રો પહેરવાની આજ્ઞા કરૂં છું."

ભુજંગની આજ્ઞા સાંભળી તરત દુશ્મનના સરદારે પોતે પહેરેલાં કપડાં ઉતારી વ્હેપારી પોશાક પહેર્યો, આ વખતે બહાદુર સરદારે ભુજંગ પ્રત્યે કહ્યું, "નામદાર! હાલ આ દુશ્મનના સરદારને છૂટો મૂકવો એ વ્યાજબી નથી. આપણું કાર્ય પૂર્ણ થતાં સૂધી તેને આપણા તાબામાં રાખવો એ લાભકારક છે." પોતાના વિશ્વાસુ સરદારનું કહેવું ભુજંગે કબુલ્યું, દુશ્મનના સરદારને બે દિવસ રહેવાનું સમજાવી બહાદુર સાથે ખંડેર તરફ જવાની સૂચના કરી. બહાદુર જવાને તૈયાર થયો, ભુજંગે તેના કાનમાં બીજી કેટલીક ખાનગી સૂચનાઓ આપી દુશ્મનની છાવણીમાં જલ્દીથી આવી મળવાનું જણાવ્યું. બહાદુર દુર્મદના સરદાર સાથે ચાલતો થયો. તેના ગયા પછી ભુજંગે તે સરદારનો પોશાક ધારણ કર્યો. પોતાના ચ્હેરાપર કંઇક પદાર્થ લગાવી ફેરફાર કર્યો. તે પછી ઘોડા પર સ્વાર થઇ છાવણી તરફ ચાલ્યો. ભુજંગસિંહ હિંમતથી દુશ્મનની છાવણીમાં પ્રવેશ્યો; અને ફરતો-ફરતો દુર્મદના તંબુની પાછળની એક રાવટી આગળ આવી ઘોડેથી નીચે ઉતર્યો. રાવટીમાં બેઠેલા બે સિપાહીઓએ બહાર નીકળી તેને સલામ કરી. ભુજંગે તેઓને બીજી રાવટીમાં જવાની આજ્ઞા કરી. તરત તે બે સિપાહીઓ ત્યાંથી ચાલતા થયા. ભુજંગ રાવટીમાં પ્રવેશી બહાદુરની રાહ જોવા લાગ્યો. આખરે બહાદુર

પણ ત્યાં આવી મળ્યો. તેને બીજી કેટલીક સૂચનાઓ આપી વિદાય કર્યો. બહાદુર દ્રષ્ટિ મર્યાદામાંથી અદ્રસ્ય થતાં ભુજંગ રાવઠીમાંથી બહાર નીકળી દુર્મદના તંબુના દ્વાર આગળ આવ્યો. તે પછી તેણે ત્યાંના સિપાહીને વિદાય કરી કેવી રીતે રાજા દુર્મદને જંગલમાં લાવી ફસાવ્યો વગેરે આપણે જાણી ગયા છીએ. હવે આગળ ઉપર શું થાય છે એ જોવાનું છે.

ભુજંગનું નામ શ્રવણ કરતાં જ દુર્મદનાં સોએ વર્ષ પુરાં થઈ ગયાં હોય એમ સમજાયું. નીચે બેઠેલો દુર્મદ સર્વાંગ ધ્રુજતો હતો. તેના આંતરીક કષ્ટની સીમા નહોતી. તેને મરવાનો નિશ્ચય થઈ ચૂક્યો હતો. હવે જીવતા કદાપિ છાવણીમાં જવાનું નથી એમ તેને ખાત્રી થઇ ચૂકી હતી.

દુર્મદની એવી દશા નિહાળી ભુજંગે વિકટ હાસ્ય કરી પૂછ્યું, "કાં રાજન ! શું વિચાર ચાલી રહ્યા છે ? કોઇને ગરદન મારવાનો વિચાર તો કરતા નથી ને ? બોલો, કેમ શાન્ત થઇને બેઠા છો ?"

"હું શું બોલું ? તમે મને ફસાવ્યો છે." દુર્મદે ધ્રુજતા અવાજે ઉભા થઈ કહ્યું.

"મ્હેં તો ફક્ત તમને એકલાને જ ફસાવ્યા છે; પણ તમે કેટલાં નિર્દોષ જનોને ફસાવી દુનિયાંની પાર કર્યા છે તે જાણો છો ?"

"સરદાર ! હવે એ ગઇ ગુજરી યાદ કરવામાં શો સાર છે ?"

"વિચાર કરૂં તો ઘણો છે. વારૂ, આપે ભુજંગનો નાશ કરવાના ઈરાદાથી જ આ પહાડી પ્રદેશમાં પડાવ નાખ્યો છે નહિ વારૂ ?"

"નારે ના, મારો ઈરાદો બિલ્કુલ એવો છેજ નહિ. હું તો મારા તાબાનાં રાજ્યોમાં બંદોબસ્ત કરવા નીકળ્યો છું."

"શા માટે જુઠું બોલી પ્રભુના ગૂન્હેગાર થાઓ છો ? ભુજંગને મારવાની ઇચ્છા હોય તો જલ્દી મારી નાખો, તે આ વખતે

તમારી પાસે જ ઉભો છે. દુર્મદસિંહ ! ઉભા થાવ અને લ્યો આ તલવાર, તેનાથી ભુજંગનું માથું ધડથી જુદું કરી નાખો." આમ કહી ભુજંગસિંહે તેને ઉભો કરી તેના હાથમાં પોતાની તલવાર આપવા માંડી. દુર્મદ જડ જેવો બની ઉભો રહી બોલ્યો,

"સરદાર! આવી રીતે મારી મજાક શાને કરો છો ?"

"હું મજાક કરતો નથી, પણ ખરૂં જ કહું છું." ભુજંગે ગંભીર વદને જણાવ્યું.

"ભુજંગસિંહ! ખરેખર તમે બહાદુર જ છો, મ્હેં તમારી બહાદુરી સાંભળી છે, તેમજ નજરે પણ જોઇ છે. સરદાર! આજથી આ દુર્મદ તમારો શત્રુ મટી મિત્ર થયો છે. કેમ મિત્રતા કબુલ રાખશો ને ?" દુર્મદે છટકવાની યુક્તિ કરવા માંડી.

"ભુજંગસિંહ પિશાચની મિત્રાચારી કરતો જ નથી."

"કોણ હું પિશાચ ?"

"હા, પિશાચ–રાક્ષસ; અરે એથી પણ વધારે."

"મ્હેં એવું શું કર્યું છે કે મને એવી હલકી ઉપમાઓ આપો છો ?"

"તમે જેવું કર્યું છે એવું આ જગતમાં બીજો કોઈ પણ કરી શકે જ નહિ. દુર્મદસિંહ! તમે રાજપુરનો નાશ કરી અનેક નાનાં બાળકોને રઝળતાં કર્યા છે, સર્વત્ર ત્રાસ ત્રાસ વર્તાવ્યો છે, કેમ તે સઘળું યાદ છે ને ?"

"હા છે, પણ તે સઘળાં કર્મોથી હું હાલ પૂર્ણ પસ્તાઉં છું."

"તમારો પશ્ચાતાપ ફક્ત થોડીવારને માટે જ છે, એ હું પણ સારી રીતે સમજું છું."

"સમય આવ્યે આપને મારી સંપૂર્ણ ખાત્રી થશે."

"મારી પૂર્ણ ખાત્રી થઈ ચૂકેલી છે. હવે ખાત્રીની જરૂર નથી."

"જેવી આપની ઇચ્છા, પણ હવે મને પાછો જવા દેશો ?"

"આપને કયાં જવું છે ?"

"મારી છાવણીમાં."

"ભુજંગના ખંડેરને ઘેરી અંદરનાં માણસોનો નાશ કરવા અત્યારે કુચ કરવાની છે તેથી જ છાવણીમાં જવું છે ને?"

"નારે ના, ભુજંગસિંહ! તમે અત્યારે ઉશ્કેરાઇ ગયા હો એમ જણાય છે."

"તમને કદાચ એમ લાગતું હોય તો નવાઇ નથી."

"ઠીક ત્યારે મને હવે જવાની રજા છે?"

"કયાં?"

"છાવણીમાં."

"ના, હવે તમારાથી છાવણીમાં જઈ શકાશે નહિ."

"કેમ વારૂ?"

"તમારે તમારાં પાપનું પ્રાયશ્ચિત કરવાનું છે."

"મારાં કર્મોથી હું પૂર્ણ પસ્તાઉં છું એટલે હવે પ્રાયશ્ચિત કરવાની જરૂર નથી."

"તમારે પ્રાયશ્ચિત કરવુંજ પડશે. જાણતા નથી કે આ ભુજંગે એક ભયંકર પ્રતિજ્ઞા કરી છે?"

"શું તમે પ્રતિજ્ઞા કરી છે?" દુર્મદે ગભરાઇને પૂછ્યું.

"હા." ભુજંગસિંહે શાન્ત સ્વરે જણાવ્યું.

"શાની પ્રતિજ્ઞા કરી છે?"

"વૈરની વસુલાત કરવાની. તે પ્રતિજ્ઞા આજેજ પૂર્ણ થઇ જશે."

"ભુજંગસિંહ! તમારા બોલવામાં મને બરાબર સમજ પડતી નથી."

"હમણાંજ સ્પષ્ટ સમજ પડશે. હવે બહુ વાર નથી."

"ખરેખર ભીલ લોકોમાં રહેનાર માણસ બરાબર બોલી શકતો નથી."

"ખરૂં છે. દુર્મદસિંહ! બોલો કરેલાં કર્મનો હવે શું જવાબ આપો છો?"

" મારો જવાબ લેનાર કોણ છે ? " દુર્મદે હિંમતથી પૂછ્યું.

" આ ભુજંગસિંહ પોતેજ. "

" તમે એક સામાન્ય સરદાર છો અને હું એક મહારાજા છું તેનું તમને કંઇ ગ્નાન છે ? "

" હું તમને રાજા માનતોજ નથી. તમે રાજા નથી પણ એક પિશાચ છો. નિર્દોષ જનોનાં લોહી વહેવરાવનાર,ભયંકર રાક્ષસ છો. દુર્મદસિંહ ! રાજપૂરનો નાશ કરતાં કંઈ વિચાર થયો હતો કે ? જીવનને માટે કાલાવાલા કરતાં નિરપરાધી જનોના ગળા પર તલવાર ફેરવતાં લગીર પણ દયા દર્શાવી હતી કે ? નહિજ. તો હવે સમજી લેજો કે તમને પણ હવે દયા મળનાર નથી. "

" ઓહ ! એક રાજાનું આ કેવું ભયંકર અપમાન. "

" અપમાન નહિ પણ મ્હોતનો પયગામ. "

" ભુજંગ ! તું દિવાનો તો નથી બન્યોને ? "

" હા, હું દિવાનો છું, તને જોયો ત્યારથીજ ગાંડો બન્યો છું. "

" બસ હવે મને અહીં ફસાવી લાવવાનું કારણ સમજાયું. તું ઘણો દગાખોર છે ? "

" અને તું ભયંકર વિશ્વાસઘાતી છે. "

" બસ ચૂપ થા ? દુર્મદને સતાવતાં ક્યાંક કાળને શરણ થવું પડશે. " દુર્મદે દમ રાખ્યો.

" આ ભુજંગ કાળનો પણ મહા કાળ છે. ઓ ભયંકર ખૂની ! ત્હેં જે નીચ ક્રૂરતા કરી છે, તે જોઇ મારા હૃદયમાં અત્યારે આગના ભભુકા ઉડી રહ્યા છે. દુર્મદ ! તારા મ્હોતનું નિર્માણ થઇ ચૂક્યું છે. તારે હવે નર્કમાં જવાનું છે. હજી થોડા સમયની વાર છે. તે પહેલાં પરલોકમાં જવાનું ભાતું તૈયાર કરવું હોય તો કરીલે. જીભ પર ભગવાનનું નામ લેવું હોય તો લઇ લે. "

" ઓ બેઅદબ ! હું જેમ નથી બોલતો તેમ તું વધારે દબાવતો જાય છે ? દુર્મદનો વાંકો વાળ કરનાર આ પૃથ્વી પર કોઇ

નથી. હું..." દુર્મદ આગળ બોલે એ પહેલાંજ પાછળથી કોઇકિ બોલી ઉઠયું, " અત્યાચારીને તેના કર્મનો બદલો આપવા હું આવ્યો છું. દુર્મદને બચાવનાર કોઇ નથી. " આમ બોલતો એક ભીમકાય પુરૂષ દુર્મદની સામે આવી ઉભો રહ્યો. તે પુરૂષની સાથે બીજા દસ માણસો હતા. તેઓ દુર્મદની પાછળ ઉભા રહ્યા. દુર્મદ ક્ષણભર સ્તબ્ધ બની આવનાર સામે જોઇ રહ્યો. પાછળ ઉભેલા દસ માણસોમાંના એક માણસના હાથમાં સળગતી મશાલ હતી. તેના પ્રકાશમાં આવનાર માણસ દુર્મદસિંહ અને ભુજંગસિંહથી પણ વધારે ભયંકર જણાયો. તેની આંખ્યોમાંથી આગના તનખા ઝરતા હતા. હોઠ ફરકતા હતા. તેના મજબુત હાથ કમ્મરે લટકતી તલ્વાર તરફ વળતા હતા. દુર્મદ ભયભીત વદને જોઇ રહ્યો. એવામાંજ તે પ્રચંડકાય પુરૂષે ગર્જનાયુક્ત સ્વરે પૂછ્યું, " દુમદ ! મને ઓળખે છે કે ? "

દુર્મદે કાંપતા સ્વરે કહ્યું, " હા, ના, તુ કોણ છે ? "

" યાદ કર, આ સ્નેહસિંહની ઓળખાણ પડે છે ? "

" આહ ! કોણ તુ સ્નેહસિંહ ? શું હજી જીવે છે ? " દુર્મદે ફાટી આંખે પૂછ્યું.

" હા, હું તારા પહેલાં સ્વર્ગમાં જનાર નથી. દુષ્ટાત્મા ! ચાલ તૈયાર થા. હું તને હવે યમસદનમાં મોકલી આપું. " આમ બોલતાંજ સ્નેહસિંહે છલંગ મારી તેને ગરદનમાંથી પકડયો. દુર્મદે સમશેર ખેંચી; પણ તત્કાળ ભુજંગે તેની નજીક દોડી આવી સમશેર લઇ લીધી. સ્નેહસિંહે ક્રોધને વશ થઇ તેને જમીનપર પટકી તેનો વધ કરવાને તલવાર ઉંચી કરી. પણ તરત સ્નેહસિંહનો તલવાર વાળો હાથ પકડી ભુજંગસિંહ બોલ્યો, " આ પાપીનો આવી રીતે વધ કરવો ઉચીત નથી. તેને જીવતો અગ્નિકુંડમાં હોમવાની મ્હેં પ્રતિજ્ઞા કરી છે. માટે તેને હવે બંધીવાન બનાવી આપણી સાથે લઇ ચાલો."

" હા, એ શિક્ષા તેને લાયકજ છે. " સ્નેહસિંહે અનુમતી દર્શાવી. તત્કાળ સૈનિકોએ તેને દોરડાથી મજબુત બાંધી દીધો. ભુજંગ

અને સ્નેહસિંહના હૃદયમાં અત્યારે પિશાચ સ્વરૂપ ક્રોધે પ્રવેશ કર્યો હતો. રસ્તે ચાલતાં બન્નેએ દુર્મદને માર મારી અધમુઓ બનાવી દીધો. અંતે સઘળા ખંડેરમાં આવી પહોંચ્યા. ભુજંગે સૈનિકોને બોલાવી મશાલો સળગાવવાની આજ્ઞા કરી. આજ્ઞાનો અમલ તરત થયો. સર્વત્ર પ્રકાશ પથરાઇ રહ્યો. દુર્મદના પકડાવાની સઘળાને જાણ થઇ. દુષ્ટ દુશ્મનને જોવાને સઘળાં એકત્ર થયાં. દુર્મદની દશા દયાજનક થઇ પડી હતી. તે મુખથી કંઇ પણ નહિ બોલતાં દરેકની સામે જોતો હતો. સઘળા સૈનિકોના મુખપર ધિક્કારની લાગણી જણાતી હતી. રાજા સમરસિંહે દુર્મદની પાસે આવી તેને બોલાવ્યો. દુર્મદે તેમના સામે જોયું. જે સમરસિંહ અને સ્નેહસિંહને પોતે મૂએલા સમજતો હતો, તેમને જીવતા જોઇ તેના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. આ સાથે પોતાને હવે મરવાનું છે એમ તેના મનમાં દૃઢ નિશ્ચય થયો. રાજા સમરસિંહનું દયાળુ હૃદય તેની દશા જોઇ દ્રવ્યું. તેમણે પાસે ઉભેલા ભુજંગ તરફ દ્રષ્ટિ કરી કહ્યું, " આનું હવે શું કરવાનું છે?"

" તેને જીવતોજ અગ્નિ કુંડમાં હોમવાનો છે. " બન્નેએ સાથેજ જણાવ્યું.

" અરે ! એ તો ઘણુંજ ભયંકર." સમરસિંહે કમકમી કહ્યું.

" શું એ પોતે ભયંકર નથી ? " સ્નેહસિંહે પૂછયું.

" છે, પણ દુશ્મન પર દયા કરવી એ આપણો ધર્મ છે. " સમરસિંહે કહ્યું.

" તમારા એ દયા ધર્મની અત્યારે જરૂર નથી. તમારી દયાથી જ આ ચંડાળે આપણને જંગલ નિવાસી બનાવ્યા છે. ભાઇ ! વિચાર તો કરો કે આ નરાધમે કેટલાં સ્ત્રી-પુરૂષ બાળકોનાં લોહી વહાવ્યાં છે ? અરે તેણે અનેક નિરપરાધી જનોને જીવતાં જીવત આગમાં ભસ્મ કર્યાં છે. આ સઘળાં કર્મોથી તેને પણ હવે આગમાં બળવું પડશે. તેનાં કુકર્મોના બદલામાં આ શિક્ષા ઘણીજ ઓછી છે. મોટાભાઇ ! આપ અહિંથી પધારી જાવ. તમારા જેવા દેવની

દ્રષ્ટિ આ પાપીની પર પડવાની જરૂર નથી." સ્નેહસિંહે વિશેષ જણાવ્યું.

આ વખતે મારૂં કંઈ ચાલી શકે એમ નથી. ભુજંગ અને સ્નેહસિંહના હૃદયમાં રાક્ષસે પ્રવેશ કર્યો છે. તે મારૂં માનનાર નથી. દુર્મદને તેના ભાવી પર છોડયા વિના છૂટકો નથી. આવી રીતે મનમાં ગણગણતા સમરસિંહ ત્યાંથી ચાલતા થયા. પિતાની દુર્દશા જોવાને આ વખતે કનકકુમાર ત્યાં હાજર નહોતો. ભુજંગસિંહે એક સૈનિક ટુકડી સાથે દુશ્મનની હિલચાલ તપાસવાને મોકલ્યો હતો. દુર્મદની અંતિમ દુર્દશા નિહાળનાર ભુજંગસિંહ-સ્નેહસિંહ અને અન્ય સૈનિકો સિવાય નજીકમાં કોઇ નહોતું. પણ એક રમ્ય રમણી દૂર ઉભી રહી આ દેખાવ નિહાળી રહી હતી. દુર્મદની દશા નિહાળી તેની ચક્ષુઓમાં જળ ઉભરાયું હતું. આ રમણી અન્ય કોઇ નહિ પણ દુર્મદની પુત્રી રમાસુંદરી હતી. દુર્મદે તેને દુઃખ દેવામાં કંઇ પણ બાકી રાખ્યું નહોતું, છતાં પિતા પ્રત્યેના પ્રેમે તેની આંખોમાં જળ આણ્યું. રમા વ્યાકુળ વદને પિતાની તરફ જોઇ રહી હતી. પિતાને મૃત્યુના મુખથી શી રીતે બચાવવા તેનો તે વિચાર કરતી હતી; પણ વિચારમાં તેને કંઇ પણ રસ્તો જણાયો નહિ. એવામાંજ ભુજંગે નજીકમાં ઉભેલા સૈનિકોને ઉદ્દેસી ભયાનક સ્વરે કહ્યું, "બહાદુરો! જાવ, બે મોટી ચિતાઓ તૈયાર કરી મને ખબર આપો. આપણે આપણા દુશ્મનોને આજે જીવતા બાળવાના છે." સૈનિકો ચાલ્યા ગયા. રમા ધ્રુજી ઉઠી. સૈનિકો ખંડેરની પાછળની બાજુએ આવેલા મયદાનમાં બે મોટી ચીતાઓ ખડકવા લાગ્યા. થોડીવારમાં એક મોટી ચીતા તૈયાર થઈ. બીજી ખડકાવા માંડી. આ વખતે રમાસુંદરીએ ત્યાં આવી સિપાહીઓ પ્રત્યે પૂછ્યું, "આ બે ચિતાઓ કોના માટે તૈયાર થાય છે?"

"એક રાજા દુર્મદની અને બીજી તેના સરદારો કે જે હાલ આપણા તાબામાં કેદ પડેલા છે તે શઠરાય અને પ્રપંચપ્રસાદ માટે."

"આ રાજાની ચિતા તૈયાર થાય છે?"

"હા. આપને કેમ પૂછવું પડ્યું ?" એક સરદારે જવાબ આપી પૂછ્યું.

"મારો વિચાર એવો છે કે રાજા દુર્મદની ચિતા આ ખંડીએરની દિવાલ આગળ ગોઠવવી. કારણ કે ગમે એવો પણ તે રાજા છે. તેની ચીતા સામાન્ય સરદારોની સાથમાં રાખવી તે યોગ્ય નહિ."

રમાનું કહેવું સાંભળી તરત દસ સૈનિકો દિવાલ નજીક જઇ સમચોરસ ચિતા ખડકવા લાગ્યા. રમા ખંડેરમાં જઈ રાજા સમરસિંહને મળી. બન્નેએ થોડીકવાર ખાનગી વાતો કરી કંઇક નિર્ણય કર્યો તે પછી રાજા સમરસિંહે પોતાના અંગ રક્ષકોને પાસે બોલાવી તેમને કંઇક ખાનગી સુચના કરી. તરત તેમાંના દસ સિપાહીઓ દુર્મદની ચિતા તરફ ગયા અને ચિતાની વચ્ચે ગોઠવેલાં લાકડાં કાઢી નાખી તેની જગાએ ઘાસ ભર્યું કે જેથી દુર્મદ પડે એવો ભસ્મ થઇ જાય. ચિતાની વચમાં એક પણ કાષ્ટ રહ્યું નહિ. ફક્ત આસપાસ લાકડાં ખડકાએલાં રહ્યાં. આ પછી તે સિપાહીઓ સમરસિંહ પાસે આવ્યા. સમરસિંહે તેમને ખંડીએરમાં મોકલ્યા. ખંડેરની દિવાલ આગળ જ્યાં દુર્મદને માટે ચિતા તૈયાર કરવામાં આવી હતી, તે દિવાલની ઉપર એક બારી આવેલી હતી. રમા ત્યાં જઇ બેઠી. સિપાહીઓને આવેલાં જાણી તે વળી પાછી નીચે ઉતરી અને સિપાહીઓ સાથે ખંડેરના અંતર ભાગમાં ગઇ. ત્યાં શું કરવા ગઈ તે અંધારામાં જોઇ શકાય એમ નહોતું. ચિતાઓ તૈયાર કરી સૈનિકોએ સરદાર બહાદુરને ખબર આપી. તત્કાળ ભુજંગે દુર્મદને ત્યાં ઘસડી જવાની આજ્ઞા આપી. સિપાહીઓએ દુર્મદને લઇ જઇ ચિતા સમક્ષ ઉભો કર્યો. સરદાર મંડળ સાથે સૈનિક મંડળ ત્યાં આવી ઉભું રહ્યું. ભુજંગસિંહે નજીક ઉભેલા સરદારોને શકરાય તથા પ્રપંચ પ્રસાદને લઇ આવવાની આજ્ઞા કરી. સિપાહીઓ ચાલ્યા ગયા અને થોડીવારમાં તે બન્ને કમનશીબ કેદીઓને લઈ ત્યાં હાજર થયા. ઘણા દિવસ સુધી કેદખાનામાં રહેવાથી બન્ને મુડદાલ જેવા થઇ ગયા હતા.

ચહેરા શુષ્ક અને શરીર હાડપિંજર જેવાં જણાતાં હતાં, બન્નેને રાજા દુર્મદની જોડે લાવી ઉભા રાખ્યા. પોતાના રાજાને જોતાં જ તેઓ રડી પડયા, દુર્મદની આંખ્યોમાંથી પણ અસ્ખલીત્ અશ્રુપ્રવાહ વહેવા લાગ્યો. તેઓને રડતા જોઈ સ્નેહસિંહે કહ્યું, "હવે શા માટે રડો છો? નિર્દોષ જનોની કત્લ વખતે જો તમે રડયા હોત તો અત્યારે તમારી આ દશા નહોત. તમારે જે શિક્ષા ભોગવવાની છે તે તદ્દન વ્યાજબીજ છે. જો તમારી પેઠે અમે તમારા હાથમાં પકડાયા હોત તો તમે પણ અમને આનાથી અધિક ભયંકર શિક્ષા કરત. પ્રથમ તમારો વખત હતો; હવે અમારો છે, માટે મરતાં અગાઉ પ્રભુનું સ્મરણ કરી લ્યો કે જેથી તમારાં પાપમાં કંઇક ઘટાડો થાય."

"ચાલો; પ્રથમ પેલી મોટી ચિતા સળગાવો." ભુજંગે આજ્ઞા આપી. તત્કાળ ચિતા સળગાવવામાં આવી. ભુજંગે પ્રપંચપ્રસાદ અને શઠરાય તરફ દૃષ્ટિ કરી પૂછ્યું "કેમ તમારે કંઇ કહેવું છે?" બન્ને મૌન્ન રહ્યા. અને ભડભટાટ સળગતી ચિતા જોઇ તેઓ ધ્રુજવા લાગ્યા. ભુજંગે તેમને ચિતામાં હોમવાનો હુકમ આપ્યો. એ યમદૂત જેવા જણાતા સૈનિકોએ દોડી આવી સ્ત્રીઓની લજ્જા લુંટનાર અને ગરીબોના પ્રાણ પરહરનાર પાપાત્માઓને ઉપાડી ચિતામાં ફેંકયા, બન્ને ચિસેચીસ પાડવા લાગ્યા, અલ્પ સમયમાં જ તેમની ચિસો બંધ પડી, અગ્નિ દેવે તેમને હતા નહતા કરી દીધા. દુર્મદ ભયભીત વદને પોતાના વ્હાલા સરદારોનું મૃત્યુ અવલોકી રહ્યો. આ પછી ભુજંગે તેને પૂછ્યું, "કાં તારી શું ઇચ્છા છે?"

"મારી ઇચ્છા કંઇ નથી. ભુજંગસિંહ! કરેલાં કર્મનો બદલો આ જન્મમાં જ મળે છે એવું ભાન મને હવે થાય છે. મારા હાથથી અનેક દુષ્કર્મો થયાં છે. હું જીવવાની ઇચ્છા રાખતો નથી. હું સળગતી ચિતામાં હોમાઇ મારાં પાપનું પ્રાયશ્ચિત કરીશ. આ અંત સમયે મારી આંખ્યો ઉઘડી છે, હું મારાં પાપની પ્રભુ પાસે ક્ષમા માગું છું અને મરતાં પહેલાં તમને સઘળાને ચેતાવું છું કે મારા મરણ

પછી તમે સાવધ રહેજો. દુર્જનસાલ અને કળાવતી મારા મૃત્યુ સમાચાર સાંભળી તમારી સાથે યુદ્ધ આરંભશે. તેઓ કપટકળા નિપુણ છે. તમારી સઘળી ચાલાકી અને યુક્તિઓ તેમની આગળ ચાલી શકશે નહિ. બન્નેએ તમારી પાયમાલી કરવાની પ્રતિજ્ઞાઓ કરી છે. અમારી પાસે મોટું લશ્કર છે. માટે ખૂબ સંભાળજો. મારે તમારે હવે વૈર નથી. એક મિત્ર તરીકે હું મરતાં અગાઉ આ સૂચના કરૂં છું. માનવી યા ન માનવી તે તમારી મરજીની વાત છે." આટલું કહી દુર્મંદે નેત્રો બંધ કરી પ્રભુનું રટણ કરવા માંડયું. જીવનમાં એક પળ વાર પણ પ્રભુના નામનો ઉચ્ચાર નહિ કરનાર મરણ સમયે ભગવાનનું નામ લેવા લાગ્યો. ભુજંગસિંહ અને સ્નેહસિંહ તેની સૂચના સાંભળી ખડખડાટ હસી પડયા. બાદ તેને અગ્નિમાં હોમવાની આજ્ઞા થઇ. ચિતાને સળગાવવામાં આવી. બે સૈનિકોએ તેને અદ્ધર ઉપાડયો. ભુજંગ ભયાનક સ્વરે બોલ્યો, "હા! આજે મારી પ્રતિજ્ઞાની પૂર્ણાહુતી થાય છે. મારો ભયંકર દુશ્મન આજે ભસ્મ થાય છે. મારી પ્રતિજ્ઞાથી હું આજે મૂક્ત થાઉં છું. ગરીબને રંજાડનાર દુર્મદ! સાંભળ,

દુષ્કર્મના કરનાર પર, કોપ કુદરત તણો થાતો,
કરેલાં કર્મનો બદલો, ખરેખર આ ભવે મળતો.

તારા સંબંધમાં આ વાક્ય સત્ય થાય છે. સિપાહીઓ! જાઓ, આ કર્મચંડાળને આગના ભડકામાં ફેંકી દો."

સિપાહીઓએ ચિતાથી થોડેક દૂર ઉભા રહી પત્થરની માફક દુર્મદને ચિતાની અંદર ફેંકયો. ચારે તરફ પ્રસરેલી જ્વાળા વચ્ચેના ખાડામાં દુર્મદે પડતાં–પડતાં કારમી ચીસ નાખી, તે ખાડમાં લાકડાં નાખવાની આજ્ઞા થઈ. ઉપરાઉપરી સુકાં લાકડાં પડવા લાગ્યાં. અગ્નિની પ્રચંડ જ્વાળાઓ નીકળવા લાગી. દુર્મદની એક ચીસ સિવાય બીજી સંભળાઇ નહિ. ભુજંગસિંહ અને સ્નેહસિંહ પોતાના વૈરીને ભષ્મ થતો આનંદથી જોઈ રહ્યા. આજે બન્નેની પ્રતિજ્ઞા સફળ થઇ. તેમનો ભયંકર શત્રુ નાશ પામ્યો. આ ખુશાલીમાં ભુજંગે

ખભે ભરાવેલું રણશીંગુ જોરથી વગાડયું. સઘળા સૈનિકો જય ગર્જના કરવા લાગ્યા. ભુજંગે સ્નેહસિંહને ગાઢ આલિંગન આપ્યું. છેવટે પ્રાતઃકાળ થયો. મોટા મયદાનમાં સભા ભરવામાં આવી. મહારાજા સમરસિંહ પણ હાજર થયા. એક ઘોડેસ્વારને દોડાવી કનકને ત્યાં તેડાવ્યો, કનક આવ્યો. પિતાના મૃત્યુ સમાચાર જાણ્યા, આંખોમાં અશ્રુ ઉભરાયાં. સમરસિંહે આશ્વાસન આપી તેના હૃદયનું સમાધાન કર્યું. બાદ સર્વાનુમતે ઠરાવ કરી નૌતમનગરના મુખ્ય સરદાર દુર્જનસાલ પર દુર્મદના મૃત્યુ સમાચાર અને પછી કનકસિંહને રાજ્યગાદી સોંપવા વગેરેની મતલબનો પત્ર લખી એક દૂતને દુષ્મનોની છાવણી તરફ રવાના કર્યો. દૂતના ગયા બાદ સભાનું વિસર્જન થયું. સઘળા પ્રાતઃકર્મમાં ગુંથાયા.

## પ્રકરણ ૪ થું.

### દુષ્મનની છાવણીમાં.

ઢંકાયો ઢાંકયો નવ રહે, જેમ વાદળમાં સૂર;
(તેમ) છૂપો છૂપાયો નવ રહે, પ્રતાપી રણસૂર.

રાત્રિ પૂર્ણ થઈ પ્રાતઃકાળ થયો, પણ રાજા દુર્મદસિંહ છાવણીમાં આવ્યો નહોતો સઘળે શોધખોળ ચાલી. રહી હતી. સઘળાં અનેક પ્રકારનાં તર્કવિતર્ક કરતાં હતાં. રાજા એકાએક કયાં ગૂમ થઇ ગયા હશે ? તપાસ કરતાં એમ માલમ પડે છે કે ગઇ કાલે રાજાજી એક સરદાર સાથે ફરવા ગયા હતા, પણ પછી તે સરદાર કે રાજા બેમાંથી કોઇ પણ પાછું આવ્યું નથી. આનું શું કારણ હશે ?" આમ વિચાર કરતી કળાવતી ચિંતાગ્રસ્ત મુખે તંબુમાં બેસી રહી હતી. એવામાં દુર્જનસાલે તેની પાસે આવી કહ્યું, " મહારાણી ! ઘણી તપાસ કરી પણ રાજાનો પત્તો મળતો નથી. તેમની સાથે ગ-

એશે પચાસ નંબરની ટુકડીને સરદાર પણ નથી. આથી મને વ્હેમ પડે છે કે બન્ને કદાચ શત્રુઓના સપાટામાં સપડાયા હશે. વળી મ્હેં એમ પણ સાંભળ્યું છે કે આ પ્હાડી પ્રદેશમાં પેલો ભુજંગસિંહ આખો દિવસ ર્ફ્યા કરે છે. કદાચ રાજા અને સરદાર તેની નજરે પડયા હોય તો તે તેઓને સપડાવ્યા વિના રહે નહિ. મારૂં માનવું તો એવું છે કે રાજા ને સરદાર જરૂર શત્રુના હાથે પકડાયા હશે. જો તેમને પકડયા હશે. તો તેમનું જીવન બચવું મુશ્કેલ છે. ભુજંગસિંહે રાજા દુર્મદને જીવતોજ બાળવાની ભિષ્મ પ્રતિજ્ઞા કરેલી છે. રાણી! જો એમ થયું હશે તો આપણે શું કરીશું ?" આટલું કહી દુર્જનસાલ રાણીના વદનકમળ સામે જોઇ રહ્યો. રાણી સ્મીતહાસ્ય કરી બોલી, "પ્રભુ કરેને જો એમ થયું હોય તો ઘણુંજ સારૂં થાય. ટાઢા પાણીએ ખસ જાય. આપણો વિચાર જ્યારે અને ત્યારે તેનો નાશ કરવાનો તો હતોજ; તે આપણો વિચાર બીજાના હાથથી સફળ થયો હોય તો આપણે આનંદ માનવો જોઇએ. કારણ કે આપણને વગર મહેનતે રાજ્યગાદી પ્રાપ્ત થશે."

દુર્જને હસીને પૂછ્યું, "રાજ્ય ગાદીપર કોણ બિરાજશે ?"

"મહારાણી કળાવતી."

"અને હું?" દુર્જને પૂછ્યું.

"તમે મારા પ્રિયતમ. તમારે હમેશાં આનંદમાં રહી રાજ્ય મહેલમાં રહેવું અને મને આનંદ કરાવવો. દુર્જનસાલ! આજ દિન સુધી આપણે ગુપ્ત રીતે આનંદ કરતાં હતાં, તે ભય હવે જતો રહ્યો છે. આપણે હમેશાં નવનવા આનંદ કરીશું. કેમ મારા પ્રિયતમ ! મારૂં કહેવું બરાબર છે ને ?" આમ બોલી કળાવતીએ દુર્જનનો હાથ પકડયો. દુર્જને હાથ પાછો ખેંચી લેતાં કહ્યું, "રાણી! મારો હાથ મૂકી દો. તંબુના દ્વાર પાસે સિપાહીઓ ઉભા છે. તે જોશે તો આપણે શરમાવું પડશે. વારૂ હવે આપણે શું કરવું ?"

" આજનો દિવસ અહિં રોકાઈ કાલે નૌતમનગર તરફ ઉપડી જવું અને ત્યાં જઇ સિંહાસનારૂઢ થવું."

" પ્રજા અને સરદારો આપણુને સંમત થશે ? "

" હા, મ્હેં સઘળી બાબતનો બંદોબસ્ત કરી મૂકેલો છે. "

" વારૂ પેલો કનક કદાચ ગાદીનો દાવો કરશે તો ? "

" તેને તલવારના બળથી જવાબ આપીશું. "

" પણ સરદાર ભુજંગસિંહ તેનો મદદગાર છે એ કંઇ જાણો છો ? "

" હા, જાણું છું. તે લુંટારાને વશ કરવો મૂશ્કેલ નથી."

" કેવી રીતે? "

" ધનના ઢગલાથી. "

" તેથી તે સંતુષ્ટ થશે ? "

" દ્રવ્ય દેખી મોટા મુનીવર ચળે છે તો તેના શા ભાર. "

આમ વાત ચાલી રહી હતી એવામાં દ્વારરક્ષક સિપાહીએ અંદર આવી જણાવ્યું કે આપણો એક સરદાર અંદર આવી કાંઇક જણાવવા ઇચ્છે છે ? "

" આવવા દે. " કળાવતીએ આજ્ઞા આપી. સિપાહી ચાલ્યો ગયો. થોડીવારમાં એક બળવાન બાંધાનો સરદાર ત્યાં ઉપસ્થિત થયો. તેના સામે દ્રષ્ટિ કરી દુર્જનસાલે પૂછ્યું, " મહોબતસિંહ ! કેમ આવ્યો ?"

" ભયંકર સમાચાર જણાવવા. " મહોબતસિંહે ગમગીન ચ્હેરે જણાવ્યું.

" જણાવ કે શું છે ? " રાણીએ પૂછ્યું.

" મહારાજાને જીવતા બાળી મૂકવામાં આવ્યા છે. "

" કયાં ? કોણે ? " રાણી અને દુર્જને કૃત્રિમ ગભરાટથી પૂછ્યું.

" સાંભળો, હું દરેક સમાચાર મેળવી લાવ્યો છું. ગઇ કાલે મહારાજા એક સરદાર સાથે પ્હાડી પ્રદેશમાં ફરવા ગયા હતા. તે સરદાર બીજો કોઈ નહિ પણ ભુજંગસિંહ પોતેજ આપણી પચાસ

નંબરની ટુકડીના સરદારનો સ્વાંગ ધારણ કરી મહારાજાની સાથે ગયો હતો. તેણે આપણા સરદારને થાપ આપી પોષાક મેળવી કેદ કર્યો છે. ભુજંગસિંહ રાજાજીને સમજાવી પ્હાડમાં ઘણે દૂર લઇ ગયો અને તેનો મુકામ આવતાં પ્રત્યક્ષ થઇ રાજાજીને સપડાવ્યા. તે પછી તેણે તેનાં માણસોને બોલાવી રાજાજીને બાંધી ખંડેરમાં લઇ જવાની આજ્ઞા કરી. બાદ મધ્યરાત્રે બે મોટી ચિતાઓ તૈયાર કરાવવામાં આવી. તેમાંની એક મોટી ચિતામાં આપણા પ્રથમના કેદ થએલા સરદારો શઠરાય અને પ્રપંચપ્રસાદને પ્રથમ હોમી દીધા અને પછી બીજી ચિતામાં રાજાજીને પધરાવ્યા. રાણીજી ! ઘણોજ જુલ્મ થઇ ગયો છે, દુષ્મને ભયંકર કામ કર્યું છે."

"ત્હેં આ સમાચાર કેવી રીતે મેળવ્યા ?" રાણીએ શોકાતુર મુખે પૂછ્યું.

"મ્હેં તપાસને અર્થે મોકલેલાં માણસોમાંથી એક સિપાહી આ સમાચાર લાવ્યો છે. તેણે ચારણનો વેશ ધારણ કરી દુષ્મનના ખંડેરમાં પ્રવેશી ત્યાંના એક સિપાહીને પચીસ સોના મ્હોરો આપી સઘળા સમાચાર મેળવ્યા." મહોબતસિંહે વધુ જણાવ્યું.

"વારૂ બીજા કંઈ સમાચાર છે ?"

"હા, કનકકુમાર પણ ત્યાં છે. તે સૈન્ય સાથે આપણી પર હલ્લો કરનાર છે."

"ઠીક, જા; આ સમાચારનું ઇનામ તને ભારે મળશે." દુર્જને કહ્યું.

સરદાર ચાલ્યો ગયો. તે પછી બન્નેએ તંબુની બહાર નીકળી સઘળા સરદારો અને સૈનિકોને એકત્ર કરી મહારાજાના મરણ સમાચાર જણાવ્યા. સર્વ સ્તબ્ધ બન્યા. કળાવતીએ કૃત્રિમ શોક દર્શાવવામાં સીમા રાખી નહિ. દુર્જને અને અન્ય સરદારોએ તેને સમજાવી શાન્ત કરી. અંતે રાણીનો શોક ક્રોધના સ્વરૂપમાં બદલાઇ ગયો. રાણીએ વેર લેવાનું સૂચન કર્યું. સઘળાએ સંમતિ દર્શાવી. સરદારોને પોતપોતાના

સૈનિકો સાથે તૈયાર થઇ રહેવાનો હુકમ મળ્યો. એક સરદારને તાબડતોબ નોતમનગર દોડાવી બીજું વધારાનું સૈન્ય મંગાવ્યું. મધ્યાન્હ થતામાં છાવણીમાંના સૈનિકોમાં વૃદ્ધિ થઇ. સ્હેજ નમતો પહોર થતાં એક વિશાળ મયદાનમાં સભા ભરવામાં આવી. અધ્યક્ષ સ્થાને કળાવતી અને દુર્જનસાલ બિરાજ્યાં. સર્વત્ર ચૂપકીદી ફેલાઇ રહી. બાદ થોડીવારે દુર્જનસાલ ભાષણ કરવા ઉભો થયો. પણ તે કંઇ બોલે એ પહેલાં જ એક સૈનિક સિપાહીએ ત્યાં આવી જણાવ્યું કે, " એક ઘોડેસ્વાર દૂત આવ્યો છે, તે રાણી સાહેબાને મળવા માગે છે ? "

" શું દૂત ?" દુર્જનસાલે અને રાણીએ ચમકીને પૂછ્યું.

" હા. " સિપાહીએ નમૃતાથી જણાવ્યું.

" તે કોણ છે-ક્યાંથી આવ્યો છે ?" રાણીએ પ્રશ્ન કર્યો.

" તે કંઈ પણ જણાવતો નથી અને કહે છે કે મને જલ્દીથી મહારાણીજી પાસે જવા દયો. " સિપાહીએ કહ્યું.

" વારૂ તું જા અને તેને ફરીથી પૂછ કે તું કોની તરફથી દૂત થઇને આવેલો છે ?" રાણીએ જણાવ્યું.

સિપાહી ચાલતો થયો અને પછી થોડીવારે સમાચાર લાવ્યો કે, તે દૂત દુષ્મન તરફથી આવેલો છે. "

" વારૂં તેને આવવા દે. " રાણીએ આજ્ઞા આપી. સિપાહી તે દૂતને લઇ આવ્યો. આવનાર દૂત બળીષ્ટ હતો. તેનો દેખાવ બહાદુરોને કંપાવે તેવો હતો. તેણે તેની કમ્મરે ખુલ્લી સમશેર લટકાવી હતી. તેણે હાથમાં લાંબો અને મજબુત ભાલો પકડેલો હતો. આ ભીમકાળ દૂતને જોતાંજ સર્વ સૈનિકો અને સરદારો ભયગ્રસ્ત થઇ તેની સામે જોઈ રહ્યા. તે દૂત ત્યાં આવતાં જ એક ધિક્કાર સૂચક દ્રષ્ટિ ફેંકી એક બાજુએ ઉભો રહ્યો. રાણી અને દુર્જનસાલ પણ ભયભીત નજરે તેને અવલોકી રહ્યાં. વાચકો ! તમે આ બળવાન દૂતને ઓળખ્યો હશે ? તે અન્ય કોઈ નહિ પણ બહાદુર સરદાર ભયંકર ભુજંગસિંહ હતો અને તે પોતે જ દૂત થઈને આ દુષ્મનની છાવ-

ણીમાં આવ્યો હતો. સઘળે શાન્તિ વ્યાપી રહી. એક ઝીણી વસ્તુ પણ નીચે પડતાં તેનો અવાજ સંભળાય એવું મૌન પ્રવર્તાઈ રહ્યું હતું. બાદ થોડીવારે દુર્જનસાલે ધીમે રહી પૂછ્યું, " તમે કોણ છો ? ક્યાંથી આવ્યા છો ? શું નામ છે ? "

" હું રાજકુમાર કનકસેન તરફથી આવ્યો છું. જાતે રાજપૂત છું; પણ નામ જણાવવા લાચાર છું. "

ભુજંગસિંહે પ્હાડી અવાજે પણ ગંભીર વદને જવાબ આપ્યો.

" નામ જણાવવામાં કંઇ હરકત છે કે ? " રાણીએ કોમળ સ્વરે પૂછ્યું.

" હા, કંઇક એવું છે ખરૂં. મને રાજકુમારની આજ્ઞા છે કે પ્રથમ તમને સમાચાર જણાવવા અને પછી મારે મારૂં નામ જાહેર કરવું. "

" શું સમાચાર લાવ્યા છો ? " દુર્જને કરડાગીમાં પૂછ્યું. ભુજંગે લીંબુની ફાડ જેવી તેની આંખો પહોળી કરતાં કહ્યું, " મારા સમાચાર જાણ્યા પહેલાં પ્રથમ તમે જણાવો કે આ શી હીલચાલ અહિં ચાલી રહી છે ? "

" આ હિલચાલ સાથે તારે શું સંબંધ છે ? " રાણીએ રોષમય મૂખે પૂછ્યું.

" પાપાત્માઓની હીલચાલ મારે જાણવાની ખાસ જરૂર છે. "

" તે જાણવાની તને શું સત્તા છે ? જો તું અમારી હિલચાલ જાણવા આવ્યો હોય તો સમજી લેજે કે તારો કાળ તને બળાત્કારે જ અહિં ખેંચી લાવ્યો છે. " રાણીએ જણાવ્યું.

" આહ ! મારો કાળ ? " ભુજંગસિંહે અટ્ટહાસ્ય કરી આગળ કહેવા માંડ્યું, " રાણી ! મારા કાળની હજી ઘણી વાર છે. મારો કાળ આવતાં પહેલાં તો તમારે સઘળાંને કાળનાં ગ્રાસ થવું પડશે. રાણી અને સરદાર ! મારા શબ્દો પૂર્ણ ધ્યાનથી સાંભળો. હું એ કહેવા માગું છું કે જેઓ નીચ છે, જેઓ ભયંકર પાપી છે, તેઓ

તેમનાં દુરાચરણો કદાપિ ત્યાગતાં જ નથી, તેમ તેઓ નીચ ક્રૂર કર્મો કરતાં પણ પાછું વાળીને જોતાં જ નથી. તમે બન્ને હલકી જાતનાં છો એ આ વખતે પ્રત્યક્ષ કરી બતાવ્યું છે. જો તમે જાતવાન હોત તો એક દૂતનો કાળ આવ્યો છે એમ કહી શકત જ નહિ. તમે જાણતાં હશો કે આ દૂત કંઇ જાણતો નથી; પણ ના, એમ સમજશો નહિ. હું તમારાં સઘળાં કાવત્રાં જાણું છું. તમારો ઈરાદો હરામની રાજ્યગાદી ભોગવવાનો છે તે પણ હું જાણી ચૂક્યો છું; પણ તે તમારો ઇરાદો સ્વપ્નવત્ છે એમ ખાત્રીથી સમજજો. જ્યાં સુધી નૌતમનગરનો ખરો હકદાર હયાત છે, ત્યાં સુધી નૌત્તમનગરની રાજ્યગાદી પર તમારો શું અધીકાર છે? સમજો, રાજપૂત કુલાંગારો સમજો. હું તમને સમજાવવાને અર્થે જ અહિં આવ્યો છું.''

'' ઓ બેઅદબ ! તું આ શું બોલે છે ? કોની આગળ બોલે છે ? તેનું તને કંઇ ભાન છે ?'' દુર્જને ગુસ્સે થઇ પુછ્યું.

'' હું અત્યારે જે બોલું છું, તે સાચુંજ બોલું છું. વિશ્વાસઘાતી પ્રપંચનાં પુતળાંઓને સત્ય સમજાવવું એ મારી ફરજ છે. દુર્જનસાલ અને રાણી! તમે મહાન પાપી છો, તમે તમારા માલીક પ્રત્યે બેવફા નીવડ્યાં છો. આ દુર્જનસાલ નામધારી પિશાચે તેના વર્તનથી સદાને માટે પિશાચપણું ધારણ કર્યું છે. તમારા અપરાધની શીક્ષા તમારે ઘણીજ ભારે સહન કરવી પડશે. છતાં પણ હજી પાપની મૂક્તિ મેળવવાનો એક રસ્તો બાકી છે. જો તમે પાપકર્મોથી ભય પામતાં હો, જીવન સુમાર્ગે વાળવા ચાહતાં હો ? તમારા કલુષીત હૃદયમાં સત્ય સમજાયું હોય, તો ઉઠો, આ ક્ષણેજ મારી સાથે ચાલો અને રાજકુમાર કનકસિંહની ક્ષમા યાચો. તે ઉદાર છે. તમને અવશ્ય ક્ષમા આપશેજ. હું......'' ભુજંગને આગળ બોલતો અટકાવી દુર્જનસાલ આકળ વિકળ થઇ બોલી ઉઠયો, ''ગુલામ ! ચૂપકર તારી જબાન. તારા શબ્દો અસહ્ય થઈ પડ્યા છે. તેં આગનો વરસાદ વરસાવ્યો છે. ઓહ ! શું અમે એક નાના છોકરાની ક્ષમા

માગવા આવીએ ? નહિ, નહિ, અમારાથી એમ કોઈ કાળે પણ બનનાર નથી. અમારે શામાટે તેની ક્ષમા માગવી જોઇએ ? શું અમે નિર્બળ છીએ ? શું અમે સમશેર પકડવાને શક્તિવાન નથી ? શું તું આ સઘળા બહાદુરોને બાયલા ગણે છે ? જો એમ જાણતો હોય તો તારી ભૂલ છે. અમે કોઇનાથી ડરતા નથી. રાજકુમાર કનક રાજ્યદ્રોહી થયો છે. મહારાજા દુર્મદને જીવતા બાળવામાં તેનોજ હાથ છે, બસ તેથી તે નૌતમનગરની રાજ્યગાદીને માટે નાલાયક છે. નૌતમનગરની રાજ્યગાદી પર તો આ મહારાણી બિરાજશે અને તેની આજ્ઞાથી કનક અને તેના મદદગારોનો નાશ થશે. "

" નાશ કોનો થશે, એતો સમય આવે જણાશે. પણ તમે એમ ન સમજશો કે રાજ્યગાદી મેળવી તમારાથી સુખમાં રહી શકાશે ? અમારી સમશેરો સદા કાળ ખુલ્લી છે. તમને જ્યારે અત્યાચારનો બદલો મળશે ત્યારેજ તે મ્યાનમાં સ્થાન લેશે. " ભુજંગે રૌદ્ર સ્વરે જણાવ્યું.

" બસ ચૂપ થા. તારાં લાંબાં ટાયલાંથી કંટાળો ઉપજે છે. તને બોલવાનું કંઇ પણ ભાન નથી. જા, અહિંથી નીકળી જા. દૂત થઇને આવ્યો છે, તેથીજ જીવતો જાય છે. " રાણીએ ક્રોધથી કહ્યું.

" પણ મને જવાબ તો આપો ? " ભુજંગે શાન્ત સ્વરે પૂછ્યું.

" શાનો જવાબ ? " રાણીએ કર્કશ સ્વરે પૂછ્યું.

" યુદ્ધ કરવું છે કે રાજ્યગાદી છોડવી છે ? "

" જ્યાંસુધી અમારા શરીરમાં લોહીનું એકપણ ટીપું રહેશે ત્યાં સુધી રાજ્યગાદી પરથી હાથ ઉઠાવનાર નથી. અમે યુદ્ધ કરવાને તૈયાર છીએ. " દુર્જને ક્રોધાયમાન થઇ જવાબ આપ્યો. ભુજંગ ખડખડાટ હસી પડી બોલ્યો, " દુર્જન ! તારા મિથ્યા ક્રોધના આવેશથી મને હસવું આવે છે. તારામાં સમશેર પકડવાની તાકાત હોય એમ હું માની શકતો નથી. "

" ઓ મૂર્ખના શિરોમણી ! તારો લવારો એકદમ બંધ કરી દે. તારાં વચનો મારાથી વધુ વખત સાંભળી શકાતાં નથી. હા ! શું કરૂં ?

દૂત છે, તેથી કંઇ પણ કરી શકાતું નથી. જા, અહિંથી જલ્દી નીકળી જા, નહિ તો તારી હત્યા કરવી પડશે." દુર્જને દાંત પીસી કહ્યું. પુનઃ ભુજંગસિંહ પ્હાડી અવાજે બોલ્યો, "મારી હત્યા કરવાનું તારૂં ગજું નથી. મારા મનથી તો તું એક નામર્દ જેવો જણાય છે. હા ! શું કરૂં કે દૂત થઇને આવ્યો છું, નહિ તો તને મારા બળનો ચમત્કાર બતાવત. દુર્જનસાલ ! મિથ્યા ગર્વ શામાટે કરે છે ? તારી બ્હાદુરી મ્હેં રણભૂમિમાં બરાબર નિહાળી છે. યુદ્ધ વખતે તું છૂપાઇ રહેનારો કે કોઈ બીજો ! પાપાત્મા ! તારો મનુષ્યાવતાર શામાટે રદ કરે છે ! દુર્જન ! યાદ રાખજે કે ?

આ નાશવંત સંસારમાં, નહિ કોઈ અમ્મર છે માનવી ?
મળશે નતીજો કર્મનો, એ રાખજે હૃદયે ધરી. "

સમજો, ઓ શયતાનના સપાટામાં સપડાએલાં શ્યામમુખી મનુષ્યો ! ચેતો, સમજો; વખત વહી જાય છે."

દુર્જનસાલઃ—"હવે છાનો રહે. અમારી અજાણની બહાર કંઇ નથી. અમે કેટલાં શાન્ત છીએ; તે હવે સઘળાંએ જાણ્યું છે, બાકી તારાં વચનોથી તો તારી કત્લજ થવી ઘટે છે. આ મહારાણી અને હું ઘણાં જ રહેમ દીલવાળાં છીએ. વળી અમે સૌ કાંઇ સમજીએ છીએ. સઘળાં પોથાં પોથાં પણ ભણ્યાં છીએ; માટે તારે કંઇ પણ કહેવાની તસ્દી લેવાની જરૂરજ નથી. તું હવે વિના વિલંબે જલ્દીથી ચાલ્યો જા, એટલે પત્યું."

"હું એમને એમ જવા અહિં આવ્યો નથી." ભુજંગે કહ્યું.

"ત્યારે તારે કરવું છે શું ?" કળાવતીએ પૂછ્યું.

"મને જવાબ આપો કે તમારે સીધી રીતે રાજ્યગાદી સોંપવી છે કે મરણના મુખમાં જવું છે ! "

"આ નૌતમનગરના સરદારો જ્યાં સુધી સમશેરો પકડવાને શક્તિવાન છે; ત્યાં સુધી કોની તાકાત છે કે નૌત્તમનગરની સીમામાં પગ મૂકી શકે ?" એક સરદારે કહ્યું.

"ખરા હકદારના હાથમાં પણ સમશેર પકડવાનું સામર્થ્ય છે; એ તમારા ખ્યાલમાં તો છે ને ?"

"એ તો પછીથી સમજાશે; તે વખતે જોયું જાશે; પડશે એવા દેવાશે."

"ત્યારે મોતને ભળવા તૈયાર થજો."

"શું તું યુદ્ધનું આમંત્રણ કરવાને આવ્યો છે ?"

"હા, લ્યો આ મ્હોતનો પયગામ." કહી ભુજંગસિંહે એક પત્ર સભા વચ્ચે ફેંક્યો.

દુર્જનસાલે પત્ર ઉકેલી વાંચ્યો. તેમાં કનકને રાજ્યગાદી સોંપી દેવાનું સૂચવ્યું હતું.

સઘળા સભાસદોએ પત્ર સાંભળ્યો. સઘળાના મુખમાંથી એક સાથે ના, ના; એ પિતૃ ઘાતકને ગાદી નહિ અપાયના અવાજે નીકળ્યા. તે પછી સઘળાને શાન્ત કરી દુર્જનસાલે કહેવા માંડયું; "કેમ જોયોને મારા આ સુરાઓનો નિશ્ચય. જા; તું હવે જતો રહે, નહિ તો આ ઉશ્કેરાએલા બહાદુરો તને કદાચ ઈજા પહોંચાડશે. વળી વધારામાં તું જઈને સમરસિંહ–કનકસિંહને જણાવજે કે નૈતમનગરના રણવીરો તમને જોત જોતામાં કચરી નાખી મર્હુમ મહારાજાનું વેર લેશે."

"અન્નદાતાનું અનિષ્ટ ઇચ્છનાર! સ્વાર્થવશ થએલા શયતાન! યાદ રાખજે કે નિમકહરામીનાં કડવાં ફળ તારે આખરે ચાખવાંજ પડશે. અંતના ઇન્સાફમાં જરૂર તારો ન્યાય થશે." ભુજંગે શાન્ત સ્વરે જણાવ્યું.

"તે તારે જણાવવાની જરૂર નથીઃ જા, ચાલ્યો જા અહિંથી." દુર્જનસાલે કહ્યું.

"સરદાર ! એ દૂત અહિંથી કેમ જતો નથી ? એક હલકા દૂત સાથે શામાટે રકઝક–માથાફોડ કરો છો ! તેને એકદમ ચાલ્યો જવાનું કહો; અને ન જાય તો પહેરાવાળા પાસે ધક્કા મરાવી બહાર કઢાવી મૂકો." કળાવતીએ ક્રોધ મિશ્રીત અવાજે કહ્યું.

" મને ધક્કા મરાવી બહાર કઢાવવાની કંઈ જ જરૂર નથી. હું આ પળેજ ચાલ્યો જાઉં છું, પણ તમારા ભલાને માટે જતાં પહેલાં વળી પણ એક વખત જણાવું છું કે; હજી પણ સમજો, હરામની રાજ્યગાદી ભોગવવાના વિચારને આટલેથીજ અટકાવો. આ છેવટનું વાક્ય નહિ માનો તો સમજજો કે તમારી ઉપર દૈવજ રૂઠયો છે, અને..."

ભુજંગસિંહ વધુ બોલે એટલામાંજ ગુસ્સાથી લાલચોળ બનેલી કળાવતી એકાએક ઉભી થઇ બોલી ઉઠી; "ઓહ ! આ કેવું અપમાન ? એક નાદાન દૂતનું આ શું તોફાન–અભીમાન! ઓ બેઅદબ જા; જતો રહે; નહિ તો અમારાથી તારી હત્યા થઇ જશે."

" પવિત્ર જનોને પાવકની જ્વાળામાં ભષ્મ કરનારી ભામિની ! તારી જીભને વધુ લંબાવ નહિ. તું એક દૂતથી પણ વધારે અધમ છે. તું રાક્ષસી–પિશાચી–નારકી નારી છે." ભુજંગે કહ્યું.

કળાવતી ક્રોધાયમાન થઇ ગઇ. તે સમસ્ત શરીરે કંપતાં પોતાના સરદારોને ઉદ્દેશી ભયાનક નાદે કહેવા લાગી; " સરદારો જોઇ રહ્યા છો, શું સાંભળી રહ્યા છો ! પકડો આ અપરાધીને, તેને જીવતો છોડવાનો નથી. તેને પકડો, જંજીરોથી જકડો અને આપણા વિકાળ સિંહના પિંજરામાં તેને ફેંકી દયો. "

" હા, બહાદુરો ! તેને એજ શિક્ષા થવી જોઈએ. પકડી લ્યો એ બદમાસને. " દુર્જનસાલે વધુ આજ્ઞા આપી.

સરદારો અને સિપાહીઓ ઉભા થઇ સરદાર બહાદુર તરફ દોડયા, કે તેજ ક્ષણે ભુજંગસિંહે રૌદ્ર અવાજે હાથ લાંબો કરી કહ્યું, " મરવાને માટે દોડયા આવતા દુષ્મનો ! જીવનની કિંમત હોય તો મારાથી એક હાથ દૂરજ ઉભા રહેજો. તમારી સન્મુખ ઉભેલા દૂતને તમે જેવો તેવો સમજશો નહિ. તે મહા ભયાનક કાળ છે. તમો તેની તલ્વારના મહેમાન છો. જાઓ; જીવવું હોય તો જતા રહો; અને આ તલ્વારના મહેમાન થવું હોય તો આગળ આવો." કહી ભુજંગે કમ્મરે લટકતી તલ્વારને હાથમાં લીધી.

" શું એક દુતનું આટલું અભિમાન ?" પુનઃ રાણી ગર્જી ઉઠી.

" હવે મને સમજશો નહિ દૂત; પણ સમજજો તમારો યમ દૂત."

" તારે આટલી ઉદ્ધતાઇ કરવાનું શું કારણ છે ?" દુર્જનસાલે પૂછ્યું.

" પવિત્ર જનોની સેવા કરવાની મ્હેં પ્રતિજ્ઞા કરેલી છે. અત્યાચારીઓને પિડવા અને નિર્દોષજનોનું રક્ષણ કરવા સમશેર પકડેલી છે."

" તું દૂત નથી પણ કોઇ વેશધારી છે." પુનઃ રાણીએ પૂછ્યું.

" તમારૂં ધારવું સત્ય છે. હું દૂત નથી; પણ એક સરદાર છું. નિર્દોષોનો મદદગાર છું." ભુજંગે વિકટ સ્વરે કહ્યું.

" તારૂં નામ ?"

" સરદાર ભુજંગસિંહ."

" હેં ! શું તે તમે પોતેજ ?" દુર્જનના મુખમાંથી બોલાઇ જવાયું. ત્યાં એકત્ર થએલા સરદારો સિપાહિઓ સ્તબ્ધ બની જડવત્ બની ઉભા રહ્યા અને અનીમેષ દ્રષ્ટે ભુજંગસિંહના ભયાનક વદન પ્રતિ દૃષ્ટિ કરી રહ્યા. રાણી કળાવતીના ગભરાટ—આશ્ચર્યનો તો પારજ નહોતો.

સર્વને પોતાની તરફ જોઈ રહેલા જોઇ ભુજંગસિંહે પ્હાડી અવાજે કહેવા માંડયું, " તમે સઘળા મારી સામે શું જોઇ રહ્યા છો ? જો બળ—હિંમત હોય તો ચાલો આગળ આવો—મયદાન પડો."

તેનું બોલવું સાંભળી કોઈ પણ જવાબ દેવાની હિંમત કરી શકયું નહિ. સર્વત્ર ભયનો ભાસ થતો હોય એમ જણાયું. જો કે સઘળા હિંમતથી ઉભા હતા, પણ સર્વનાં શરીર ભયથી ધ્રુજતાં હતાં. પોતાને જવાબ નહિ મળવાથી પુનઃ ભુજંગસિંહે કહેવા માંડયું, " મને કેમ કોઈ જવાબ આપતું નથી ? શું બહાદુર જવાંમર્દો આટલાથી જ ડરી જતા હશે કે ? મને લાગે છે કે રણમયદાનમાં તમારાથી કંઈ પણ બની શકવાનું નથી. કારણકે ત્યાં મારા જેવા તો સેંકડો યોદ્ધાઓ તમારી પરોણાગત કરવાને હાજર થશે.

દુર્જનસાલ, રાણી અને સરદારો ! જાઓ; તમારી જગાએ બેસી જાઓ. અત્યારે હું દૂતના વેશથી અહિં આવેલો હોવાથી હું તમને કંઇપણ ઇજા કરનાર નથી. મારો આત્મા મને અત્યારે મના કરે છે. ઓ રાજદ્રોહિયો ! હું જાઉં છું. તમે તૈયાર રહેજો. આ ભુજંગસિંહ હવે ટુંક મુદતમાં તમારી મુલાકાત લેશે." આટલું કહી ભુજંગસિંહ વિદ્યુતવેગે ત્યાંથી ચાલતો થયો. સઘળું મંડળ તેની પાછળ જોઇ રહ્યું. તે દ્રષ્ટિ મર્યાદામાંથી અદ્રશ્ય થયો કે તરત જ કળાવતીએ બૂમ મારી કહ્યું, "એને પકડો; એને જીવતો જવા ન દયો; બહાદુરો દોડો અને તે આપણા ભયંકર દુષ્મનને પકડી કેદ કરો. તેને પકડનારને ભારે ઇનામ મળશે."

રાણીની આજ્ઞાથી અનેક સરદારો–સૈનિકો બહાદુર સરદારને પકડવાને દોડયા, પણ સરદાર બહાદુર તેમના જોવામાં કયાંથી આવે ? ઘણી તપાસ કરી અંતે સઘળા નિરાશવદને છાવણીમાં પાછા આવ્યા. કળાવતીના ક્રોધનો પાર નહોતો. તેણે યુદ્ધનાં રણતુર વગાડવાની આજ્ઞા આપી. રણવાદ્યો વાગવા માંડયાં. સૈનિકો–સરદારો તૈયાર થઇ ગયા. મોટું મયદાન અસંખ્ય સૈનિકોથી ઉભરાઇ ગયું. સૈનિકોની સંખ્યા અસંખ્ય હતી. સૈન્યની જુદી જુદી ટુકડીયો પાડી જુદા જુદા સરદારોને સોંપી દીધી. તે પછી કળાવતીએ દુર્જન સાથે જુસ્સાદાર વિસ્તૃત ભાષણ કરી સૈન્યને કુચ કરવાનું ફર્માન કર્યું. રણવાદ્યોથી ડોલતા સૈનિકો તેમના પગ પ્રહારથી ધરણીને ધ્રુજાવતા અને વીર હાકોથી દિશાઓને ગજાવતા તેમના દુષ્મનોનો નાશ કરવાને ઝડપથી પ્રયાણ કરવા લાગ્યા.



# પ્રકરણ ૫ મું.

## તૈયારી.

સરદાર બહાદુર ભુજંગસિંહ દુષ્મનની છાવણીમાંથી નીકળી પોતાના મુકામે આવ્યો અને સઘળા સમાચાર જણાવી તૈયાર થવાનું સૂચવ્યું. ખંડીએરના વિશાળ મયદાનમાં શોર-બકોર અને બહાદુર યોદ્ધાઓની દોડાદોડી થઇ રહી. બ્યુગલો વાગવા માંડયાં. આ વખતે ભુજંગસિંહ મહાન વિચારમાં ગરકાવ થયો હોય એમ જણાતું હતું. તેણે થોડીક ક્ષણ વિચાર કરી મોટેથી બૂમ મારી એક સિપાહીને પાસે બોલાવી રાજા સમરસિંહ અને સ્નેહસિંહને બોલાવી લાવવાનું સૂચવ્યું. સિપાહી ચાલ્યો ગયો. તેના ગયા બાદ ભુજંગસિંહે એક બીજા સિપાહીને બોલાવી સરદાર વીરકેતુને બોલાવી લાવવાનું કહ્યું. તે સિપાહી થોડીજ વારમાં વીરકેતુને બોલાવી લાવી ત્યાં હાજર થયો. વીરકેતુ બળીષ્ટ સરદાર હતો. તે ભુજંગસિંહના જમણા હાથ સમાન હતો. તેનું શરીર મજબુત હતું. મુખ ગૌર પણ દુષ્મનોને ત્રાસ આપે તેવું હતું, માથાના બાલ શીશોળીયાંની માફક લટકતા હતા. મુછોના આંકડા વળેલા હતા. યુદ્ધસ્ત્રિ પોશાકમાં શોભતો વીરકેશરી વીરકેતુ પોતાના સરદારની સમક્ષ આવીને ઉભો રહ્યો. તરત ભુજંગસિંહે કહ્યું, "સરદાર ! દુષ્મનો આ તરફ આવવાને નીકળી ચૂક્યા હશે ? શત્રુઓ વિશેષ છે. આપણે આ વખતે ઘણી સંભાળ રાખવાનીછે."

"આપણી સંભાળ શ્રીહરીને છે, આપણે નીતિના દાસ છીએ. સત્યને રક્ષવા અને ન્યાયનું પ્રતિપાલન કરવા આપણે મયદાન પડયા છીએ; સત્યમેવ જયતે. આપણો વીજય છે." વીરકેતુએ કહ્યું.

"તમારૂં કહેવું સત્ય છે; પરંતુ આ જમાનો જુદો છે. સત્યનો આખરે વિજય થાય છે. એવી મારી પણ દૃઢ માન્યતા છે, પણ નીતિના દુષ્મનો, ન્યાયનું ખુન કરનાર પિશાચો તેમની પ્રપંચજાળમાં

પ્રથમ ફાવી જાય છે. આને માટે આપણે પૂર્ણ સાવધ રહેવાની જરૂર છે. સરદાર ! હું દુષ્મનની છાવણીમાં જઈ આવ્યો છું. ત્યાંનું સર્વ નીરીક્ષણ કરતો આવ્યો છું. આ વખતે દુષ્મન દળ અથાગ છે. તેમાં નૌતમનગરના તાજા યોદ્ધાઓ આવી મળ્યા છે; અને તેથી આપણા સૈનિકો સાગર આગળ નદી સમાન છે. આપણા યોદ્ધાઓની બહાદુરી હું જાણું છું. દુષ્મનના અનેક સૈનિકોનો નાશ કરવા આપણો દરેક સિપાહી સામર્થ્યવાન છે. પછી તો હારજીત ઇશ્વરાધિન છે. ”

“ સરદાર ! હારજીતના વિચાર કરવાને આ સમય નથી. અત્યારે તો આપણે આપણું કર્તવ્ય વિચારવાનું છે. બોલો; આ સેવકને શું આજ્ઞા છે ? ” વીરકેતુએ પૂછ્યું.

“ વીરકેતુ ! કોણ જાણે કે શાથી આજે મારૂ હૃદય કંઇક અસ્વસ્થ થાય છે. યુદ્ધનું નામ સાંભળી જે ભુજંગ કેશરીની માફક ફાળ મારી ઉભો થતો હતો, તે અત્યારે કંઇક સમજાય ન સમજાય એવા ભાવીના ભયથી અપાર વિચાર સમૂહમાં ડુબ્યો છે. મને આ લઢાઇ છેવટની હોય એમ સમજાય છે, આ યુદ્ધમાં અનેક બહાદુરો ચિર નિદ્રામાં પડશે. સરદાર ! હું તને એક કામ સોંપવા ધારૂં છું. ”

“ આજ્ઞા કરો. ” વીરકેતુએ કહ્યું.

“ આજ્ઞામાં એજ કે તારે આ યુદ્ધમાં નહિ આવતાં અત્રેના સ્ત્રી મંડળને લઈ કોઇક નિર્ભયસ્થાને ચાલ્યા જવું અને તે સઘળાંનું તારે રક્ષણ કરવું. ”

“ આ કાર્ય કોઇ બીજાને સોંપ્યું હોત તો ઠીક થાત. કારણકે આ વીરકેતુ તેના પ્રિય સરદારની સાથે રહી રણરંગ ખેલવા આતુર છે. આવો રૂડો સમય મને ફરીથી કયારે પ્રાપ્ત થાય એમ છે ? ” વીરકેતુએ જણાવ્યું.

“ વીરકેતુ ! રાણી અને બાળકોનું રક્ષણ તારા સિવાય કોઇ કરી શકે એમ નથી, તું મારો વિશ્વાસપાત્ર, અરે મારૂં હૃદય હોવાથીજ આ કાર્ય તને સોંપું છું. આ કાર્ય બીજાને સોંપાય તેમ નથી.

સરદાર ! તું હવે તૈયારી કર અને મધ્યાન્હકાળ થતાં અહિંથી નીકળી જા. સાથે ચુનંદા સો સૈનિકો લેતો જજે અને મ્હેં અગાઉ બતાવેલા પેલા...ખંડીએરમાં નિવાસ કરજે. અહિંના સમાચાર હું ત્યાંજ મોકલીશ. ”

સરદારની આજ્ઞા સાંભળી વીરકેતુ નમન કરી ચાલતો થયો. તેના ગયા પછી તરતજ મહારાજા સમરસિંહ અને સ્નેહસિંહ ત્યાં આવ્યા. ભુજંગસિંહે કરવા ધારેલી ગોઠવણ તેમને વિદિત કરી. સમરસિંહે અને સ્નેહસિંહે તેના વિચારમાં અનુમતી દર્શાવી. બાદ એ ત્રિપુટી જ્યાં રાણી વગેરે હતાં ત્યાં આવી અને સર્વને તૈયાર થવાનું સૂચન કર્યું. રાણી અને સ્નેહસિંહની પત્ની વીરમતીએ જવાની અનિચ્છા દર્શાવતાં સાથે રહેવા દેવાની વિનંતિ કરી. રાજા સમરસિંહે નાનાં બાળકોની સંભાળની જરૂર હોવાથી તેમને જવાને સમજાવ્યાં. રાણી અને વીરમતી નાનાં બાળકો સાથે જવાને તૈયાર થયાં; પણ વસંત–કમળા અને રમાએ તો ત્યાંજ રહેવાનો નિશ્ચય જણાવી કહ્યું કે, અમે સમરાંગણમાં સૈનિક સ્વાંગ ધારણ કરી રણરંગ ખેલીશું અને અમારૂં બળ દુષ્મનોને બતાવીશું, ભુજંગસિંહ–સ્નેહસિંહ વગેરેએ તેમને ઘણુંએ સમજાવ્યાં; પણ તેમણે માન્યું નહિ. અંતે વિજય અને કનકે તેમને રહેવા દેવાનું જણાવ્યું. ભુજંગને કમળા–વસંતનાં પરાક્રમોની ખબર હતી; પણ રમાસુંદરીના વિચાર આવતાં તે બહાદુર સરદારનું હૃદય દુઃખી થતું હતું. તેણે રમાને રાણીની સાથે જવાને અનેક પ્રકારે સમજાવવા માંડી; પણ છેવટે રમાએ જણાવ્યું કે, આ દેહ દુઃખ ભોગવવાને માટેજ છે. હું આ સંસારમાં સુખી નથી. હું હવે વધુ જીવવાને પણ ઇચ્છતી નથી. હું આ સત્ય યુદ્ધમાં તમારી સાથે રહી યુદ્ધ કરીશ. તેમાં વિજય યા મ્હોત જે ભાગ્યમાં હશે તે મળશે. મરીશ તો અમર નામના થશે. બહાદુર સરદાર ! મને અત્રેજ રહેવા દયો. હું આ શુભ પ્રસંગે મારાં સ્નેહીજનોથી વિખુટી પડવા ચાહતી નથી. હું તમારી અત્યંત ઉપકારી છું, તો કૃપા કરી મને અત્રે રહેવા દઇ ઉપકારમાં વૃદ્ધિ કરો. ” રમાસુંદરીનાં

વચનોથી બહાદુર સરદારની આંખ્યોમાં ઝળઝળીયાં ભરાઇ આવ્યાં. રમા તરફના પવિત્ર પ્રેમમાં વિશેષ વૃદ્ધિ થઈ. તે મનમાં રમાની પ્રશંસા કરી બોલ્યો; " બહાદુર બાળા હું તારી ઇચ્છામાં અંતરાય નાંખવા નથી ચાહતો. ભલે તું અત્રે રહે. હું યુદ્ધમાં પણ જીવન પર્યંત તારૂં રક્ષણ કરીશ. "

" મોટો ઉપકાર થયો. સરદાર ! મારૂં અને સર્વનું રક્ષણ કરનાર દયાળુ પરમાત્મા સર્વત્ર છે. મારી ફીકર રાખશો નહિ. " આટલું કહી રમાએ વસંત–કમળા તરફ નજર કરી કહ્યું, " બ્હેનો ! ચાલો; આપણે પણ આયુધો ધારણ કરી તૈયાર થઇએ. "

" હા ચાલો. " કહી ત્રણે બાળાઓ અંદર ચાલી ગઈ. મહારાજા–સરદારો વગેરે તેઓની પાછળ જોઇ રહ્યા. બાદ ભુજંગસિંહે સરદારો અને સૈનિકોને એકત્ર કરી યુદ્ધ સંબંધી સૂચના આપી દીધી. સૈનિકોની ટુકડીઓ પાડી બબ્બે સરદારોના તાબામાં સોંપી. બહાદુર સરદાર ભુજંગસિંહ આ વખતે ઘણોજ ભયંકર દેખાતો હતો. તેની રૌદ્રમૂર્તિ દુષ્મનોનાં કાળજાં કંપાવે એવી લાગતી હતી. તે આમથી તેમ ફરી સૈનિકોની હરોળ ગોઠવતો હતો. મહારાજા સમરસીંહ–સ્નેહસિંહ–રમા–કમળા–વસંત–વિજય–કનક વગેરે તૈયાર થઈ ત્યાં આવ્યાં. તેમને જોતાંજ સૈનિકોએ જય ગર્જનાથી ગગન ગજાવી મૂક્યું. આજે સંઘળાં પૂર્ણ આનંદમાં હતાં. સ્વદેશના ઉદ્ધારને અર્થે રણરંગ ખેલવો એના જેવો અપૂર્વ આનંદ બીજે કયાંઈ પણ હોય નહિ. સ્વદેશ પ્રેમી બહાદુરો રણમયદાનમાંજ પોતાનું સાચું સુખ–આનંદ–કર્તવ્ય માને છે. જે શૂરવીર સ્વદેશના માટે સમરાંગણમાં શત્રુઓ સામે લઢે છે, તેના જેવો બીજો કોઇ ભાગ્યવાન નથી. બહાદુરો રણભૂમિમાં મરણ પામી પોતાનો યશ પાછળ મૂકી સ્વર્ગે સંચરે છે. પણ જે નામર્દ છે, જે સંસારમાં મોહમાયાને આધિન થઇ સ્વાર્થને માટે કેવળ દ્રવ્ય સંપાદનમાં જ સાચું સુખ–કર્તવ્ય માનનારા છે; તેઓ તો ઘરના ખુણામાં મરે છે. દુષ્ટ દુષ્મનોને દંડ દેવા, તેમના ત્રાસથી નિર્દોષ પ્ર-

જાનું રક્ષણ કરવા અને પિતૃઓની ભૂમિ ફરીથી પ્રાપ્ત કરવાને ભુજંગસિંહનાં તમામ પ્રિયજનો—સરદારો—સૈનિકો શસ્ત્રાસ્ત્રથી સજ્જ થઇ દુષ્મનો સામે જવાની આતુરતા ધરાવી રહ્યા હતા. ભુજંગસિંહે સઘળાને થોડીકવાર ઉભા રહેવાનું સૂચવ્યું. કારણ કે તેણે પોતાના બે સરદારોને દુષ્મનોની છાવણી તરફ મોકલ્યા હતા. તે સરદારો જે સમાચાર લાવે, તે પછી ભુજંગે કુચ કરવાનો વિચાર રાખ્યો હતો. આવી રીતે લગભગ એક કલાક વીતી ગયો. ભુજંગસિંહ અતિ આતુરતાથી સરદારોની રાહ જોઇ રહ્યો હતો. થોડીવારે તે બે સરદારો અશ્વોને દોડાવતા દૂરથી આવતા જણાયા. ભુજંગસિંહ આનંદ પામ્યો. તે બન્ને સરદારોએ નજીક આવી ઘોડાપરથી નીચે ઉતરી સરદાર બહાદુર સમક્ષ ઉભા રહી જણાવ્યું કે, દુષ્મનો છાવણીમાંથી નીકળી ચૂકયા છે. તેઓનો ઇરાદો આપણા ખંડેરને ચારે તરફથી ઘેરી આપણો નાશ કરવાનો છે.”

“તેમનો એ ઇરાદો નકામો છે. બહાદુરો! ચાલો, આપણે તે દગાબાજ દુષ્મનોને આ પવિત્ર ભૂમિ તરફ આવતા અટકાવીએ.” કહી બાહાદુર સરદાર ભુજંગસિંહ છલંગ મારી અશ્વારૂઢ થયો. મહારાજા સરદારો વગેરેએ તેનું અનુકરણ કર્યું. યુદ્ધનાં વાજીંત્ર જોસથી વાગવા માંડયાં. ચાલવાની આજ્ઞા થઇ. બહાદુર યોદ્ધાઓ જયગર્જનાથી ગગન ગજાવતા ચાલવા લાગ્યા. સૌને મોખરે કાળસ્વરૂપ ભાસતો વીરસરદાર ભુજંગસિંહ ઘોડેસ્વાર થઇ ગમન કરતો હતો. સૈનીકોનાં આયુધો તડકાથી ચળકાટ મારતાં હતાં. જોતજોતામાં સઘળા શૂરવીરો ખંડીએરમાંથી બહાર નીકળી દુષ્મનો સામે જવા ઝડપથી પગ ઉપાડી કુચ કરવા લાગ્યા.



## પ્રકરણ ૬ ઠું.

### જય-પરાજય.

પોતાને દારૂણ દુઃખમાં ડુબાવનાર, નિર્દોષજનોને ત્રાસ આપનાર અને હરામના રાજ્ય પડાવી લેનાર દુષ્ટ દુષ્મનોને શિક્ષા કરવા વીર ભુજંગસિંહ તેના બહાદુર યોધ્ધાઓ સાથે મયદાન પડયો. દુષ્મનોના આવવાના સમાચાર તેને મળી ચૂકયા હતા. ભુજંગસિંહ તેના સૈનિકો સાથે શત્રુઓના માર્ગ વચ્ચે ઉભો. તે જે સ્થળે દુષ્મનોનું સ્વાગત કરવાને સૈનિકો સાથે ઉભો હતો, તે સ્થળે મોટું મેદાન આવેલું હતું. મેદાનની આસપાસ ઝાડી પુશ્કળ આવેલી હતી. ભુજંગસિંહે થોડી વાર કંઇક વિચાર કરી પોતાના સઘળા સૈનિકોને ઝાડીમાં છૂપાઇ જવાની આજ્ઞા કરી. સૈનીકો અને સરદારો છૂપાઇ ગયા. માણસોથી ભરાઈ ગયેલું મયદાન થોડીવારમાં ખાલી થઈ ગયું. ભુજંગસિંહ પોતાની સાથે પચીસેક સરદારોને રાખી એક પહાડી પોલાણમાં છૂપાયો. ઉપસેનાપતી વીરસિંહ દૂર જઇ એકઉંચા ટેકરાપર ચઢી દુષ્મનોના આગમનની નિરીક્ષા કરવા લાગ્યો. મધ્યાનકાળનો સમય હતો. સૂર્ય ભગવાન માથે આવ્યા હતા. વસંતઋતુ હોવાથી સૂર્યનો તડકો બહુ તિક્ષણ લાગતો નહોતો. સ્વદેશ પ્રેમી યોદ્ધાઓ દુષ્મનોના આવવાની આતુરતા ધદાવી રહ્યા હતા. સમય વિતવા લાગ્યો. દુષ્મનો કેમ આવ્યા નહિ? શું તેઓ અન્ય માર્ગે તો ગમન નહિ કરી ગયા હોય! આવી રીતના તર્ક વીતર્ક થવા લાગ્યા. શત્રુઓની રાહ જોતાં ઘણો વખત વીતી ગયો. નમતો પ્હોર થવા આવ્યો. આ સમયેજ વીરસિંહે દૂરથી દુષ્મનોના દળને આવતું જોયું. તરત તેણે સંજ્ઞાસૂચક અવાજથી સઘળાને સાવધ કરી દીધા. દુષ્મનોની ભેટ લેવા આતુર બનેલા બહાદુરોના આનંદનો પાર રહ્યો નહિ. ભક્ષને માટે તલપી રહેવા વાઘની માફક સઘળા શૂરવીરો શસ્ત્ર પર હાથ નાંખી તૈયાર થઇ ગયા. છેવટે શત્રુ-

ઓ નજદીક આવી પહોંચ્યા. સૌને મોખરે ઘોડેસ્વારો હાથમાં ભાલા પકડીને ચાલતા હતા. તેમની પાછળ પાયદળ, આ પછી એક મોટા હાથી પર મૂકેલી સુવર્ણની અંબાડીમાં રાણી કળાવતી અને દુષ્ટ દુર્જનસાલ બિરાજમાન થયાં હતાં. હાથીની આસપાસ અંગરક્ષકો ખુલ્લાં શસ્ત્રો સાથે ઘોડેસ્વાર થએલા હતા.

હાથીની પાછળ બીજા અસંખ્ય ઘોડેસ્વારો અને શસ્ત્રઅસ્ત્રાદીકથી ભરેલાં ગાડાંઓ ચાલ્યાં આવતાં હતાં. હાથી મયદાનમાં આવતાં જ ભુજંગસિંહ તેના સરદારો સાથે એકાએક બહાર નીકળ્યો અને આભને ફાડી નાખે એવા મોટા અવાજથી તેણે દુશ્મનોને આગળ વધતા અટકાવ્યા. દુર્જનસાલ આગળ વધતો અટક્યો. તેણે કંઇક વિચાર ગોઠવી પાસેના એક અંગરક્ષકને કાનમાં કંઇક ખાનગી સૂચના આપી લશ્કરના પાછલા ભાગ તરફ મોકલ્યો. તે અંગરક્ષક સરદારે પાછળની પાંચ ટુકડીઓને ગુપ્ત સૂચના આપી કંઇક વિદાય કરી દીધી. તે ટુકડીયો જોત જોતામાં પાછળ પ્રયાણ કરી ગઇ. તે કયાં ગઇ–શું કામ માટે ગઇ; ખાનગી તેમને સૂચના શી મળી વગેરે અત્યારે કંઇ પણ જાણી શકાય એમ નહોતું. આ બાબતની ભુજંગસિંહને અગર તેના સરદારોને કંઈ પણ ખબર મળી નહિ. ભુજંગસિંહે ખભે ભરાવેલું રણશીગું ફુંકયું. છુપાઇ રહેલા સૈનિકો અને સરદારો મયદાનમાં દોડી આવ્યા. દુર્જને પણ પોતાના સૈનિકોને આજ્ઞા આપી દીધી. આજ્ઞા મળતાં ઉભય યોદ્ધાઓ એક બીજાની પર ટૂટી પડયા. યુદ્ધ શરૂ થયું. રણતુરો જોસથી વાગવા લાગ્યાં. રણતૂરોના અવાજથી યોદ્ધાઓ ઉન્મત્ત થઈ શત્રુઓને કાપવા લાગ્યા. ભુજંગ–વિજય–કનક વિગેરે બહાદૂરોની લાંબી સમશેરો વિજળીની માફક ચમકી શત્રુઓને ઘાસની માફક કાપી ધરાશાયી કરવા લાગી. વસંત–કમળા–રમા પણ અપૂર્વ પરાક્રમ દર્શાવવા લાગ્યાં. આ વીર રમણીઓએ લોહજડિત્ર બખ્તરો ધારણ કરેલાં હોવાથી પ્રચંડ રાક્ષસ સમાન જણાતી હતી. જાણીતા માણુસો સિવાય અન્ય કોઇ કહી શકે નહિ કે આ બખ્તરમાં છૂપાએલી રમ-

ણીયો છે. બખ્તરો સૂર્યના પ્રકાશમાં ચળકીને અન્ય સૂર્યપ્રકાશનો આભાસ કરાવવા લાગ્યાં. વીર બાળાઓની તલવારો ચારે તરફ ફરી દુષ્મનોનો સંહાર કરતી હતી. રણનીપુણ અશ્વો પણ પીઠપર સ્વાર થએલી સન્નારીઓના વિચારને અનુકુળ થઈ દોડતા અને આડા અવળા ફરી દુષ્મનોનાઘાથી બચતા ઘણા દિવસના વૈરનો પ્રચંડ જ્વાળામુખી ફાટી નીકળ્યો. સૈનિકો ગાંડા મનુષ્યોની માફક ઘુમવા લાગ્યા. ભયંકર યુદ્ધ મચી રહ્યું. ત્રાસજનક દેખાવ થઇ રહ્યો. ભાલા-તલવારો ઉછળવા લાગ્યાં. બંદુકોના અવાજથી ધરા ધમધમી રહી. ગોળીઓ સડસડાટ ચાલી ભયાનક કામ કરવા લાગી. બંદુકોમાંથી નીકળતા ધુમાડાથી આકાશ પણ ધુમ્રમય જણાવા લાગ્યું. તીરથી આકાશ છવાઈ ગયું. સર્વત્ર મારો-કાપો-હરહર મહાદેવના પ્રચંડ પોકાર થઇ રહ્યા હતા. જોતજોતામાં તો ઉભય પક્ષના સૈનિકો સાગર સંગમની માફક એક બીજાની સાથે મળી ગયા. દેવ દાનવોનું બીપણ-ત્રાસજનક તુમુલ યુદ્ધ મચી રહ્યું. સમરસિંહ મહારાજાની જય-કનકરાજનો વિજય-સરદાર બહાદુરનો જય, મારો-કાપો-જય ભવાની-જય ચંડિકા વગેરેના ગગનભેદી અવાજો ભુજંગસિંહના સૈન્યમાંથી સંભળાતા હતા. આયુધો એક બીજાના લોહીથી રંગાઇ રક્તવર્ણા જણાવા લાગ્યાં. સર્વત્ર કોલાહલ મચી રહ્યો. મરણના પોકારો-ઘાયલોની ચીસો હૃદય ભેદવા લાગી. ઘાયલ થઈ પડેલા-મરણને મળી શબ તૂલ્ય અવસ્થામાં પડેલા સૈનિકોના શરીરપર થઇને રણશુરા યોદ્ધાઓ રણરંગ ખેલવા લાગ્યા.

આ યુદ્ધમાં વીર ભુજંગસિંહ અને વિજયસિંહનું શૌર્ય અપ્રતિમ જણાતું હતું, બન્નેનો દેખાવ જાણે ભૂતોની વચ્ચે ઘુમતા શ્રીશંકરના ગણો સમાન દેખાતો હતો. બન્નેના હાથમાંની પ્રચંડ-લાંબી તલ્વારો મોરનાં હલકાં પીંછાની માફક ચારે તરફ ફરી શત્રુઓનું સથરાણ વાળતી હતી. સર્વાંગ લોહીથી રંગાઇ ગયાં હતાં. બન્નેએ મળી શત્રુઓના ઘણા સૈનિકોને જમીન દોસ્ત કરી નાખ્યા. શ્રીરુદ્ર

ભગવાન જાણે સૌનો સંહાર કરતા હોય એવું અદ્દભૂત પરાક્રમ દર્શાવતા બન્ને વીરો શત્રુઓની કાપણી કરતા હતા. કનક-વસંત-કમળા સમરસિંહ પણ અતુલ પરાક્રમથી શત્રુઓનો નાશ કરતા હતા. રણનિપુણ સ્નેહસિંહના શૌર્યનો દેખાવતો અલોકિક થઇ રહ્યો હતો. તેની તીખી તલવારથી શત્રુઓ ટપોટપ જમીનપર પડતા હતા. દુશ્મનોના પાછલા ભાગમાં તેણે ધુસી જઈ કાળો કેર વર્તાવી મૂક્યો હતો. પાછલા ભાગનું સૈન્ય તેની રૌદ્ર મૂર્તિ નિહાળી ભયભીત થઇ ગયું. તેના મારથી ભૂમરાણ મચી રહ્યું,શત્રુઓ જીવ બચાવવા પાછળ હઠવા લાગ્યા. આ સ્થિતિ દુર્જનના જાણવામાં આવતાં તેણે વિરોધસિંહ નામક ઉપસેનાધ્યક્ષને પાછળ મોકલ્યો. તેણે પાછળ હઠતા સૈનિકોને અટકાવી પુનઃસ્નેહ સિંહપર આક્રમણ કર્યું. સ્નેહસિંહની આંખ્યોમાંથી આગના તનખા ઝરતા હતા. તેણે ગાંડા ગજરાજની માફક ઉન્મત્ત થઇ અશ્વને સેનાધ્યક્ષ તરફ દોડાવ્યો. લાંબી સમશેરથી શત્રુઓના બે ભાગ કરતો સ્નેહસિંહ થોડી વારમાંજ વિરોધસિંહ સમક્ષ ઉપસ્થિત થયો. વિરોધસિંહે તેનો નાશ કરવાને હાથમાંનો લાંબો ભાલો જોરથી સ્નેહસિંહપર ફેંક્યો. ચાલાક સ્નેહસિંહે પ્રાણહંતા ભાલાને શરીરપર પડતાં પહેલાંજ યુક્તિથી પકડી લીધો. ભાલાનો પ્રહાર નિષ્ફળ જતાંજ વિરોધસિંહે બંદુક તાકી; પણ બંદુકમાંથી ગોળી નીકળે એ પહેલાંજ શૂરા સ્નેહસિંહે અશ્વને કુદાવ્યો. પવનવેગી અશ્વ પવનની માફક અદ્ધર ઉછળ્યો, અને વિરોધસિંહના ઘોડાની બાજુમાં થઇ ચાલ્યો. એટલામાંજ સ્નેહસિંહે આબાદ ઘાથી વિરોધસિંહને ઘોડેથી નીચે પાડ્યો. વિરોધસિંહ ઉભો થવાનો પ્રયત્ન કરવા લાગ્યો, પણ એટલામાંજ સ્નેહસિંહના અંગરક્ષકોએ તેને પૂરો કરી નાખ્યો. સેનાધ્યક્ષના મરણથી સૈનિકોમાં ભંગાણ પડ્યું. સ્નેહસિંહ અને તેના સરદારોએ અસંખ્ય શત્રુઓને કાપી નાખ્યા. શત્રુ સૈન્ય છિન્નભિન્ન થઇ ગયું. પેલી તરફ ભુજંગસિંહ અને વિજયે પણશત્રુઓને સાફ કરી માર્ગ મોકળો કર્યો. બન્ને વીર યોદ્ધાઓ દુર્જનસાલના હાથી સમક્ષ આવી પહોંચ્યા. દુર્જન

સાલના અંગરક્ષકો અને સરદારો પોતાના સરદાર અને રાણીનું રક્ષણ કરવાને મરણીયા થઈ લઢવા લાગ્યા. બંદુકો–તીરોનો મારો બંધ થઈ ગયો હતો. નજીકનાં હથીયારોનો સારો ઉપયોગ થતો હતો. ભુજંગસિંહે વિપુલ પરાક્રમથી શત્રુ અંગરક્ષકોમાંના ઘણાને જમીનપર સૂવાડયા. વિજયસિંહે હાથીના મહાવતને ભાલાના પ્રહારથી પરલોક પહોંચતો કર્યો. નિરંકુશ હાથી ચીસેચીસ પાડી પાછળ દોડયો. વિજયે દુર્જનને પાડવા ભાલો ફેંક્યો. દુર્જને ભાલાનો પ્રહાર ચૂકાવ્યો. હાથી પર શસ્ત્રોના પ્રહાર પડવા લાગ્યા. દુર્જન અને કળાવતી મરણના મુખમાં આવી પડવાથી ભયભીત થઇ એક બીજાની સામે જોવા લાગ્યાં. સરદારો અને સૈનિકો તેમને બચાવવા જીવતોડ પ્રયત્ન કરવા લાગ્યા. ત્યાં દારૂણ યુદ્ધ મચી રહ્યું. એવામાં જ વિજયસિંહે તલવારના ઉપરાસાપરી અનેક ઘા કરી હાથીની સુંઢ કાપી નાખી. લોહીનો ધોધ નીકળ્યો. હાથી કારમી ત્રાડ–ચીસ પાડી નીચે પડયો. કળાવતી અને દુર્જનસાલ નીચે પડતાં અંબાડીમાંથી નીકળી તરત ઉભાં થઈ ગયાં. સરદારો તેમના બચાવને અર્થે જીવ સટોસટ યુદ્ધ કરવા લાગ્યા. પોતાનાં માલીકોની દુર્દશા નિહાળી સૈનિકો મરવું કે મારવાના નિશ્ચયથી ધસ્યા. વિજય–ભુજંગનું પ્રબળ આક્રમણ શત્રુઓએ અટકાવ્યું આ સમય મળતાં દુર્જન અને કળાવતી ઘોડેસ્વાર થઈ સૈન્યના પાછળના ભાગમાં ગયાં; તો ત્યાં પણ સ્નેહસિંહ–સમરસિંહ વગેરે યોદ્ધાઓનું અપૂર્વ અદ્ભુત રણકૌશલ્ય નિહાળી સ્તબ્ધ–ભયભીત બન્યાં. તત્કાળ દુર્જને વિચાર કરી કળાવતીને બહાર નીકળી જવાની સૂચના કરી. કળાવતી સો બહાદુર સૈનિકો સાથે બહાદુર નીકળી ગઈ. તેના ગયા બાદ દુર્જનસાલ ચારે તરફ ફરી હતાશ બનેલા સૈનિકોને હિંમત આપવા લાગ્યો. સૈનિકો હિંમતથી લઢવા લાગ્યા; પણ સામેના શત્રુઓના બળથી વધુવાર ટકી શકયા નહિ. ભુજંગસિંહના પક્ષે એવો તો પ્રબળ મારો ચલાવ્યો કે દુષ્મનો છેક કાયર બની ગયા. શત્રુ સૈનિકોમાંથી અસંખ્ય સૈનિકો મરણને શરણ થઈ પડયા. મોટા–મોટા સરદારો પણ

પરલોક પ્રયાણ કરી ગયા હતા. ભુજંગસિંહના સૈન્યમાંથી વારંવાર વિજય ગર્જનાઓ સંભળાતી હતી. દુર્જનસાલ સ્તબ્ધ બન્યો. તેણે યુદ્ધ પહેલાં વિચાર્યું હતું કે, મારા અસંખ્ય સૈન્ય સામે ભુજંગસિંહનું મુઠીભર સૈન્ય કદાપિ ટકી શકશે નહિ. હું થોડીવારમાં જ ભુજંગ વગેરે શત્રુઓનો સંહાર કરી નૌત્તમ નગરની રાજગાદી લેવાનો માર્ગ નિષ્કંટક કરીશ. આવા વિચારોવાળા દુર્જનને પોતાના સૈન્યની દુર્દશા જોઈ ઘણું લાગી આવ્યું. તેણે વિજય મેળવવાને ઘણાએ પ્રયત્ન કર્યા; પણ તેનો એકે પ્રયત્ન ફળીભૂત થયો નહિ. શત્રુઓના પ્રચંડ મારાથી તેનું તમામ સૈન્ય ભયભીત થઈ ગયું હતું. ગોઠવેલી હરોળો તૂટી ગઈ હતી. જેમ જેમ સમય જતો હતો; તેમ તેના સૈનિકો સ્વર્ગે સિધાવતા હતા. દુર્જનની આશા ધૂળમાં મળી. તે સજળ નયને ચારે તરફ દૃષ્ટિ કરતો હતો. તેણે જીવતા રહેલા સરદારોને જુદાજુદા વિભાગમાં મોકલી ફરી એકવાર વિજયને માટે પ્રયત્ન આરંભ્યો પણ વિજય મળે એવાં ચિહ્‌ન જણાયાં નહિ. સૈનિકોની હાની વધારે થતી ગઇ. દુર્જન ભયભીત બન્યો. શું વિજયદેવી ભુજંગસિંહ તરફ વળશે. સમયરંગ તો એવોજ જણાય છે. ઉન્મત્તની માફક યુદ્ધમાં ધુમતા ભુજંગસિંહ વગેરે વિજય નિકટ જાણી વધુ શૌર્યથી રણરંગ ખેલતા હતા. નાના પક્ષે મોટા પક્ષપર વિજય મેળવવાનો સમય સમિપ આણ્યો. દુષ્મનો નાશ ભાગ કરવાની તૈયારી કરવા લાગ્યા; પણ એવામાંજ ચારે તરફથી અસંખ્ય તાજા લડવૈયા ઘોડેસ્વારોએ દોડી આવી કાયર-ભયભીત થએલા પોતાના બંધુઓને સ્હાય કરી. નાસવાના વિચારવાળા સિપાહીઓ હિંમતવાન બન્યા. દુર્જનના આનંદનો પાર રહ્યો નહિ. તેણે પ્રબળ વેગથી પુનઃ આક્રમણ કર્યું. આ નવું આવેલું સૈન્ય કે જે દુર્જને અગમચેતી વાપરી પ્રથમથી વિદાય કર્યું હતું તે હતું. તેણે તે વિદાય કરેલા સૈન્યના સરદારોને ખાનગી સૂચના આપી મૂકી હતી કે જ્યારે યુદ્ધનો રંગ બરાબર જામે ત્યારે તમારે એકાએક ચારે બાજુએથી નીકળી આવી શત્રુઓને ઘેરી લેવા. તે સમય જણાવવાનો માટે રણશીંગું ફુંકવામાં આવશે. તે સૈનિકોના ગયા પછી

યુદ્ધ જામ્યું અને ઉપર કથીત પ્રસંગ બન્યો. રણશીંગું ફુંકવાની તૈયારી માંજ દુર્જનને કળાવતી સાથે હાથી પરથી નીચે પટકાવું પડ્યું. રણશીંગું સૈનિકોના પગ નીચે છૂંદાઇ ગયું. જીવ બચાવવાના પ્રયત્નમાં સઘળું ભૂલાયું. આ પછી કળાવતી સૈન્યમાંથી જતી રહી અને અંતે આ અણીના સમયે સૈનિકો સાથે દોડી આવી મદદગાર થઈ. દુશ્મનો પૂર્ણ જુસ્સાથી લઢવા લાગ્યા. અસંખ્ય સૈનિકોને ચારે તરફથી તીડની માફક ઉલટેલા જોઇ ભૂજંગ વગેરે યોદ્ધાઓ વિચારમાં પડ્યા. શત્રુઓનો ધસારો આ વખતે જબરો હતો. વિજય મેળવવા ઉત્સુક બનેલા વીર યોદ્ધાઓ ટપોટપ રણમાં સૂવા લાગ્યા. શત્રુઓએ થોડીવારમાં તો ભુજંગસિંહના સૈન્યનો જબરો ધાણ કાઢી નાખ્યો. બાજી પલટાઇ. વિજયદેવી શત્રુઓ તરફ વળી. ભુજંગ અકળાયો; અને મારવું કે મરવુંના નિશ્ચયથી યુદ્ધ ખેલવા લાગ્યો. પુનઃ દારૂણ યુદ્ધ મચી રહ્યું. શૂરાઓ સ્વર્ગે સંચરવા લાગ્યા. ભુજંગસિંહ—સમરસિંહ અને સ્નેહસિંહ એકત્ર થઈ એકજ જગાએ યુદ્ધ કરતા હતા. વસંત—વિજય વગેરે મંડળ બીજી બાજુએ હતું. સઘળાં દુશ્મનોથી ઘેરાઇ ગયાં હતાં. એવામાંજ દુર્જને બંદુકની નેમ તાકી ઉપરા—સાપરી બહાર કર્યા. પરીણામે સમરસિંહ અને સ્નેહસિંહ ઘાયલ થઇ પડ્યા. ભુજંગસિંહના ક્રોધનો પાર રહ્યો નહિ. તેણે કારમી ગર્જના કરી પોતાના સરદારો સાથે જબરા વેગથી ધસારો કરી દુશ્મનોને કંઇક દૂર હઠાવ્યા. હઠેલા દુશ્મનોને તેના સૈનિકો આગળ વધતા અટકાવી ટક્કર ઝીલવા લાગ્યા ઘાયલ સ્નેહસિંહ અને સમસિંહનીનજીક શત્રુઓ ન આવે તેને માટે સ્વદેશ વત્સલ શૂરાઓ ચારે તરફ ગોઠવાઇ દુશ્મનોના ઘા ઝીલવા લાગ્યા. બાજી બદલાતી જાણી ભુજંગે યુદ્ધમાં મચેલા વફાદાર સરદાર દિગ્વિજયને બોલાવી મહારાજા તથા સ્નેહસિંહને સહિસલામત જગાએ લઈ જવાનું કહ્યું. વફાદાર સરદાર દિગુવિજયને પોતાના બ્હાલા સરદારથી વિખુટા પડતાં ઘણું લાગી આવ્યું. તેણે બીજા કોઇને તે કામ સોંપવાનું કહ્યું; અને પોતે યુદ્ધમાં તેની સાથે રહીને

જે પરીણામ આવે તે ભોગવવાનો પોતાનો નિશ્ચય જણાવ્યો. ભુજંગે ત
ઘણું સમજાવ્યો. છેવટે પોતાના સોગન આપતાં દિગ્વિજય જવા
તૈયાર થયો. તેની સાથે જવા પચાસ ચુંટી કહાડેલા બહાદુરો તૈયાર થ
બે બળવાન સરદારો ઘાયલ થએલા સ્નેહસિંહ અને સમરસિંહ
ઉપાડી ઘોડેસ્વાર થયા. માર્ગ ખુલ્લો કરવા દિગ્વિજયે કારમી કીક
યારી કરી ઘોડો આગળ કર્યો. તેની પાછળનાઓએ તેનું અનુકરણ ક
આ ધસારો વિદ્યુતવેગી હતો. દુષ્મનો ભયભીત થઇ ગયા. માર્ગ
વચ્ચે આવનારના બે ભાગ થઇ જતા હતા. દુષ્મનો જીવ બચાવવા આ
પર થઇ ગયા. આ નાનકડા ધસારાને લીધે માર્ગ ખુલ્લો થયો. દિગવિજ
ઘાયલોને લઈ સહિસલામત બહાર નીકળી ગયો. પાછળ રહેલા ભુજ
વગેરેએ તેઓની પાછળ જવા તૈયાર થએલા દુષ્મનોને અટકાવ
ભુજંગ અને તેનો પક્ષ ઘેરો ચીરી બહાર નીકળ્યા હત
પણ દિગવિજય પસાર થતાં જ પુનઃ તેઓ શત્રુઓ
ઘેરાઈ ગયા. જેમ જેમ સમય વિતવા લાગ્યો, તેમ ભુજ
ગસિંહના બહાદુર સૈનિકો સ્વર્ગે સંચરવા લાગ્યા. સઘળા મરવા
નિશ્ચય કરીને ઝઝુમતા હતા. સાયંકાળનો સમય થયો અને અંતે સ
ભગવાન પાપાત્માઓનો વિજય નિહાળી આકાશમાં અદૃશ્ય થઈ ગ
ભુજંગસિંહ હતાશ બન્યો. વિજય—વસંત—કનક—કમળા યુદ્ધમાં ઝ
મતાં હતાં. તેઓ સર્વાંગે લોહીથી રંગાઇ ગયાં હતાં. તેમનાં શરીરપર ના
મોટા અનેક જખમો થયા હતા. તેઓની આસપાસ શત્રુઓ તીડ
માફક ઉલટેલા હતા. મારો—કાપોના પોકાર થઈ રહ્યા હતા. ઘેરામાં
બહાર નીકળવું અશક્ય જાણી ભુજંગસિંહે પોતાની નજીકમાં પુ
પોષાક ધારણ કરી અશ્વારૂઢ થઇ યુદ્ધ કરતી રમાને કહ્યું, " રાજ
બાળા ! વિજયદેવી શત્રુઓ તરફ વળી છે. હું ધારતો—માનતો હ
કે સત્યનેજ વિજય મળશે. પણ તે મારી ધારણામાં હું ઠગાયો !
આ કળીકાળમાં સત્ય અસત્ય સરખુંજ છે. સત્યે ચાલનાર દુઃ
થાય છે. દેવી ! યુદ્ધ હવે છેલ્લી સ્થિતિએ પહોંચ્યું છે. હવે ટુંક

જ આપણે સ્વર્ગે સીધાવવાનું છે. રાજકન્યા ! હું જન્મથીજ દુઃખી છું. તમે મારા શરણુમાં આવ્યાં છતાં હું તમને સુખી કરી શક્યો નથી. હું આ ઘોર પ્રસંગમાં તમને કેવી રીતે બચાવી શકું ? મને તમારા માટે ઘણુંજ લાગી આવે છે. થોડા સમય પછી આ નામ-ધારી ભુજંગ શત્રુઓનો શીકાર થશે. હા ! પછી તમારૂં શું થશે? હું...! ” ભુજંગની આંખ્યોમાં ઝળઝળીયાં ભરાઇ આવ્યાં. તેનો કંઠ રૂંધાયો. તે આગળ બોલવાનો પ્રયત્ન કરવા લાગ્યો., પણ એટલામાં તેને ખબર મળી કે કનક–કમળા ઘાયલ થઇ પડયાં. આ જાણુતાંજ ભુજંગના શોકનો પાર રહ્યો નહિ. રમાએ તેને હિંમત આપતાં કહ્યું, “વીર સરદાર ! આમ નાહિંમત શામાટે થાવ છો ? મરણ એક દિવસે અવસ્ય થવાનું જ છે; તો તે ભલે આજેજ થાય. સ્વદેશને માટે આ રણભૂમિમાં મરતાં સ્વર્ગે જવાશે. આથી તો આપણે શોક કરવાને બદલે આનંદજ માનવો જોઇએ. જે ભાગ્યશાળી પુણ્યાત્મા છે; તેજ રણ મયદાનમાં મરીને સ્વર્ગે જાય છે. તમે મારી ફીકર કરશો નહિ, તમારા શરણુમાં રહેવાથી હું જેટલી સુખી થઇ છું તેટલી નૌતમનગરમાં રહેવાથી ન થાત. સરદાર ! હવે વધુ વાત કરવાનો સમય નથી. કનક–કમળા ઘાયલ થઇ પડયાં છે. આપણા સૈનિકો અને સરદારો પણ દીવામાં પડતાં પતંગીયાંની માફક રણુમાં પડે છે. હવે આપણે પણ મરણને ભેટવા તૈયાર થઈ રહેવું જોઇએ. બહાદુર સરદાર ! મરતાં અગાઉ મારે તમને કંઇક કહેવાની ઇચ્છા છે. જે વાત મ્હેં અત્યાર સુધી બળાત્કારથી હૃદયમાં દબાવી રાખી છે; તે અત્યારે છેવ-ટના પ્રસંગે આપને વિદીત કરૂં છું. તે એ કે...” રમા આગળ બોલે એવામાંજ સણુણુ અવાજ કરતી એક બંદુકની ગોળી તેના ખભાપર લાગી. યુદ્ધથી થાકેલી–જખ્મોથી અશક્ત બનેલી રમા–નૌતમનગરના મહારાજા દુર્મદસિંહની રાજકન્યા ગોળીના આઘાતથી જમીનપર પટ-કાઇ પડી, તેની વાત તેના મુખમાંજ રહી.

આ દશ્ય જોતાંજ ભુજંગસિંહ ઉશ્કેરાયો. તે દિવાના સમાન

ત્રાડ પાડી મ્હોત-મ્હોતની કારમી બૂમો પાડવા લાગ્યો. તેની આંખ્યો ફાટી હતી. ગાંડા થએલા હાથીની માફક ચારે તરફ ફરી ભુજંગસિંહ શત્રુઓનો સંહાર કરવા લાગ્યો. તેના પરાક્રમથી દુષ્મનો પણ સ્તબ્ધ બન્યા. ટુંક સમયમાં તો ભુજંગસિંહે કાળોકેર વર્તાવી મૂક્યો. પણ અંતે તે થાક્યો. તેનું સર્વાંગ લોહીથી ભીંજાઇ ગયું હતું. શરીરપર અનેક જખમો થયા હતા. આંખે અંધારાં વળ્યાં. છેવટે તે વીર સરદાર પણ નિશ્ચેષ્ટ થઇ ધરણીપર ઢળી પડ્યો. તે નીચે પડ્યો પણ તેના હાથમાંથી તલવાર છૂટી નહિ. જીવતા રહેલા તેના સરદારો અને સૈનિકો પોતાના સરદારનું વૈર લેવા મરણીયા થઇ શત્રુઓને કાપવા લાગ્યા. શત્રુઓ પણ વિજય મળવાથી મદોન્મત્ત થઇ આવેશથી લઢવા લાગ્યા. ત્યાં મુડદાંનો ઢગ થયો. ભુજંગસિંહ મુડદાંના ઢગલા નીચે ઢંકાઇ ગયો. દુર્જનસાલ અને કળાવતી ખુલ્લી સમશેરો સાથે ત્યાં દોડી આવી ભુજંગસિંહના નામની બૂમો મારવા લાગ્યાં. તે ક્યાં ગયો? તેને મારો—કાપી નાખો ને જુનું વૈર વાળો વગેરેની બૂમો મારવા લાગ્યાં. ચારે તરફ નજર ફેરવતાં ભુજંગસિંહ નજરે પડ્યો નહિ એથી તેઓએ તેને મરી ગએલો માન્યો. ભુજંગસિંહના જુજ સૈનિકો અને વસંત-વિજય વિના હવે કોઇ જીવતું જણાતું ન્હોતું, દુર્જન અને કળાવતી વસંત-વિજયને ખોળી કાઢી તેમની સમક્ષ આવી ઉભાં. વિજય ક્રોધથી ઉન્મત્ત બન્યો હતો. તેને મરવા—જીવવાનું ભાન નહોતું વસંતની પણ એવી જ અવસ્થા હતી. અતુલ પરાક્રમ દર્શાવતાં તે બન્નેને જોઇ દુર્જનસાલે ઘોર-ગંભીર અવાજે હાથમાંની તલ્વાર ઉંચી કરી કહ્યું "નાદાન બચ્ચાંઓ! બસ હવે, બહુ થયું; શામાટે સાહસ કરી મરણની નજીક જાઓ છો? જુઓ, ચારે તરફ નજર કરો. તમારા સૈનિકો અને સરદારોનાં શબનો ઢગલો વળ્યો છે. અમારો જય થયો છે. માટે હવે લઢવું બંધ કરો અને તમારાં હથીઆર સોંપી દઇ તાબે થઈ જાવ."

"જ્યાં સુધી અમારા શરીરમાં લોહીનું એક પણ બીંદુ હશે;

ત્યાં સુધી અમને કોણુ છે તાબે કરનાર—અમારાં હથીઆર છોડાવ-નાર ? " વસંતે વીરનાદથી કહ્યું.

" સરદાર દુર્જનસાલ તમને જીવતાં રાખવા ઇચ્છે છે. " દુર્જને કહ્યું.

" અમારે જીવવું નથી. દુષ્મનની દયાપર જીવવા કરતાં અમે મરવાને ઘણુંજ ખુશી છીએ. " વિજયે જવાબ આપ્યો.

દુર્જન ખડખડાટ હશી પડયો. બાદ તેણે સૈનિકોને આજ્ઞા આપી કે બને તો તેમને જીવતાં કેદ પકડી લ્યો. કેદ પકડનારને સારૂં ઇનામ મળશે. સરદારની આજ્ઞા સાંભળી સૈનિકો મધમાખીઓની માફક બન્નેની આસપાસ ફરી વળ્યા. બન્ને બહાદુર હતાં. વિપુલ પરાક્રમ દર્શાવી ઘણી-વાર રણુરંગ રાખ્યો. પણ ઘણાંની આગળ બે માણુસ કેટલીવાર ટકી શકે ? યુદ્ધના પરીશ્રમથી થાકેલાં બન્ને જણુાંને છેવટે શત્રુઓએ પકડી લીધાં. આ સાથેજ તેઓ જખમની વેદનાથી બેશુદ્ધ થઈ ગયાં. તેમના હાથમાંથી તલ્વારો લઇ લેવામાં આવી. વસંતનું બખ્તર ઉતાર્યું. અંદરથી સ્ત્રી પોશાક જણાયો. દુર્જન—કળાવતી આશ્ચર્ય પામ્યાં. સૈનિકો—સરદારો આ વીરબાળાના પરાક્રમથી મનમાંજ તેને ધન્યવાદ દેવા લાગ્યાં. આ પછી તે બન્નેને ડોળીયોમાં સ્વારી નૌત્તમનગર તરફ મોકલી આપ્યાં, દુર્જનસાલે ભુજંગ-કનક વગેરેના શબની ઘણી તપાસ કરી; પણ અસંખ્ય મનુષ્યોના શબના ઢગલામાંથી તેમનાં શબ કેવી રીતે મળી શકે? રાત્રિ પડી ચૂકી હતી—અંધકાર વ્યાપ્યો હતો. મોટી મશાલો સળગતી હતી. છેવટે રણુમલ નામક એક સરદારને થોડાંક માણુસો સાથે ત્યાં રાખી દુર્જને જણાવ્યું કે, " અમે અત્યારેજ નૌતમનગર તરફ કુચ કરીએ છીએ. તું સવારે સઘળો સામાન લઇ આવી પહોં-ચજે અને બને તો ભુજંગસિંહ—કનકસિંહનાં મુડદાં ખોળી કાઢી સાથે લેતો આવજે. "

રણુમલે માથું નમાવી સરદારની આજ્ઞા સાંભળી. બાદ રાત્રિના બીજા પ્રહરે દુર્જનસાલ અને રાણી કળાવતી તેમના તમામ સૈન્ય

સાથે નૌત્તમનગર તરફ પ્રયાણ કરી ગયાં. ભયંકર જણાતા રણ મય-દાનમાં રણમલ અને તેનાં ગણ્યાં-ગાંઠયાં માણસો સિવાય અન્ય કોઈ રહ્યું નહિ.

મશાલોનો પ્રકાશ અદૃશ્ય થતાં ભયંકર અંધકાર ફેલાયો. રણ-મલ અને માણસો દૂર જઇ એક વૃક્ષ નીચે બેઠા. રણભૂમિનું ભયાનક દૃશ્ય અંધકાર નીચે દબાઇ ગયું. પુણ્યવાનોનો પરાજય થયો; પાપીઓને વિજય મળ્યો. શું સત્યને અન્યાય મળ્યો ? હા, અત્યારે તો એમજ જાણી શકાય ? વિભુની ઘટમાળ ન્યારીજ છે. ઘડી ઘડીમાં નવ-નવારંગ નજરે પડે છે. દરેકને ચઢતી પડતીના ચમત્કારને નમન કરવું પડે છે. ભુજંગસિંહ ન્યાયી-પવિત્ર હતો. પણ પોતાના પરાક્રમ-બહા-દુરીથી કંઇક અભીમાન ધરાવતો. તેણે બહાદુરીથી દુર્મદને પકડયો હતો. તેનેઅને તેના સરદારોને જીવતાજ અગ્નીમાં હોમવાનો હુકમ [illegible] રાજા સમરસિંહને તેનું આ કર્મ અનુચીત જણાયું હતું. તેમણે ભુજંગ-સિંહને આવું ભયાનક કામ નહિ કરવાનો ઉપદેશ કર્યો હતો. "દયા એ બહા-દુરોનો ધર્મ છે, દાનો દુષ્મન તો એજ કહેવાય કે પ્રાણ જતાં પણ દયા ધર્મને ભૂલે નહિ." આ ધર્મનાં સિદ્ધાંત રાજાએ સમજાવ્યાં હતાં; પણ તેથી ભુજંગસિંહને કંઇપણ અસર થઇ નહોતી. દુર્મદ પ્રતિના વૈરે તેને આંધળો બનાવ્યો હતો. તેણે સંપૂર્ણ વિજય મળ્યો માની રાજા દુર્મદ અને તેના સરદારોને અગ્નિકુંડમાં હોમ્યા. દાના દુષ્મનનું કાર્ય તેણે વિસાર્યું. આ ધર્મ ભૂલવાથીજ તેનો પરાજય થયો. કુદરતે તેનું અભીમાન ઉતાર્યું એમ પણ કહી શકાય. ભુજંગ પાપી હો યા પુણ્યાત્મા હો, અભીમાની હો યા નિરાભીમાની હો; ગમે તેમ હો, પણ અત્યારે તો તેનો સંપૂર્ણ પરાજય થઈ ચૂક્યો. હવે ભવિષ્ય શું રંગ જણાવે છે એજ જોવાનું છે. અત્યારે ભવિષ્યે તો બિચારા પણ બહાદુર ભુજંગને મુડદાંના ઢગલા નીચે દબાવી દીધો. વળી ઉપરથી અંધકાર પણ ફરી વળ્યો. હવે જોવાનું છે કે આ પરાજય પર અંધકાર ક્યાં સુધી વ્યાપેલો રહે છે ?

---

# પ્રકરણ ૭ મું.

## કરૂણદ્રશ્ય.

મધ્યરાત્રિ થવા આવી છે. અંધકાર સઘળે વ્યાપેલો છે, રણભૂમિનું દ્રસ્ય ઘણું ભયાનક દેખાય છે. મુડદાંના ઢગલે-ઢગલા પડયા છે. જખમી સૈનિકોની ઝીણી પણ ધીમી ચીસો સંભળાય છે. કેટલાક મરણની છેક નીકટ પહોંચી છેલ્લો શ્વાસ લઈ રહ્યા છે. રણમલની સાથે રહેલા સૈનિકો મશાલો સળગાવી રણભૂમિમાં ફરે છે અને ઘાયલ થએલા-જીવવાની આશાવાળા સિપાહીઓને ત્યાંથી ઉપાડી દૂર લઇ જઈ મૂકે છે. બીજી બાજુએ શીયાળવાં આદી માંસ ભક્ષક વનચરો મુડદાંઓનું ભક્ષણ કરે છે. શીયાળવાં બૂમો પાડી મુડદાંની ખેંચતાણ કરી રહ્યાં છે. સરદાર રણમલ તેના હાથમાં મશાલ પકડી મયદાનની એક બાજુએ ફરી ત્યાં પડેલાં મુડદાંમાં ભુજંગ-કનક ઈત્યાદી સરદારોનાં શબની ખોળ કરી રહ્યો હતો. કોઈનાં લોહી ચુતાં માથાં, તો કોઇના હાથપગ છૂટા થઇ આમતેમ પડયા હતા. લાલ લોહી શ્યામ થઇ ગયું હતું કપાએલાં માથાં વિકાળ દેખાતાં હતાં આ વખતનો દેખાવ ભલભલા કઠણ કાળજાના માણસોને પણ પીગળાવે એવો હતો રણમલ નીચો વળી મુડદાંનાં મુખ તપાસી વારેવારે નિઃશ્વાસ નાખતો હતો સર્વત્ર શાન્તિ વ્યાપેલી હતી. અસંખ્ય મુડદાંઓની વચ્ચમાં ફરતા મશાલધારીઓ જાણે ભૂત-પ્રેતો ફરતાં હોય એમ દેખાતા હતા. ટુંકાણમાં કંપારી છૂટે એવું દ્રસ્ય દેખાતું હતું. રણમલ અને તેનાં માણસોએ મધ્યરાત્રિ સુધી શોધખોળ કરી પણ સ્વદેશવત્સલ સરદારોનાં શબ હાથ લાગ્યાં નહિ. કયાંથી લાગે? મુડદાંનો ઢગ જામ્યો હતો. રણમલ દિલગીર ચ્હેરે તેના માણસો સાથે રાવટી આગળ આવ્યો; અને ત્યાં સુવાડેલા અને જીવવાની આશાવાળા સૈનિકોને પાટા બાંધવા લાગ્યો. રાત્રિ સમસમાકાર અવાજે વ્યતિત થતી હતી. તારાઓ

હિરાની માફક પ્રકાશી રહ્યા હતા. નીશાચર પક્ષીઓ પૂર્ણ ખોરાક મળવાથી ઉંચે ઉડી પાંખોના ફફડાટ સાથે આનંદ ધ્વનિ કરી રહ્યાં હતાં. રણમલ ઘાયલોની સેવામાં રોકાયો હતો. તેનાં માણસો તેને મદદ કરતાં હતાં. જ્યારે આ તરફ ઘાયલોની સારવાર થઇ રહી હતી; ત્યારે રણભૂમિની એક બાજુએ અપૂર્વ ઘટના બની રહી હતી. તે બાજુએ શીયાળવાં મુડદાંની ખેંચતાણુ કરી રહ્યાં હતાં. ત્યાં પડેલો મોટો ઢગલો જાનવરોએ વિખેરી નાખ્યો. તે સ્થળથી થોડેક દૂર એક રમણીનું શબ પડેલું હતું. તે જો કે શબતુલ્ય અવસ્થામાં પડી હતી; પણ તેનો શ્વાસોશ્વાસ ધીમે ધીમે ચાલતો હતો. તેના ખભામાં વાગેલા ઘાની અંદરથી નીકળતું લોહી બંધ થઇ ગયું હતું. લોહીના વહેવાથી તેનું સર્વાંગ રંગાઈ ગયું હતું. તે લોહી આ વખતે કાળું થઈ ગયું હતું શ્વાસોશ્વાસ લેતી અને મુડદાં વચ્ચે પડેલી તે બાળાના શરીરમાં ધીમે ધીમે ચૈતન્ય આવવા લાગ્યું. લગભગ અર્ધા કલાકે તેણે શુદ્ધિમાં આવી આંખ્યો ઉઘાડી અને જમીનપર હાથ ટેકવી બેઠી થઇ. તેણે આસપાસ નજર કરી ભયંકર દેખાવ અવલોકયો. નજીકમાંજ હિંસક પ્રાણીઓની ઉજાણી નજરે પડી. ત્રાસજનક દેખાવથી તેને કંપારી છુટી. તેણે તેની નજર બીજી બાજુએ ફેરવી; પણ સર્વત્ર બીહામણા મુડદાં અને અવયવો સિવાય તે કંઇ જોઇ શકી નહિ. તેના મનમાં અપાર કષ્ટ ઉત્પન્ન થવા લાગ્યું. વાગેલા જખમમાં પણ દર્દ થવા લાગ્યું. તેણે આકાશ તરફ દષ્ટિ કરી બે હાથ જોડી રૂંધાતા કંઠે બોલવા માંડ્યું, "પરમાત્મા ! શું સત્યને આવોજ ઇન્સાફ મળતો હશે ? શું ધર્મ આચરતાં આ સ્થિતિ પ્રાપ્ત કરવી પડતી હશે ? હા, મને તો અત્યારે એમજ સમજાય છે. અરેરે ! હવે હું કયાં જાઉં ? હું અભાગિની શામાટે જીવતી રહી ? ઓ મારાં આત્મજનો ? તમે કયાં ગયાં ? મને સાથે કેમ ન લેતાં ગયાં." આમ બોલતી તે રમણી રડી પડી. તેણે ઘણીવાર સુધી રૂદન કરી હૃદય હલકું કર્યું. રડવાથી હૃદયભાર કંઇક ઓછો થયો. મુડદાં ફેંદતાં જાનવરો તેની નજીક આવવા લાગ્યાં.

તેણે ઉભી થઈ જાનવરોને હાંકી મૂક્યાં. તેને ઉભી થએલી જોઈ જાનવરો બુમો પાડતાં ભયભીત થઈ ચારે તરફ નાસી જવા લાગ્યાં. ઉભી રહેલી રમણી વિકળતાથી ચારે તરફ દૃષ્ટિ ફેરવી આત્મગત વિચારવા લાગી કે, આ અસંખ્ય મુડદાંમાંથી હું મારા સ્નેહિ જનોનાં શબ કેવી રીતે શોધી કાઢું; હા, હું જીવતી છુ. જીવતાંની ફરજ છે કે પોતાનાં જનોનાં શબની વ્યવસ્થા કરવી. આ અંધકારમાં–તારાઓના ઝાંખા પ્રકાશમાં મારા વ્હાલાં જનોનાં શબને, કેવી રીતે ઓળખી શકું ?" આમ વિચારતી તે રમણી ત્યાંની જગામાં આસપાસ ફરી તેનાં મૃત્યુ પામેલાં જનોનાં મુડદાંને ખોળવા લાગી. તેને ખબર હતી કે મારાં પ્રિય જનો મારી સાથેજ યુધ્ધમાં હતાં અને તેઓ આ સ્થળે જ પડયાં હોવાં જોઇએ જાણી તે ત્યાંના મુડદાં ખસેડી નીચે નમી દરેક મુડદાંના મુખ જોવા લાગી. વિકાળ ચ્હેરાનાં મુડદાં નીહાળતાં તેને વારેવારે કંપારીઓ છૂટતી. નિઃશ્વાસપર નિઃશ્વાસ નાખતી રમણીએ ઘણી શોધખોળને અંતે એક મોટા ઢગલામાંથી એક શબ શોધી કાઢ્યું. આ શબ કોઇ બળવાન પુરૂષનું હતું. રમણીએ ત્યાંથી બીજાં મુડદાં ખસેડી જગા કરી તે શબને સૂવાર્યું.

પ્રિય પાઠકો ! આ શબ સરદાર ભુજંગસિંહનું હતું. તેના શરીરે અસંખ્ય જખમો થયાં હતાં. લોહી સ્યામ થઈ ઠરી ગયું હતું. શરીર શીતળ હતું. આંખ્યો ખુલ્લી હતી; પણુ તેમાં વીરતેજ જણાતું હતું. મુછોના આંકડા વળેલા હતા. તલ્વારની મુઠમાંથી હાથ અલગ થયો નહોતો. શબતુલ્ય અવસ્થા હતી; પણુ દુસ્મનો ભયભીત થાય એવો ચ્હેરો જણાતો હતો. રમણીએ તે બળવાન સરદારનું માથું ખોળામાં લઈ રૂદન કરવા માંડ્યું. રૂદનનો અવાજ ચારે તરફ ફેલાઇ રહ્યો. રમણીનું હૃદયફાટ કલ્પાંત પત્થરને પણુ પીંગળાવે એવું હતું. ઘાયલોની સારવાર કરતા રણમલ અને તેનાં માણસોના કાને કરૂણ કલ્પાંત સંભળાયું. મધ્યરાત્રિએ રમણીનો કરૂણ અવાજ સાંભળી રણમલ ચોંક્યો. તેના મનમાં હજારે–હજાર તર્ક–વિતર્ક થવા લાગ્યા.

તેણે અવાજ તરફ નજર કરી, પણ અંધકારમાં તે સ્પષ્ટ જોઇ શક્યો નહિ. પણ ઝાંખા પ્રકાશમાં તેને કંઇક ઓળા જેવું જણાયું. મુડદાંની વચમાં તે રૂદન કરનાર કોણ હશે ? રણમલ વિચારમાં પડ્યો. તેના માણસો તલ્વારો ખુલ્લી કરી એ તરફ જવાને ઉત્સુક થયા.

રણમલે તેમને ના પાડી ત્યાં નીચે બેસવાની આજ્ઞા કરી. બાદ થોડીક ક્ષણ કંઇક વિચારનો નિશ્ચય કરી રણમલ ઉભો થયો. તેણે હોલવી નાખેલી એક મશાલને સળગાવવાની સુચના કરી. તત્કાળ મસાલ સળગાવવામાં આવી. પ્રકાશ પથરાયો. રણમલે નજર ફેંકી; પણ રમણી દુર હોવાથી તેને ઓળાની-ભૂત-પ્રેતની કલ્પના થઇ. ગમે તે હોય; પણ મારે જોવું તો જોઇએ. આમ નિશ્ચય કરી રણમલે એક હાથમાં મશાલ અને બીજા હાથમાં ખુલ્લી સમશેર ધારણ કરી એ તરફ ચાલવા માંડ્યું. તેના સૈનિકોએ સાથે જવાની ઇચ્છા જણાવી. પણ રણમલે ના પાડતાં જણાવ્યું કે, જ્યારે હું અવાજ કરૂં, ત્યારે તુર્તજ તમારે ત્યાં દોડયા આવવું. આવી સૂચના આપી રણમલે ઉતાવળા પગે એ તરપ જવા માંડ્યું. તેનો દેખાવ પણ અત્યારે ભયકારક ભાસતો હતો. રણમલ બળવાન બાંધાનો અને વયના પ્રમાણમાં કંઇક ઉંચો હતો. તેણે સૈનિક પોશાક પહેરેલો હતો. માથું ખુલ્લું હતું. ગરદન સુધીનાં ઝુલ્ફાં અવ્યવસ્થીત હાલતમાં પવનથી ઉડતાં હતાં. તેની આંખ્યો ખૂની જણાતી હતી; પણ કંઈક દયામય ભાસતી હોય એમ અનુમાન થતું હતું, તેના હાથમાંની મશાલનો પ્રકાશ ચારે તરફ ફેલાઇ રહ્યો હતો. ભુજંગસિંહના મુખ સામે એકાગ્રતાથી નિહાળી રૂદન કરતી રમણીનું ધ્યાન એ તરફ ખેંચાયું નહિ. હૃદયમાં થતા અવર્ણિય કષ્ટથી અમુઝાતી-દુઃખી થતી રમણી પણ ધીમે ધીમે બેશુદ્ધ થતી હતી. અસ્ખલિત અશ્રુપ્રવાહ વહેવરાવતી તેની આંખ્યો મીંચાઈ ગઇ હતી. અને થોડીવારે તો તે રમણી સાવધ યા બેશુધ્ધ હોય એવી સ્થિતિમાં કાષ્ટવત્ બની બેસી રહેલી જણાઇ. ત્વરીત પગલે ચાલ્યો આવતો રણમલ થોડીવારમાં રમણીની

નજીક આવીને ઉભો રહ્યો. શબના સમુહમાં વૈતાળ ઉભો હોય એવો તે દેખાવા લાગ્યો. તેણે રમણી અને ભુજંગસિંહના શબ પ્રતિ નજર કરી. તેણે ભુજંગસિંહને ઓળખ્યો પણ રમણીને ઓળખી શકયો નહિ. તેણે જડવત્ બનેલી બાળાના સામે ધ્યાનપૂર્વક જોવા માંડયું. તેની આંખ્યો તેને મીંચાએલી જણાઇ. રણમલ આશ્ચર્ય પામ્યો. રૂદન કરતી રમણીની આવી અવસ્થા નિહાળી તે દિગ્મુઢ બન્યો. દેખાવ કરૂણ હતો. રણમલનું હૃદય જો કે પાષાણમય હશે; પણ આ ભયંકર જગામાં એક સુકોમળ રમણીને શબનું માથું ખોળામાં લઇને બેશુધ્ધાવસ્થામાં બેઠેલી જોઇ તેનું હૃદય દ્રવવા લાગ્યું. તેની ખૂની આંખ્યો દયામય જણાવા લાગી. તેણે હાથમાંની તલ્વારને મ્યાનમાં સ્થાન આપ્યું. તે ઘણી લઢાઇઓ લડયો હતો; પણ આવો કરૂણ દેખાવ કદી પણ તેની નજરે પડયો નહોતો. તેની આંખ્યોમાં દયાની લાગણીથી જળ ઉભરાયું; પણ તત્કાળ તેણે રૂમાલ કાઢી જળ સાફ કરી રમણીના મુખ સામે નજર કરી મનસાથે બોલવા માંડયું, "આ બાળા કોણ હશે ? તેને આ ભયંકર ભૂમિમાં આવવાનું કારણ તેના ખોળામાં પડેલા શબ ઉપરથી સમજાય છે કે આ સુંદરી સરદાર ભુજંગસિંહની કોઇક સગી હોવી જોઇએ. જો તેમ ન હોય તો તે શામાટે આ મધ્યરાત્રિએ આ ભયાનક સ્થળે આવી ભુજંગસિંહના શબને ખોળી કાઢી આવી રીતે બેસે ? ભુજંગસિંહના દેહને ખોળવા મ્હેં મધ્યરાત્રિ સૂધી પ્રયત્ન કર્યો પણ હું ખોળી શકયો નહિ. તે શબને આ બાઇ થોડીકવારમાં જ શોધી શકી. સ્નેહ—પ્રેમનો પ્રભાવ જ એવો હોય છે. આ બાઇ કોઈ ઉત્તમ કુળની હોય એમ લાગે છે. પણ તે અહિં આ વિકટ જગાએ કયાંથી આવી હશે ? નજીકમાં કોઈ ગામ અગર શહેર પણ નથી. આ સ્થળેથી ગામ પણ ઘણું દૂર છે અને ત્યાંથી એક આવી સ્વરૂપવતી અબળા આ અંધકારમયી રાત્રિએ આ પહાડી પ્રદેશમાં આવવાની ભાગ્યેજ હિંમત કરી શકે ?" આવીરીતે આત્મગત બોલતો રણમલ ઘણીવાર સૂધી તે રમ્ય રમણીના મુખ તરફ

જોઈ રહ્યો. તેને તે બાળા સર્વાંગે લોહીથી રંગાએલી અને જખમી થએલી જણાઇ. રણમલના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. રણમલ તે રમણીની મનમાં પ્રશંસા કરતો બોલવા લાગ્યો કે, "ખરેખર ! આ બાઇ જેવી સુકુમાર છે તેવીજ યુદ્ધકળા નિપુણ છે. દુષ્મન પક્ષમાં ત્રણ બાળાઓને વીરલ પરાક્રમ કરતી મ્હેં નિહાળી હતી. તેમાંની આ એક હોવી જોઇએ. ધન્ય છે, વીરબાળા ! તને ધન્ય છે. લાવ હવે તપાસ કરૂં કે આ બાળા સાવધ થઇ શકે એમ છે કે નહિ ? અરેરે ! તે આ ભુજંગસિંહ પ્રત્યેના સ્નેહે કરીને કેવી દુર્દશા અનુભવી રહી છે ? "

રણમલે તે બાળાની છેક નજીક જઇ તેના માથે હાથ મૂકયો. હાથના સ્પર્શથી તે બાળા સાવધ થઈ. તેણે ત્યાં પથરાએલા પ્રકાશમાં એક કદાવર બાંધાના હથીઆર બંધ સૈનિકને એક હાથમાં મશાલ અને બીજે હાથ પોતાના માથાપર મૂકી ઉભેલો જોયો. ભયાનક રણભૂમિમાં આવા વિકાળ–ક્રૂર દેખાવના મનુષ્યને ઉભેલો જોઈ તે રમણીના હૃદયમાં ભયનો સંચાર થયો; પણ તરત હિંમત ધારણ કરી તે ઉભી થઈ અને વિકળ વદને રણમલના મુખ સામે જોઈ ગંભીર અવાજે બોલી " તમે કોણ છો ? "

આ શબ્દો તેણે એવા અવાજથી ઉચ્ચાર્યા કે જેથી બહાદુર રણમલ તેનો પ્રત્યુત્તર દઇ શકયો નહિ. તે જવાબ આપવાને મુખ ઉંચુ કરે તે પહેલાંજ પુનઃ તે રમણીએ પ્રશ્ન કર્યો, " ભાઈ! કેમ બોલતા નથી? શું તમે કોઇ પિશાચ તો નથી ને ? "

" ના, હું મનુષ્ય છું." રણમલે જવાબ આપ્યો.

" અહિં કેમ આવ્યા છો ? "

" તમને જોવાને કે તમે કોણ છો ? "

" તમે મને કયાંથી જોઈ શકયા? તમે કયાં હતા ? "

" જુઓ; પણે સામે મારી રાવઠી આવેલી છે; હું મારા માણસો સાથે ઘાયલોની સારવાર કરતો હતો; તેવામાંજ તમારૂં કરૂણકલ્પાંત સાંભળી હું અહિં તમારી પાસે આવ્યો છું. "

"ત્યારે તો તમે શત્રુપક્ષના હશો નહિ વારૂ ?"

"હા, હું પાંચસો ઘોડેસ્વારોનો સરદાર છું."

"તમે નગરમાં નહિ જતાં અહિં કેમ રહ્યા છો ?"

"મારા સરદાર દુર્જનસાલ અને મહારાણીનો મને હુકમ થયો છે કે મારે અહિં રહેવું અને આ મુડદાંના ઢગલામાંથી સરદાર ભુજંગસિંહ—કનકકુમાર—વગેરેનાં મુડદાં ખોળી કાઢી—લઇ નગરમાં હાજર થવું. આવી આજ્ઞાથી હું અહિં રહી મુડદાંની શોધ—ખોળ કરવા લાગ્યો; પણ અસંખ્ય મુડદાંમાંથી તે શબ ખોળી કાઢવાને નિષ્ફળ નીવડયો. બાદ ઘાયલ થએલા સૈનિકોની મને દયા આવવાથી મ્હેં તે ઘાયલોને અહિંથી ઉપડાવી સારવાર કરવાનું આરંભ્યું."

"ઘાયલોની સારવાર કરવાનો પણ હુકમ તમને મળેલો છે કે?"

"નહિ, અમારો સરદાર અને રાણી ઘાયલોની દરકાર કરતાંજ નથી. મ્હેં અનેક લઢાઇઓમાં જોયું છે કે યુધ્ધ થઈ રહ્યા પછી જખમી સૈનિકોને હિંસક પ્રાણીયોના ભક્ષ થવાને માટે રણભૂમિમાંજ રહેવા દેવામાં આવે છે."

"ત્યારે તો તમે એક મોટો અપરાધ કર્યો કહેવાય !"

"હું આમાં અપરાધ માની શકતો નથી. મનુષ્ય માત્રની ફરજ—ધર્મ છે કે તેણે દુઃખી માણસોની સેવા કરવી જોઇએ. મારાં રાણી અને સરદાર આ ધર્મ સત્ર સમજતાં નથી; પણ હું તે બરાબર સમજું છું. મને ધર્મનું શિક્ષણ બાલ્યકાળમાં મળ્યું છે. મેં જો કે મારા ઉદર નિર્વાહના અર્થે સૈનિક સેવા સ્વીકારી છે; પણ મારા હૃદયમાંથી દયાનો લોપ થયો નથી. બાઈ ! મ્હેં આ યુદ્ધમાં અનેક યોદ્ધાઓનો નાશ કર્યો છે. તમે કહેશો કે દયાવાન મનુષ્ય આવું કરી શકે ? તેના જવાબમાં જણાવવાનું કે માલીકની સેવા કરવી એ પ્રત્યેક સરદાર અને સૈનિકનો ધર્મ છે, હું મારાં માલીકોની આજ્ઞાથી યુદ્ધમાં લઢયો અને અંતમાં અમને વિજય મળ્યો. યુદ્ધ વખતે જે હૃદય પાષાણમય હતું, તે તમારૂં કરૂણ કલ્પાંત સાંભળી દયાથી દ્રવ્યું અને છેવટે આ શરીરને અહિં ખેંચી આણ્યું."

" ધન્ય છે, તમારા જેવા સરદારોજ આવા શબ્દો બોલી જાણે છે. વારૂ આ યુદ્ધમાં કોઇ જીવતું કેદ પકડાયું છે કે ?"

" હા, વસંત—વિજય નામનાં બે બહાદુર માણસો કેદ પકડાયાં છે; અને તેમને નોતમનગર લઈ જવામાં આવ્યાં છે. "

"તે કેદ પકડાયાં ત્યારે પૂર્ણ સાવધ હતાં કે બેશુદ્ધાવસ્થામાં ?"

" તેઓ બેશુદ્ધાવસ્થામાંજ કેદ પકડાયાં છે. સાવધ દશામાં તો તેમણે સિંહ સમાન પરાક્રમ કરી અમને સ્તબ્ધ બનાવ્યા હતા. તે બન્ને જણાં ઘણાંજ રણનિપુણ છે. હું શત્રુ પક્ષનો છું, પણ મને તેમની પ્રશંસા કરતાં ઘણોજ આનંદ થાય છે. "

" વારૂ હવે તમારી શી ઇચ્છા છે ?"

" તમે આજ્ઞા કરો તે બજાવવાને હું તૈયાર છું. તમને શાન્તિ આપવી એમાં મારો પરમધર્મ સમજું છું. "

" ભાઇ ! મને શાન્તિ નથી. મારી શાન્તિ સ્વર્ગમાં ચાલી ગઈ છે; તે મને હવે કદાપિ પ્રાપ્ત થનાર નથી. તેમ છતાં જો તમે મને કંઇક સુખી કરવા ચાહતા હો, તો મને કાષ્ટ એકઠાં કરી આપો. હું પ્રથમ આ શબને ભસ્મીભૂત કરી બીજી ચિતા ખડકી બળી મરવા ઇચ્છું છું. "

" આ શબ સાથે તમારે શો સંબંધ છે ?"

" સંબંધ તો કંઈએ નથી; પણ આ બહાદુર સરદારના મારી પર અત્યંત ઉપકાર થયા છે. તેના પ્રતાપેજ હું આજ પર્યંત સુખમાં હતી. "

" તમારા બોલવામાં મને સમજ પડતી નથી. બાઇ ! મને સત્ય જણાવો ? હું આ શબને ઓળખું છું. આ શબ શૂરા સરદાર ભુજંગસિંહનું છે કે જેના જીવતાં તેના નામ માત્રથીજ દુષ્મનોનાં ગાત્ર ગળી જતાં હતાં. હા ! તે બહાદુર સરદારને અત્યારે આ જમીન પર પડેલો જોઇ મારૂં હૃદય ઘણું દુઃખી થાય છે. આ બહાદુર સરદારે દેશહિતની દિક્ષા લીધેલી હતી અને દેશના ઉદ્ધારને અર્થેજ તેણે

પ્રાણ આપ્યો છે. ધન્ય છે; આ બહાદુર સરદારનો સ્વર્ગમાં વાસ થજો અને તેના આત્માને અખંડ શાન્તિ મળજો." આટલું બોલતાં રણમલનો કંઠ ભરાઇ આવ્યો. તેની આંખ્યોમાં જળ જણાયું. શત્રુ પક્ષના સરદારનું આવું દયામય હૃદય જોઇ રમણી આશ્ચર્ય પામી. તેણે ગદગદીત કંઠે કહ્યું,

"ભાઈ! થનાર વસ્તુ હમેશાં થએજ જાય છે. તમારા જેવા દાના દુષ્મનોને ધન્યવાદ છે. તમે આ અંત વખતે મારી સ્હાયે આવ્યા જાણી હું તમારી ઉપકારી છું અને એક બહેન તેના ભાઇને આશિષ આપે તેમ તમને આશિષ આપું છું કે સર્વદા તમારો જય થાવ. ભાઇ! હવે કૃપા કરી મને સઘળાં સાહિત્યો એકઠાં કરી આપો."

"બ્હેન! હું થોડીવારમાં જ સઘળી વ્યવસ્થા કરી આપું છું; પણ તે પહેલાં હું જાણવા ઇચ્છું છું કે તમે પવિત્ર દેવકન્યા કોણ છો?"

"સરદાર! હું કોણ છું? હા! અત્યારે તો એક અસહાય–નિરાધાર અબળા. ભાઇ! એક વખતે આ તારી ધર્મની બહેન મહા ભાગ્યવાન હતી, રાજ્યમહેલમાં અનેક સેવકોથી વિંટાએલી–રક્ષાએલી હતી. અને તમારો મહાન સરદાર દુષ્ટ દુર્જનસાલ પણ મને તે વખતે જમીનપર પડી નમન કરતો હતો. હા! તેજ વૈભવી અબળાની અત્યારે જોઇ લ્યો આ અવદશા? તે અત્યારે કેવા વૈભવના સ્થળે ઉભી છે? જુઓ, એ આકાશ, પૃથ્વી અને જડવસ્તુઓ! તમે આ રાજવૈભવી અબળાના અંતીમ વખતના દેદાર નિહાળો." આમ બોલતી તે બાળા ફાટી આંખે ચારે તરફ જોવા લાગી. રણમલની વિસ્મયતાનો પાર રહ્યો નહિ. તેણે આંખ્યો ખેંચી તેને ઓળખવાનો પ્રયત્ન કર્યો; પણ તે તેને ઓળખી શક્યો નહિ. બાદ થોડીવારે વ્યાકુળ દશા અનુભવતી બાળાએ સાડીના છેડે બાંધેલી એક સુવર્ણ મુદ્રા છોડી રણમલને આપતાં કહ્યું, "ભાઈ! અંત વખતે જે હાજર હોય તે જ ખરો સંબંધી ગણાય છે. તું મારો ભાઇ છે. હું આ દુનિયાંમાંથી

વિદાય થતાં પહેલાં તને જે આ વસ્તુ આપું છું તેનો તું સ્વીકાર કર અને મારા મરણ પછી તું આ વસ્તુને વેચી દ્રવ્ય લાવજે અને તે વડે આ સ્થળે એક શીવાલય બનાવજે. શીવાલય તૈયાર થયા પછી અંદર શ્રી શંકરનું તારા હાથથી સ્થાપન કરજે અને ભગવાન શ્રી શંકરનું નામ રમાકાન્ત રાખજે. આટલું કર્યા પછી ગરીબ–ગરબાંને સંતોષજે, અનાથ ગૃહો સ્થાપજે અને બાકીના દ્રવ્યથી તું તારૂં પોષણ કરજે. આ મુદ્રાને તું કોઇ મોટા મહારાજાને ત્યાં વેચજે કે જેથી તને સારૂં દ્રવ્ય મળી શકે ? આ મુદ્રા અમૂલ્ય છે; કોઇ નાનો રાજા તેની કિંમત આપી શકશે નહિ. ભાઇ ! બંધુ ! આ છેવટની વસ્તુનો સ્વીકાર કર. ” કહી તે રમણીએ એક હિરાજડિત્ર સુવર્ણમુદ્રા રણુમલના કરમાં મૂકી. મશાલ ઝમઝગાટ પ્રકાશી રહી હતી. રણુમલે હાથમાંની મુદ્રાનું અવલોકન કર્યું. મુદ્રાને ધ્યાનપૂર્વક જોતાંજ તે ચોંક્યો અને ગભરાટ–અકળાટમય વદને રમણીના મુખ સામે જોઈ બોલ્યો, “ બ્હેન ! સત્ય કહો, મને સંશયમાં રાખો નહિ. હું આ મુદ્રાને ઓળખી ગયો છું. આ મુદ્રા મારા માલીકની છે અને તેની સેવા કરવાને હું સદાકાળ બંધાએલો છું. બ્હેન ! તમે કોઇ દેવી છો. જણાવો કે આ મુદ્રા તમારી પાસે ક્યાંથી ? ”

રણુમલની એવી અવસ્થા નિહાળી તે રમણીએ કહ્યું, “ ભાઇ ! હું આ અંતના સમયે તને સત્યજ જણાવીશ. આ મુદ્રા નૌત્તમનગરના મહારાજા દુર્મદસિંહની છે અને તેમણે તેમની આ વ્હાલી મુદ્રા તેમની પ્રિય પુત્રીને આપેલી હતી. તે પવિત્ર મુદ્રા આજે હું તને સોંપું છું. ”

આ વાત શ્રવણ કરતાંજ રણુમલ આશ્ચર્ય પામી સાનંદાશ્ચર્યથી સજળ નયને બોલી ઉઠ્યો, “ અરે આ હું શું સાંભળું છું ? હું કોને જોઉં છું ? કોની આગળ ઉભો છું ? ઓ પૂજ્ય બ્હેન ! શું તમે રાજકન્યા રમાદેવી તો નથીને ? ”

“ હા, હું તેજ કમભાગ્ય રાજતનયા છું. ”

" હા, અફસોસ; શું તમારી આ દશા ?" રણુમલ રમણીના પગ પાસે નીચે બેસી ગયો. તેને સ્વહસ્તે ઉભો કરતાં રમાએ કહ્યું, " સરદાર ! દુઃખી ન થા. જન્મ ધરનાર દરેક મનુષ્યોને સુખ-દુઃખ ભોગવવાં પડે છે, ચઢતી-પડતીના ચમત્કાર જીવનમાં અનુભવવા પડે છે. તેમાં સમજુ મનુષ્યો શોક કરતાં નથી. ભાઇ ! જે રાજકન્યા હજારો સેવકોથી સેવાતી હતી; તે હાલ કર્મની કઠીનતાએ કરીને આ ભયસ્પદ સ્થાનમાં એકલી અસહાય અવસ્થામાં અત્યારે ઉભી છે. તું આ છેવટની વખતે મારી પાસે છે, એટલે હું તને મારો ભાઇજ સમજું છું. બંધુ ! તું હવે મને છેલ્લી ક્રીયામાં સ્હાયક થા, ભગવાન તારૂં ભલું કરશે."

રણુમલ ગળગળે સાદે બોલ્યો, " બ્હેન ! મારાથી તમારી આ દશા જોઇ શકાતી નથી. હા, શું કરૂં ?" રણુમલ એક નાના બાળકની માફક રડી પડયો. રમાએ તેને આશ્વાસન આપી કહ્યું, " ભાઈ! રડ નહિ. મારા સ્વર્ગ પ્રયાણને સમયે મારૂં હિત ચ્હાનારાએ રડવું જોઈએ નહિ."

" બ્હેન ! હું સમજું છું. હું આ ક્ષણેજ સઘળી વ્યવસ્થા કરૂં છું. પણ તે પહેલાં આપને એક પ્રશ્ન પુછું છું કે આપ આ સરદાર સાથે લગ્નથી જોડાયાં છો ?"

" ના, શું તને ખબર નથી કે હું રાજપૂરના સ્વર્ગસ્થ રાજપુત્ર રાજસિંહ સાથે હ્રદયથી વરી ચૂકી છું ?"

" હા જાણું છું મને હવે સઘળું યાદ આવે છે. ત્યારે તમે શા માટે બળી મરવા ઇચ્છો છો ?"

" રણુમલ ! હું હવે આ સંસારમાં જીવવા ઇચ્છતી નથી. હું જીવતી છું છતાં મુએલા સમાનજ છું. મારા સ્નેહીઓની પાસે સ્વર્ગમાં જવાથી મને ઘણોજ આનંદ થશે."

" તમારી ઇચ્છામાં અંતરાય નાખવા હું નથી ઇચ્છતો. બ્હેન ! અહિં નજીકમાંજ એક પાણીનો ઝરો છે. પ્રથમ તેમાં સ્નાન કરી આવો."

રમા ઝરા તરફ ગઇ. રણુમલ ગમગીન વદને ભુજંગસિંહના શબ સામે નિહાળી રહ્યો. રમાના ઝરા તરફ ગયા પછી એક કૌતક થયું. ભુજંગસિંહનું શબ એકાએક હાલતું જણાયું અને એ સાથેજ તેના મુખમાંથી ધીમો શબ્દ સંભળાયો કે, " મને કોઇ પાણી પાવ."

આ શબ્દો શ્રવણ કરતાંજ રણુમલના આનંદનો પાર રહ્યો નહિ. ભુજંગસિંહના દેહમાં હજી પ્રાણ છે ધારીને તેણે ભુજંગના લલાટપર કર મૂક્યો. કપાળ સ્હેજ ઉષ્ણ જણાયું. રણુમલ હર્ષથી બોલી ઉઠયો, " હા, પ્રભુ ! તમારી કૃપાને ધન્ય છે. ભુજંગસિંહ જીવશે; ચાલ આ આનંદ સમાચાર રાજયબાળાને આપું અને સરદારને માટે પાણી લેતો આવું." રણુમલ વિદ્યુત વેગે ઝરા તરફ દોડયો. રમા હજી ઝરા સમિપ પહોંચી નહોતી. રણુમલે તેની પાસે પહોંચી જઇ આનંદથી કહ્યું, " બ્હેન ! બ્હેન ! પાછાં ચાલો, સરદાર ભુજંગસિંહ જીવે છે."

" હેં ! શું સત્ય કહોછો ?" રમાએ ઉદ્ગાર કાઢયા.

' હા, આપણે તત્કાળ સારવાર કરીશું તો તેમનું જીવન બચાવી શકીશું. ચાલો; સરદાર પાણી માગે છે, હું આ રૂમાલ પલાળી લઉં છું." કહી રણુમલે પાસે રાખેલો રૂમાલ પાણીમાં ભીંજવી લીધો. બન્ને જણાં ભુજંગસિંહના દેહ આગળ આવી નીચે બેઠાં. ભુજંગસિંહના મુખમાંથી પાણી—પાણીના ધીમા અસ્ફુટ શબ્દો સંભળાતા હતા. તરત રણુમલે તેના મુખમાં રૂમાલ નીચોવ્યો. પાણી કંઠમાં ગયું. ભુજંગસિંહ પાણી ઉચ્ચારતો શાન્ત થયો. બાદ રણુમલે સંજ્ઞા સૂચક અવાજ કરી પોતાના માણસોને બોલાવ્યા. સઘળા ત્યાં હાજર થઇ સરદારની આજ્ઞા સાંભળવાને ઉભા રહ્યા. રણુમલે ભુજંગસિંહના દેહને રાવઠીમાં લઇ જવાનું જણાવ્યું. ચાર પહેલવાન જેવા જણાતા સિપાહીઓએ ભુજંગસિંહના શરીરને ઉપાડી રાવઠી તરફ જવા માંડયું. તેમની પાછળ રણુમલ અને રમાએ પ્રયાણ કર્યું.

---

## પ્રકરણ ૮ મું.

### દયાળુ દુષ્મન.

જેનું હૃદય દયામય હોય છે; તે અન્યને દુઃખી જોઈ મદદગાર થાય છે. તે પછી ભલે શત્રુ હોય કે મિત્ર હોય. દયાવાન મનુષ્ય દેવ કહેવાય છે. તે ગમે એવા પ્રસંગોમાં પણ તેનો દયા ધર્મ વિસારતો નથી. દયા એ પરમ ધર્મ-દૈવત છે. દયાવિહીન્ મનુષ્ય રાક્ષસ રૂપ ગણાય છે. તેનું જીવન આ જગતમાં નાકામ લેખાય છે. રણમલ જો કે દુષ્ટ દુષ્મનોનો સરદાર છે; અને તે ઘણા સમયથી મહારાજા દુર્મદસિંહની સેવામાં જોડાએલો છે; પરંતુ તેનું હૃદય દયામય છે. દુષ્ટ દુર્જનસાલ અને કળાવતીનાં દુષ્કર્મો તે જાણે છે, પણ ફરજને લીધે તેમની સેવા કરે છે. આને માટે તેને ઘણું લાગી આવે છે. તે નિરંતર પ્રભુની પાસે ક્ષમા યાચે છે. થોડા મહિનાથી તો તેનું દિલ નોકરીપરથી ઉઠી ગયું છે. તે નિવૃત્ત થવા ઇચ્છતો હતો, તેવામાંજ આ યુદ્ધ પ્રસંગ ઉપસ્થીત થયો. પરીણામ જે આવ્યું તે જણાયું. રણમલ સારી રીતે જાણતો હતો કે દુર્મદના મરી ગયા પછી દુર્જનસાલ અને કળાવતી અન્યાય માર્ગે વર્તી નિર્દોષજનોને નાહકનાં હેરાન કરવા ઇચ્છે છે. રમા-કનક-ભુજંગસિંહ પવિત્ર છે. દેશ ઉદ્ધારક છે, તેમની પ્રત્યે રણમલની પૂજ્ય બુદ્ધિ હતી. તે આ અચાનક આવેલા પ્રસંગથી વિશેષ થઈ. ધર્મીષ્ટજનોની બેહાલ દશા નિહાળી તેને ઘણું લાગી આવ્યું. દુર્જન-કળાવતી પ્રત્યે ધિક્કાર ઉત્પન્ન થયો; અને તેને આજપર્યંત દુષ્ટોની સેવા કરવાથી જીવન નષ્ટ કર્યાનો વિચાર ઉદ્ભવ્યો. તેને ઘણો પશ્ચાતાપ થવા લાગ્યો. જીવ વિચારમાં પડયો. અનેક વિચારો સાથે કરેલાં કર્મ તેની નજરે આવવા લાગ્યાં. વિચારને અંતે તેણે નિશ્ચય કર્યો કે આજથી આ રણમલ દુષ્ટોની સેવાનો 'ત્યાગ કરે છે; અને નિર્દોષ જનોનો મદદગાર બને છે." વિચારની પૂર્ણાહુતી કરી તેણે પોતાની

સાથે ચાલતી રમાના મુખ સામે નિહાળ્યું. પવિત્ર મુખ દર્શનથી તેનું મન વધુ પવિત્ર બન્યું. તેણે આ સુબુદ્ધિ ઉત્પન્ન થવાને માટે અંતરથી પ્રભુને શિશ નમાવ્યું અને પછી બે હાથ જોડી તેણે રમાને નમન કર્યું. રમા તેના આવા વર્તનથી આશ્ચર્ય પામી. રણમલ દયામય નેત્રે રમાના પવિત્ર મુખનું દર્શન કરી રહ્યો. તેની એવી દશા નિહાળી રમાએ પૂછ્યું; " ભાઇ ! તમને શું થાય છે ? "

" બ્હેન ! મારા હૃદયમાં અત્યારે દારૂણવેદના ઉત્પન્ન થાય છે. "

" શાથી ? "

" હું કંઇ કહી શકતોજ નથી. "

" શું અમને મદદ કરવાથી પશ્ચાતાપ થાય છે ? જો તેમ હોય અને તમે તમારા દિલથી દુઃખી થતા હોય તો ભલે હવે તમે ચાલ્યા જાવ. આ તમારો કરેલો ઉપકાર અનહદ છે. સર્વાન્તરયામી પ્રભુ સર્વદા તમારૂં શુભ કરશે. " આટલું કહી રમા તેના મુખ સામે જોઈ રહી. રણમલ કરૂણ કંઠે કહેવા લાગ્યો, " બ્હેન ! ભગવતી ! હું શું કહું ? હું અત્યારે જે કહીશ તે સત્યજ કહીશ. પવિત્રનાં દર્શનથી પવિત્ર વિચારજ સ્ફુરે છે. રાજ્યબાળા ! મ્હેં આજ પર્યંત દુષ્ટોની સેવા કરી મારૂં જીવન રદ કર્યું છે. આ પાપી પેટને પોષવાને માટે મ્હેં દુષ્ટોના મદદગાર રહી અનેક નિર્દોષ જનોનું અનિષ્ટ કર્યું છે, હા ! હવે હું સર્વે કર્મોથી પસ્તાઉં છું. આ મનુષ્યા જન્મ ફરી-ફરીને મળનાર નથી. મ્હેં આ અમુલ્ય જન્મ પામી કંઇપણ કર્યું નથી. બ્હેન ! હવે મારી અંધ આંખ્યો ઉઘડી છે અને તેથી હું શ્રી ભગવાનને સમક્ષ જાણી પ્રતિજ્ઞા કરૂં છું કે આજથી હું દુષ્ટોની સેવામાંથી મુક્ત થાઉં છું. અને તમારાં જેવાં પવિત્ર જનોની સેવા સ્વીકારૂં છું. હું તમારા કલ્યાણને અર્થે જીવન પર્યંત પ્રયત્ન કરીશ અને મને જે સુકો-પાકો રોટલો મળશે તેનાથી પરમ સંતોષ માનીશ. " આમ બોલતો રણમલ રાજકન્યાના મુખ સામે જોઇ રહ્યો. રમાના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. આ શું સત્ય હશે ? શું દુશ્મનોની આપ્રપંચજાળતો નહિ હોય ? ના, ના, આ

શબ્દો રણમલના હૃદયના છે; છતાં લાવ હજી વિશેષ ખાત્રી કરૂં." આમ વિચારતી રમાએ પુનઃ રણમલ પ્રત્યે કહ્યું, " સરદાર ! શું તમે આ સત્ય બોલો છો ? "

" હા, હું પ્રભુના સોગન ખાઇને કહું છું કે મારો આ સત્ય નિશ્ચય છે. " રણમલે નિશ્ચયાત્મક સ્વરે કહ્યું.

" તમારા જેવા બહાદુર સરદારનો આશ્રય મળવાથી હું મને મહાભાગ્યવાન માનું છું. રણમલ ! આ ઉપકાર કદાપિ વિસરી શકાશે નહિ. "

" બ્હેન ! આમાં મારો ઉપકાર નહિ; પણ આપેજ ઉપકાર કર્યો છે; કે જેથી આ રણમલ આજથી ન્યાયને પંથે ચઢ્યો છે. ભગવતી ! આજથી તમે મારાં પૂજ્ય ગુરૂ છો. પ્રાણપર્યંત તમારી સેવા કરી હું કૃતાર્થ થઇશ. બ્હેન ! ચાલો હવે આપણે ભુજંગસિંહ સરદારને સાવધ કરવાના ઉપચાર કરીએ અને પછી પ્રાતઃકાળ થએ કનકકુમાર વગેરેનાં શબ ખોળી કાઢી તેમની અંતેષ્ઠિ ક્રીયા કરીએ. કહી રણમલ અને રમા કે જે અત્યાર સુધી ઉભાં રહ્યાં હતાં તે ત્યાંથી ચાલી રાવઠી આગળ આવ્યાં. રણમલના બહાદુર વફાદારો રણમલની આજ્ઞા ઉઠાવવાને તત્પરતા ધરાવી રહ્યા. આ સઘળા સિપાહીઓ રણમલને પૂર્ણ પ્રેમથી ચ્હાતા અને વખત આવે પોતાના સરદારને માટે પ્રાણાર્પણ કરવાને માટે પણ તૈયાર હતા. તેઓ પણ પોતાના સરદારની માફક દુર્જનસાલની સેવાથી કંટાળ્યા હતા; પણ હૃદયની ઇચ્છા સરદાર પ્રત્યે જાહેર કરી શકતા નહોતા. આજે રણમલે તેમની સમક્ષ પોતાનો નિશ્ચય જણાવ્યો. સૈનિકો પરમ આનંદ પામ્યા અને તેઓએ પણ પોતાના સરદારને પગલે ચાલવાનો દ્રઢ નિશ્ચય કરી દુષ્ટની સેવાનો પરીત્યાગ કર્યો. આ પછી રણમલે બે સિપાહીઓને મશાલો સાથે જંગલમાં મોકલી વનસ્પતીનાં પાંદડાં મંગાવ્યાં અને તે વનસ્પતીનાં પાંદડાંના રસનાં ફક્ત બેજ ટીપાં ભુજંગસિંહના મુખમાં નાખ્યાં. બાકીના પાંદડાં વાગેલા જખમપર બાંધી દીધાં. થોડાક

સમય વિતતાં ભુજંગસિંહે આંખ્યો ઉઘાડી પાણી માગ્યું. તરત પાણી પાવામાં આવ્યું. જખમપર લગાવેલાં પાંદડાંથી અંદરની બળતરા પણ બંધ થઇ ગઇ. ભુજંગસિંહ સમય વિતતાં સ્વસ્થ થવા લાગ્યો. પ્રાતઃકાળ થતાંમાં તો તે પૂર્ણ શુદ્ધિમાં આવ્યો; પણ ઉઠીને બેઠો થઈ શક્યો નહિ. તેણે આસપાસ દ્રષ્ટિ કરી સર્વનાં મુખનું અવલોકન કરી અંતે પોતાનું માથું ખોળામાં લઇ બેસનાર રમાના વદન સામે જોઈ તેણે ધીમું હાસ્ય કર્યું. આ હાસ્ય તેણે જીંદગીમાં પ્રથમજ કર્યું. રમાએ તેના કપાળે હાથ મૂક્યો. તેના હાથપર પોતાનો હાથ મૂકતાં ભુજંગસિંહ બોલ્યો, " રાજ્યબાળા ! તમારો સુકોમળ–પવિત્ર હાથ મને અત્યારે ઘણીજ શાન્તિ ઉપજાવે છે; કે જેવી શાન્તિ મેં આજ પર્યંત અનુભવી નથી. બાળા ! હું અનુમાનથી કહી શકું છું કે મારો પ્રાણ તમારા પ્રયાસથીજ બચ્યો છે. દેવી ! હું તારો જન્મ ભર ઋણી છું. " આમ બોલતા ભુજંગસિંહે રમાનો હાથ પકડી પોતાની આંખ્યોપર દબાવ્યો. રમા તેને આશ્વાસન આપતાં કહેવા લાગી, " આપણે આ બહાદુર સરદારનાં ઉપકારી છીએ. તે ભલા સરદારના પ્રયાસથીજ તમે અત્યારે સાવધ થઈ આ સ્થળે આવ્યા છો. "

ભુજંગે રણમલ તરફ દ્રષ્ટિ કરી પુનઃ રમાને પૂછ્યું, " આ સરદાર કોણ છે ? "

" દુશ્મન પક્ષનો એક ભલો સરદાર છે; તેનું નામ રણમલ છે. " રમાએ જણાવ્યું.

" શું દુશ્મનમાં દયા ? આશ્ચર્ય ?" ભુજંગસિંહના મુખમાંથી શબ્દો નીકળ્યા. રણમલ તે શબ્દો સાંભળી નમ્ર અવાજે બોલ્યો, " મહાન સરદાર ! મારા હૃદયમાં દયા ઉત્પન્ન કરનાર આ મહાદેવી જ છે. હું તેના પવિત્ર મુખદર્શનથીજ સત્ય જાણી શક્યો છું અને તમારા જેવા પવિત્રજનોની સેવામાં જોડાયો છું. "

" શું તમે દુષ્ટોની સેવાનો ત્યાગ કર્યો ? " ભુજંગસિંહે આનંદથી પૂછ્યું.

" હા. "

" ધન્ય છે તમને. "કહો સરદાર ! હવે આપણે શું કરવું ? "

રણમલ્લ થોડીકવાર મૌન રહી બોલ્યો, " પ્રાતઃકાળ થયો છે. આપ મારા આ સેવકો સાથે અત્રે રહો. હું અને આ રાજકન્યા બે માણસો સાથે રણભૂમિમાં જઇએ છીએ અને મુડદાંના ઢગલામાંથી કનક–કમળાનાં મુડદાં ખોળી કાઢી અહિં લઇ આવીએ છીએ. આ કાર્ય કર્યા પછી આપણે શું કરવું તેનો વિચાર કરીશું. "

" હા, જાઓ; પ્રથમ એ કાર્ય ઘણું જરૂરી છે. " ભુજંગસિંહે કહ્યું.

રણમલ્લ રમા સાથે જવાને ઉભો થયો. સાથે બે માણસોને આવવાની આજ્ઞા કરી. ચાર માણસો શબ ક્ષેત્રમાં ગયાં અને મુડદાંઓને ઉંચા–નીચાં–આઘાં–પાછાં ખસેડી કનક–કમળાનાં મુડદાં ખોળવા લાગ્યા. પ્રાતઃકાળ થયો હતો. અંધકાર નષ્ટ થઇ પ્રકાશ પથરાયો હતો. મુડદાં બીહામણાં લાગતાં હતાં. દુર્ગંધનો તો સુમાર નહોતો. જમીન લોહીથી રંગાઇ ગઇ હતી. ઠામ ઠામ હાડકાં–માંસ અને સૈનિકોનાં કપાએલાં અવયવો નજરે પડતાં હતાં. રણમલ્લ–રમા અપાર પરીશ્રમ કરી રહ્યાં હતાં. બાદ લગભગ બે કલાકને અંતે તેઓ કનક કમળાના દેહને શોધી કાઢવાના પ્રયાસમાં ફતેહમંદ થયાં. કનક અને કમળાના દેહ અચેતન અવસ્થામાં પાસે–પાસે પડ્યા હતા. બન્નેનીપર બીજાં અસંખ્ય મુડદાં ઢંકાયાં હતાં. રણમલ્લે બન્નેના દેહ તપાસ્યા. તેમનાં શરીર શીતળ જણાયાં. રણમલ્લે બન્નેના કપાળપર થોડીકવાર હાથ મૂકી રાખ્યો; પણ કંઈ ઉષ્ણતા માલમ પડી નહિ. છેવટે તેણે નાક આગળ હાથ ધર્યો, તો તેને અત્યંત અજાયબીની અંદર માલમ પડ્યું કે બન્નેમાં હજી ધીમો શ્વાસ છે. પ્રભુની કળા ન્યારી છે. આ બન્ને જરૂર જીવશે. રણમલ્લે આનંદ સમાચાર રમાને જણાવ્યા. રમા–રણમલ્લે પ્રભુનો ઉપકાર માની કમળા–કનકના દેહને ઉપડાવી ત્યાંથી પ્રયાણ કર્યું. સઘળાં રાવડી સમીપ આવ્યાં અને ત્યાં મેદાનમાં

બન્નેના દેહને ચતાપાટ સુવાડયા. ભુજંગને પણ આ આનંદ સમાચારથી ઘણોજ હર્ષ થયો. બન્નેનું જીવન જાણી તેણે ત્યાગેલી આશા ધારણ કરી. હતાશ હૃદય ધિરજ—હિંમતવાન બન્યું. તેણે રણમલને ઝાંપતા ઉપાયો કરી બન્નેને જલ્દી સાવધ કરવાનું સૂચવ્યું.

રણમલે માણસો દોડાવી પ્રથમની માફક વૃક્ષનાં પાંદડાં મંગાવ્યાં. બાદ કનક—કમળાના જખમોપરથી લોહી સાફ કરી નાખી પાદડાં મુકી પાટા બાંધ્યા અને પછી માથાપર થોડીવાર પાણી છાંટી તે વનસ્પતીના પાંદડાંના રસનાં ટીંપાં બન્નેના મુખમાં નાખ્યાં. અતીશય સારવારને અંતે અચેતન શરીર ચૈતન્યમય થઈ હાલવા લાગ્યાં. બન્નેએ આંખ્યો ઉઘાડી. પોતાની દુર્દશાની સ્મૃતિ આવી. તેમણે સઘળાંના મુખનું નિરીક્ષણ કર્યું. રમા અને રણમલે શાન્તિ આપી. તે પછી બન્નેને રાવટીની અંદર લઈ જઇ ભુજંગસિંહે આશ્વાસનયુક્ત શબ્દો કહી ધિરજ ધરવાનું સૂચવ્યું. રણમલે તેનાં માણસોને ખાવાનું બનાવવાની આજ્ઞા કરી. ખાવાનું થતાં સર્વેએ ખાઇ લીધું. શરીરમાં સ્ફુર્તિ આવી. આ પછી સઘળાં એકત્ર થઇ બેઠાં. વિવિધ પ્રકારની વાતો થવા લાગી. રણમલે હવે શું કરવું તેનો પ્રશ્ન પૂછ્યો. જવાબમાં ભુજંગસિંહ ધીમા પણ મક્કમ અવાજે કહેવા લાગ્યો, “ રણમલ ! આ યુદ્ધમાં મ્હેં વિજયનોજ નિશ્ચય કર્યો હતો, પણ કમભાગ્યે પરાજય પ્રાપ્ત થયો. પરાજય થવાનું કારણ હું હવે સમજ્યો છું. કુદરતેજ મને પરાજય આપ્યો છે. રાજા દુર્મદસિંહના સંબંધમાં મ્હેં દાના દુષ્મનનું કાર્ય નહિ કરતાં એક ક્રૂર શત્રુનું કાર્ય કર્યું હતું; અને એ ભયંકર શત્રુના નાશથી મને અભીમાન ઉત્પન્ન થયું હતું. હું વિજયને નજીકમાંજ દેખતો, પણ તે અહંકારનું ફળ મને બરાબર મળ્યું. મારા અસંખ્ય યોદ્ધાઓનો નાશ થઇ ગયો. હું અસહાય બન્યો, પણ પ્રભુ ઘણા દયાળુ છે. અભીમાન નાશ થતાં તે કૃપાળુએ મારા તરફ દયાની દ્રષ્ટિ ફેંકી તારા જેવા બહાદુર સરદારનું મિલન કરાવ્યું છે. સરદાર ! અમે બધાં તારાં ઉપકારી છીએ. તારી કૃપાએજ મારી

ગએલી હિંમત તાજી થઇ છે. મને આરામ થયા બાદ જોજે કે આ નામધારી ભુજંગ શું કરે છે. હું મારા વૈરનો બદલો જરૂર લઇશ." ભુજંગસિંહ શ્વાસ ચઢવાથી બોલતો બંધ રહ્યો. રણમલે કહ્યું, "સરદાર! સમય આવે સૌ કાંઇ જોઇ લેવાશે. પાપીઓના પાપની શીક્ષા શ્રીહરી કરશે. પણ હવે આપણે શી રીતે વર્તવું તેની મને સમજ પડતી નથી. વળી દુષ્મનોના હાથમાં કેદ પકડાએલાં વસંત-વિજયને શી રીતે બચાવવાં?"

ભુજંગસિંહ થોડીકવાર વિચાર કરી બોલ્યો, "વસંત-વિજયને માટે હું અશક્ત હાલ શું કરી શકું? તેમને પ્રભુના ભરોંસાપર છોડયા સિવાય આપણો ઉપાય નથી, અમને આરામ થતાં હજી લગભગ એક માસ નીકળી જશે. તે દર્મીયાન વસંત-વિજયનું શું થશે એ મારાથી કહી શકાતું નથી. ભગવાન તેમનું રક્ષણ કરો. રણમલ! આપણે નાહિંમત થવાની જરૂર નથી. મહારાજા સમરસિંહ અને તેમના બંધુ સ્નેહસિંહ હાલ હયાત છે. ઘાયલ થઇ પડતાં મ્હેં તેમને આપણા બહાદુરો સાથે એક ગુપ્ત જગાએ મોકલી આપ્યા છે. તું મને અને આ કનક-કમળાને ત્યાં લઇ જા. અને પછી તું અને રમા નૌતમનગર જાઓ. ત્યાં જઇ તું એમ ન જણાવીશ કે તું બેવફા થયો છે. આપણા કાર્યની સીદ્ધી થતાં સૂધી તારે ઉપરથી દુષ્મનોને એમજ જણાવવું કે હું સંપૂર્ણ વફાદાર છું, જો તું ખુલ્લો પડી જાય; તો આપણાં અનેક કામ બગડી જાય. માટે તારે ઉપરથી દુષ્મનોને મળતા જ રહેવું. રમાને રુપરંગ-નામ બદલી પાસે રાખજે અને વિજય-વસંતને જો બચાવાય તો પ્રયત્ન કરજો. અમને સ્હેજ પણ આરામ થતાં તુર્ત તમને આવી મળીશું; અને અમે પણ નામ-રૂપ વગેરે બદલી તમારી પાસે રહી પાપાત્માઓને મુળથી ઉખેડવાના પ્રયત્ન કરીશું. અમને જયાં સૂધી આરામ ન થાય ત્યાં સૂધી સઘળા સમાચાર જણાવતા રહેજો."

"આપ સઘળી બાબતોથી નચિંત રહેજો." કહી રણમલે બે

સિપાહીઓને નજીકના કોઇ ગામમાં જઈ ડોળીઓ લઇ આવવાની સૂચના કરી. રણમલે ત્યાંથી ડેરા તંબુ ઉઠાવી જવાની તૈયારી કરી, એટલા વખતમાં ડોળીઓ લેવા ગએલા સિપાહીઓ ત્રણ ડોળીયો અને ડોળીયો ઉંચકનારા માણુસોને લઇ આવ્યા. સઘળી તૈયારી થઇ ગયા પછી ભુજંગસિંહ કનક-કમળાને ડોળીયોમાં સૂવારી ઉંચકનારાઓને ચાલવાની આજ્ઞા થઇ. ડોળીયો ઉપાડી ઉંચકનારાઓએ ચાલવા માંડ્યું. રણમલ-રમા અને તેના બહાદુર સિપાહીઓ ઘોડેસ્વાર થઇ પાછળ ચાલ્યાં. સમીસાંજ થતાં સઘળું મંડળ બે પ્હાડોની વચ્ચમાં આવેલી એક સરિતાને કિનારે આવી પહોંચ્યું. સઘળાંને આ નદી પાર કરીને સામે કિનારે જવાનું હતું. કિનારા પાસે બે હોડીયાં પડેલાં હતાં. તે હોડીયો ચલાવનારા ભૂત જેવા બે ખલાસીઓ દૂર બેઠા હતા. રણમલે તેમને પાસે બોલાવી સામે કિનારે લઇ જવાનું કહ્યું. ત્રણ સિપાહીઓને ત્યાં રાખી ઘોડા સોંપ્યા. ખલાસીઓએ હોડીયાં તૈયાર કર્યાં અને સઘળાંને તેમાં બેસારી સામે કિનારે લાવી ઉતાર્યાં. કિનારે થોડી વાર વિશ્રાન્તિ લઈ ભુજંગસિંહે રણમલને છેક નજીક બોલાવી ધીમેથી કહ્યું, "રણમલ ! મુકામ હવે નજીકમાં છે. આ પહાડની અંદર જે રસ્તો આવેલો છે; તેમાંથી આગળ જતાં એક ગુફા આવે છે. ત્યાંજ આપણો મુકામ છે. પણ તે સ્થળે આ ડોળીયો ઉંચકનારાને લઇ જઇ માર્ગથી ભોમીયા કરવા એ સલામતી ભર્યું નથી. માટે તમે અને તમારા જે વિશ્વાસુ માણુસો હોય તે અમને ત્યાં લઇ ચાલો. બાકીના સિપાહીઓને અહિં રાખો, કે જેથી તમારા પાછા આવતાં સૂધી તેઓ આ હોડીવાળાને અહિં રોકી રાખે."

રણમલને ભુજંગની વાત વ્યાજબી લાગી. તેણે પોતાના સિપાહીઓમાંથી ૭ સિપાહીઓને ડોળીયો ઉપાડી ચાલવાનું કહ્યું; અને બાકીનાઓને પોતાના આવતાં સૂધી નદી કિનારે રહેવાનું સૂચવ્યું. ૭ સિપાહીઓ ડોળીઓ ઉપાડી ચાલ્યા. પાછળ રણમલ અને રમા પ્રયાણ કરવા લાગ્યાં. આવી રીતે ચાલતાં-ચાલતાં તેઓ એક સાંકડી

ખીણુમાં થઇને એક નાનકડા ચોગાનમાં આવ્યાં. ત્યાં પ્હાડથી છૂટો પડેલો એક નાનો ડુંગર આવેલો હતો. તે ડુંગરની તળેટીમાં નાના દરવાજાના આકારની એક ગુફા આવેલી હતી. ભુજંગે તે દરવાજામાં પ્રવેશવાનું જણાવ્યું. સઘળું મંડળ તે દરવાજાના આકારની ગુફામાં પ્રવેશી આગળ ચાલવા માંડ્યું. અંદર મોટી-મોટી શીલાઓ ચારે તરફ પડેલી હતી. રસ્તા ઉંચા નીચા જણાતા હતા. પ્રથમના જેવા ત્રણ દરવાજાના આકાર વટાવી સઘળા એક ચોગાનમાં આવ્યાં. આ વખતે ત્યાં ઘણા માણસો બેઠેલા હતા. આવનાર મંડળને જોઇ સઘળા ઉભા થઈ જોવા લાગ્યા. સિપાહીઓએ ડોળીયો નીચે મૂકી. રમા-રણમલ આગળ આવ્યાં. તેમણે ચારે તરફ નજર ફેરવી. એટલામાંજ રમાની નજર ખાટલા પર બેઠેલા સ્નેહસિંહ પર પડી. સ્નેહસિંહ ઘાયલ હતો. તેણે રમાને જોઈ આનંદનો ઉદ્ગાર કાઢ્યો. તેનીજોડેના મંચકમાં મહારાજા સમરસિંહ સૂતેલા હતા. તે ઘાની વેદના સાથે જ્વરથી પીડાતા હતા. તે પણ જાગૃત થઇ બેઠા થયા. સરદાર વીરકેતુ અને દિગ્વીજયસિંહ પણ ત્યાં હતા. ડોળીઓમાંથી ભુજંગસિંહ -કનક-કમળાને બહાર કાઢી સઘળા મળ્યા-ભેટ્યા. ચોગાનની અંદર આવેલી એક ઓરડાના આકારની ગુફામાં બેઠેલાં ગુણસુંદરી વીરમતી -સુધા વગેરે બહાર આવી મળ્યાં. રમાએ સર્વ સમાચાર વિદીત કર્યા. વસંત-વિજયના કેદ પકડ્યાના સમાચાર જાણી સ્નેહિજનો અત્યંત દિલગીર થયાં. વિજયના મિત્ર બન્શીકુમારના શોકની સીમા રહી નહિ. રણમલ અને ભુજંગે સઘળાંને આશ્વાસન આપી શાન્ત કર્યાં. આ પછી કરવા ધારેલી ગોઠવણ વિશે થોડીકવાર વાતો કરી રણમલ -રમા જવાને તત્પર થયાં. બન્સીએ તેમની સાથે જવાની ઇચ્છા જણાવી; પણ ભુજંગસિંહે તેને સમજાવી જવાની ના પાડી.

આ પછી રમા-રણમલ સૌને મળી ભેટી ત્યાંથી ચાલી નીકળ્યાં અને નદિ કિનારે આવ્યાં, ત્યાંથી સૌ સાથે હોડીયામાં બેસી સામેના કિનારે આવ્યાં. રણમલે ખલાસીઓને પૈસા આપી ખુશી કર્યા. બાદ

સઘળા ઘોડેસ્વાર થઇ નૌત્તમનગરના માર્ગે અશ્વોને દોડાવી મૂક્યા. રાત્રિના દસ વાગ્યાના સમારે નગરમાં પ્રવેશી રણમલ તેના માણસો સાથે પોતાના મકાને આવ્યો. રણમલને જોઇ તેનાં સ્નેહિ મિત્રોને આનંદ થયો. ખાવાનું તૈયાર હોવાથી આવનારાંઓએ પ્રથમ જમી લઈ ક્ષુધાને શાન્ત કરી. ઘરનાં માણસો માટે ફરીથી રસોઇ થવા લાગી. જમી–પરવારી રણમલ તેના મકાનના ઉપરના ભાગમાં રમા સાથે આવ્યો. ત્યાં આવી તેણે રમાને સામાન્ય વસ્ત્ર પહેરાવ્યાં અને ઘરનાં તમામ માણસોને આજ્ઞા આપી કે આમને રમાદેવી નહિ કહેતાં મધુરબાળાના નામથી બોલાવવાં અને કોઈ પૂછે તો જણાવવું કે આ બાઇ રણમલના કાકાનાં પુત્રી છે અને તેનાં માબાપ લઢાઇમાં મરી જવાથી અહિં રહેવા આવ્યાં છે. ઘરનાં તમામ માણસોએ એ પ્રમાણે વ-ર્તવાનાં વચન આપ્યાં. બાદ રણમલે તેના એક મિત્રને નગરના સમા-ચાર પૂછ્યા. જવાબમાં તેના એ મિત્રે જણાવ્યું કે, લઢાઈમાં જય પ્રાપ્ત કરી આવ્યા પછી કળાવતીએ એક મોટો દરબાર ભરી રાજા દુર્મદસિંહના મરણ સમાચાર જણાવી પુષ્કળ શોક કર્યો. રાજાના માનમાં બે દિવસ સૂધી નગરમાં સખ્ત હડતાળ પાડવામાં આવી. પછી આજથી ગયા પરમ દિવસે કળાવતી મોટા ઠાઠમાઠથી ગાદીપર બિરાજી. દુર્જનસાલને મુખ્ય સેનાપતિ પદ મળ્યું. બાકીના સરદારોને પણ પુષ્કળ દ્રવ્ય આપી સંતોષવામાં આવ્યા. આ પછી પકડાએલા કેદીઓનો તેણે ઇન્સાફ કર્યો. તેમાંના કેટલાક કેદીઓએ તેની વફાદા-રીથી સેવા કરવાના સોગન ખાવાથી તેણે મુક્ત કર્યા, અને બાકીના જે ખરા રાજપૂતો હતા અને સ્વદેશને પ્રાણ સાટે ચાહતા હતા તેમને હાથીના પગ તળે કચરાવી મારવાનો તે ચંડાળણીએ હુકમ કર્યો. રાજ્યભક્ત રાજપૂતોને હાથીના પગ તળે છૂંદાવી મારવાના હુકમથી તમામ પ્રજા ત્રાસી ગઇ. આ હુકમ ફેરવવાને માટે પ્રજાના અનેક માણસોએ અનેક વિનંતિપત્રો લખ્યા, પણ કળાવતીએ ધ્યાન આપ્યું નહિ. દુર્જનસાલના કહેવાથી તેણે આ હુકમ અમલમાં મૂકી પ્રજાપર

વધુ ત્રાસ બેસારવાનો નિશ્ચય કર્યો હતો. આ ઘાતકી હુકમનો અમલ ગઇ કાલેજ થઇ ગયો છે. તમામ પ્રજા જનોએ શોકાતુર થઇ રાણીપર ધિક્કાર –ફિટકારનો વર્સાદ વરસાવ્યો હતો. રાજ્યના છૂપા જાસુસો ચારે તરફ રોકવામાં આવ્યા છે. આથી પ્રજાજનો હૃદયની વાત બહાર નહિ કાઢતાં મનમાંજ સમજીને બેસી રહ્યાં છે.”

મિત્રની વાત ધ્યાનથી શ્રવણ કરી રણમલે પૂછ્યું, ‘વારૂ પેલાં કેદ પકડાએલાં વસંત–વિજયનું શું થયું ?”

“તેઓ ઘાયલ હોવાથી હજી સુધી તેમનું કંઇ પણ થયું નથી. જ્યારે તેઓ સાજાં થશે ત્યારે તેઓનો ઇન્સાફ થશે.”

“શું ઇન્સાફ થશે ?” રણમલે પૂછ્યું.

“તે અત્યારે કેવી રીતે જાણી શકાય ? પણ મારા સાંભળવા મુજબ વસંતને દુર્જનસાલ ગૃહદેવી બનાવવા ઇચ્છે છે અને વિજયને મારી નાખવા ચાહે છે.”

“એમ !...વારૂ હાલ તેમને ક્યાં રાખવામાં આવ્યાં છે?”

“જે સ્થળે દુર્જનસાલનો મહેલ આવેલો છે, તેની પાછળના કિલ્લામાં. તેમની દેખરેખનું કામ હાલ તો દુર્જનસાલ કરે છે.”

મિત્રનું કહેવું સાંભળી રણમલ થોડીકવાર વિચારમાં પડયો. બાદ તેણે પોતાના મિત્રને પોતાની તમામ વાતથી વાકેફ કર્યો. રણમલનો મિત્ર કે જેનું નામ સુંદરસિંહ હતું, તે પણ રણમલના જેવોજ હતો. મહારાજા દુર્મદસિંહનો તે ખાસ પ્રીતિપાત્ર હતો. રાજકુમાર કનક પર તેનો અત્યંત પ્રેમ હતો. કનકકુમાર હયાત છે એમ રણમલ પાસેથી જાણતાં તેને ઘણો આનંદ થયો. તે હાલ નગરના કોટવાળ પદ પર હતો. તે ન્યાયથી વર્તતો અને પ્રજાના હિતમાં ઘણું ધ્યાન આપતો. પોતાની જન્મભૂમિની અવદશા જાણી તેના શોક–સંતાપનો પાર રહ્યો નહોતો. તેણે સમય આવે દુષ્ટજનોના સામે થવાનો નિશ્ચય કર્યો હતો. તેના પક્ષમાં સૈનિકો અને પ્રજાના ઘણા માણસો મળેલા હતા. સુંદરસિંહ ફક્ત સમયનીજ રાહ જોઈ રહ્યો હતો. રણમલને

તેણે પોતાના હૃદયની વાત જણાવી. રણુમલ સંમત થયો. આ પછી બન્ને ઘણીવાર સુધી ખાનગી વાતો કરી છૂટા પડયા. રમાદેવી નિદ્રાધીન થઈ ગઈ હતી. વિચાર કરતો રણુમલ પણ અંતે નિદ્રાવશ થયો. પ્રાતઃકાળ થતાં રણુમલ શૈય્યાનો ત્યાગ કરી ઉઠયો અને સ્નાનાદિક નિત્યકર્મ કરી મહારાણી પાસે જવાને તૈયાર થયો. તેણે રમાને બોલાવી જણાવ્યું કે, હું જ્યાં સુધી ઘરે પાછો આવું નહિ ત્યાં સુધી તમે ઘરનાં તમામ માણસોને બહાર જવા દેશો નહિ. રમાએ તેને સાવધ રહેવાની સૂચના આપી જઇ આવવા કહ્યું. રણુમલ અશ્વારૂઢ થઈ રાજ્યમહેલ તરફ ગયો. રાજયમહેલ સમિપ આવી રણુમલ ઘોડેથી નીચે ઉતર્યો. મહેલના દ્વાર આગળ પહેરેગીરો પહેરો ભરતા હતા. રણુમલને જોઇ તેમણે સલામ કરી. રણુમલે પોતાના આવવાની ખબર પહોંચાડવા એક પહેરેગીરને મોકલ્યો. મહેલમાં મહારાણી કળાવતી તેના વ્હાલા સરદાર દુર્જનસાલ સાથે સવારના નાસ્તા પર બેઠી હતી. બન્ને આમોદ–પ્રમોદ કરતાં નાસ્તાને ન્યાય આપતાં હતાં. એવામાં પહેરેગીરે રણુમલના આગમનના સમાચાર જણાવ્યા. રાણીએ તેને આવવા દેવાની આજ્ઞા આપી. દુર્જનસાલ દૂર જઈ બેઠો. રણુમલ ત્યાં હાજર થયો. તેણે વાંકા વળી રાણીને નમન કર્યું. રાણીએ તેને એક આસન પર બેસવાની આજ્ઞા કરી પૂછ્યું, "સરદાર! કયા કયા દુશ્મનોનાં મુડદાં હાથ લાગ્યાં ?"

"ઘણી શોધ ખોળ કરતાં બે દિવસે ભુજંગસિંહ, કનકસિંહ અને કમળા નામધારી કોઇ કન્યકાનાં મુડદાં હાથ લાગ્યાં છે."

"તે મુડદાંની શી વ્યવસ્થા કરી ?"

"દુશ્મનો પ્રતિ મને પુસ્કળ ક્રોધ હોવાથી મ્હેં તેમન શબને કાગડા–ગીધને ઉજાણી કરવા સોંપ્યાં."

"ઘણુંજ સારૂં કર્યું. હું તારીપર ખુશ થઈ. વારૂં રણુમલ! આ યુદ્ધમાં પેલા સ્નેહસિંહ અને સમરસિંહ જે નાશી જવાનો પ્રયત્ન કરતા હતા; તેમના કંઈ સમાચાર તારી જાણમાં છે કે ?"

" હા, તે નાશી ગએલા શત્રુઓને પણ આ તમારો સેવક ઠાર કરીને આવ્યો છે. "

" હેં ! શું તું સત્ય વદે છે ? "

" હા, આપના પગના સોગન ખાઇને કહું છું કે તે ધરાશાયી થઇ ગયા છે. "

" બસ, આ સમાચારે મને અધિક આનંદ ઉપજાવ્યો છે. રણમલ ! ત્હેં એક મહાન સરદારને છાજે એવું બહાદુરીનું કામ કર્યું છે. અરે કોઈ છે હાજર ? " રાણીએ બૂમ મારી.

" કેમ શું છે ? " દુર્જનસાલે નજીક આવી પૂછ્યું.

" આ બહાદુર સરદારને પાંચસો સોનામહોરો ઇનામ આપો અને સેનાધ્યક્ષના પદે નિર્માણ કરી તેની કમ્મરે સુવર્ણ મુઠની સમશેર લટકાવો. " કળાવતીએ આજ્ઞા આપી.

દુર્જનસાલે એક સિપાહીને બોલાવી તમામ વસ્તુઓ મંગાવી. રણમલને મહારાણીના હસ્તે પાંચસો સુવર્ણ મ્હોરોનું ઇનામ મળ્યું અને તેની સાથે સેનાધ્યક્ષ પદ પર વિભુષિત થઇ સુવર્ણ મુઠની સમશેર મળી. રાણીએ અને દુર્જનસાલે તેને ઘણી શાબાશી આપી. બાદ રણમલ પાન ખાઇ મહારાણીને નમન કરી મહેલમાંથી બહાર નીકળી પોતાના મકાને આવ્યો. રમા તેની પાસે દોડી આવી. રણમલે તમામ વાર્ત્તા તેને નીવેદન કરી. રમા ખુશી થઈ. રણમલને મોટું પદ મળવાથી તેના મિત્રો તરફથી અભીવંદન મળ્યું. ખુશાલીમાં દિવસ પૂરો થયો. રાત્રિનું સામ્રાજ્ય સ્થપાયું મનુષ્યો શાન્તિ સુખ અનુભવવા લાગ્યાં.

## પ્રકરણ ૯ મું.

### નૌત્તમનગરમાં.

કળાવતી, કપટકળા નિપુણ કારસ્થાની અબળા નૌત્તમનગરના રાજ્ય સિંહાસને બિરાજવાથી મહારાણી કહેવાઈ. દુર્જનસાલ મોટો

માણુસ થઇ પડયો. કળાવતી તેની સલાહનુસાર વર્તવા લાગી. પાપીઓની સત્તાથી પુણ્યવાનજનો પીડાવા લાગ્યાં. દુર્જનના કોપથી રાજ્યભક્ત સભાસદો–અમલદારો–સરદારો ધીમે ધીમે પોત પોતાની સત્તાથી વિમુખ થવા લાગ્યા. રાણી અને દુર્જનસાલને હાજી હા કહી ખુશ રાખનારા ખુસામતીયા જનો ઉંચ અધીકાર પ્રાપ્ત કરવા લાગ્યા. નિરંતર એશ આરામ–આમોદ–પ્રમોદમાં દિવસો વિતવા લાગ્યા. પ્રજાની દાદ ફરીયાદ સાંભળનાર કોઈ રહ્યું નહિ. આથી ચોર–લુંટારા–લુચ્ચા લોકોની વૃદ્ધિ થવા લાગી. રાજ્યના અમલદારો પ્રજાપર જુલ્મ ગુજરવા લાગ્યા. પ્રજાના દુઃખની સીમા રહી નહિ. અમલદારોને ખુશ રાખનાર માણુસ નોત્તમનગરમાં સુખે રહી શકતો. મહારાણી કળાવતી કોઇની દરકાર કર્યા વિના તેના માનીતા સરદાર દુર્જનસાલ સાથે વિવિધ પ્રકારના વિલાસ ભોગવવા લાગી. નોત્તમનગરમાં અંધેર ચાલવા લાગ્યું. પ્રજાપર ગુજરતા જુલ્મથી સરદાર રણમલને અને તેના મિત્ર સુંદરસિંહને ઘણું લાગી આવતું. ગરીબ પ્રજાજનો તેમનાં દુઃખ એ એ દયાળુ સજ્જનોની આગળ જાહેર કરતાં; પણ અનેક પાપીઓની વચ્ચે રહેલા એ બન્ને જણા શું કરી શકે? કેવી રીતે પ્રજાનાં દુઃખ દૂર કરી શકે? બન્ને જણા પ્રજાજનોને આશ્વાસન આપી ધિરજ ધરવાનું સૂચવતા. કળાવતીને સિંહાસનારૂઢ થએ ત્રણ માસ વિતવા આવ્યા હતા. આટલા ટુંક વખતમાં નોત્તમનગરમાં અનેક પ્રકારના ફેરફારો થઇ ગયા હતા. અનેક ધનાઢયો ધનહિન બની ગયા હતા. અનેક ધર્માંષ્ટ જનો દુઃખના ડુંગરાઓ તળે દટાયા હતા; અનેક પતિવ્રતા પ્રેમદાના શિયળ નષ્ટ થયાં હતાં. અનેક કુમારીકાઓ દુષ્ટ અમલદારોની વિષય લાલસાથી બળાત્કારનો ભોગ થઇ ભ્રષ્ટ થઇ હતી સર્વત્ર હાહાકાર વર્તી રહ્યો હતો. આવા અત્યાચારથી રણમલ અને સુંદરસિંહનાં હૃદય ચૂર્ણ–વિચૂર્ણ થતાં હતાં. તેમણે અનેક અબળાઓ અનેક દુખીઓને યુક્તિ–પ્રયુક્તિઓથી દુષ્ટોનાં ભોગ થતાં બચાવ્યાં હતાં. આ બન્ને સરદારોનાં આ દયાળુ કામની કેટલાક બદમાસ અમલ-

દારોને ખબર પડી હતી. તેથી તેઓ તે બન્નેની ઉપર ગુસ્સે થઇ ઇર્ષ્યાની નજરથી જોતા હતા. તેમણે રણમલ અને સુંદરસિંહના વિરૂદ્ધ અનેક વાતો કહી દુર્જન અને કળાવતીના કાન ભંભેર્યા હતા; પણ દુર્જન અને કળાવતી એ બહાદુર સરદારોને બરાબર ઓળખતાં હોવાથી તેમજ પ્રજા પક્ષ તેમની તરફ વળેલો જાણી કંઇ પણ કહેવાની હિંમત કરી શકતાં નહિ. રણમલ ઘણા શાન્ત સ્વભાવનો હતો; પણ સુંદરસિંહ ઉગ્ર ક્રોધી હતો, તેણે રણમલને અનેક વખત કહી દીધું હતું કે મારાથી આવો અત્યાચાર જોઇ શકાતો નથી. આજ્ઞા આપો તો હું પ્રજાને એકત્ર કરી દુષ્ટાને ગાદીપરથી ઉઠાડી મૂકું. જવાબમાં રણમલ તેને શાન્ત પાડી કહેતો હતો કે, સમય આવે સૌ સારા વાનાં થશે. દુઃખની પાછળ સુખ રહેલું છે. પાપીઓને હાલતો ફાવે એમ વર્તવા દયો. આપણે ઉપરથી તેમના મળતીયા રહી અંદરખાનેથી આપણા પક્ષને મજબુત–બળવાન બનાવી આખરે ઉઘાડા પડીશું. જો આપણે હાલ ખુલ્લા પડીશું તો કંઇ પણ કરી શકીશું નહિ. નાહક પ્રાણ જોખમમાં નાખીશું. માટે હાલ તો જોયા કરો કે શું થાય છે. આવી રીતે કહી રણમલ તેને શાન્ત રાખતો. રણમલ દર ત્રીજે દિવસે રાત્રિના સમયે ઘોડેસ્વાર થઇ નૌત્તમનગરની બહાર નીકળી ભુજંગસિંહના મુકામે જતો અને તમામ વાત વિદીત કરી પ્રાતઃકાળ થતાં પહેલાં પાછો આવતો. ભુજંગસિંહને પણ હવે બરાબર આરામ થઈ ગયો હતો. તે પોતાનું કાર્ય કરવાને શક્તિવાન થયો હતો. કનક–કમળાએ પણ પૂર્ણ આરામ મેળવ્યો હતો. ત્રણે જણાં નૌત્તમનગર જવાને તૈયાર થયાં. તેઓનો વિચાર ગમે એ પ્રકારે વસંત–વિજયને મુક્ત કરવાનો હતો. ત્રણે જણાં વેસ પાલટી મુખપર વનસ્પતિના રસથી મીશ્રીત કરેલો રંગ લગાવ્યો. કોઇ કહી શકે નહિ કે તેમણે મુખપર રંગ લગાવ્યો છે, વનસ્પતીના રસમાં એવો ગુણ રહેલો હતો. સ્નેહસિંહ અને સમરસિંહે સાથે જવાની ઇચ્છા જણાવી, પણ ભુજંગસિંહે તેમને સમજાવી ત્યાંજ રહેવાનું સૂચવ્યું. જો સઘળા નૌત્તમનગર જાય

તો પછી સ્ત્રી મંડળનું રક્ષણ કોણ કરી શકે? ભુજંગસિંહે સરદાર વીરકેતુ અને દિગ્વિજયને જંગલના ભીલ લોકોને સમજાવી સૈન્ય એકત્ર કરવાનું કહ્યું. મોહનરાયશેઠ અને બન્સીને વેશ બદલાવી પોતાની સાથે આવવા તૈયાર કરી કહ્યું કે તમારે સરદાર રણમલની પડોશમાં મકાન ભાડે રાખી રહેવું. અને નોત્તમનગરની આસપાસના ગામડાંઓમાં ફરી લોકોને સ્વદેશ ઉદ્ધારના કાર્યમાં જોડાવાનો ઉપદેશ કરવો. તમે બુદ્ધિવાન છો. આ કાર્ય તમારાથી ઘણી સરસ રીતે બની શકશે. પણ સંભાળ રાખજો કે તમારો ભેદ કોઇના જાણવામાં આવે નહિ. આપણે આપણો સમય અનુકુળ થતાં સુધી ઘણુંજ સંભાળ પૂર્વક રહેવાનું છે. હાલ દુષ્મનોનું પ્રબળ છે. માટે દરેક કાર્ય પૂર્ણ સંભાળથી કરવાનું છે. દરેક બાબતની સૌને સૂચના આપી સઘળાં જવાને તૈયાર થયાં. કમળાએ પુરૂષ પોશાક પહેરી લીધો. સઘળાં તૈયાર થઇ રણમલની રાહ જોવા લાગ્યાં. રાત્રિ પડી ચૂકી હતી. પ્રથમ પ્રહરને પૂર્ણ થવાનો સમય થવા આવ્યો હતો. દ્વિતીય પ્રહર આરંભ થતાંજ ઘોડાનાં પગલાંનો અવાજ સંભળાયો. રણમલના આવ્યાનું અનુમાન થયું. ખરેખર, રણમલજ ઘોડેસ્વાર થઇને આવ્યો હતો. રણમલ નીચે ઉતરી સૌને મળ્યો. ભુજંગસિંહે પોતાના વિચાર જણાવ્યા. રણમલે ખુશી થઇ તેના વિચારને અનુમોદન આપ્યું અને પછી જણાવ્યું કે, વસંત–વિજયને આરામ થઇ ગયો છે અને તેથી તેઓને કાલના દરબારમાં બોલાવી રાણી કળાવતી અને સરદાર દુર્જનસાલ તેમને છેવટનો હુકમ આપનાર છે. મારા સાંભળ્યા મુજબ રાણી કળાવતીનો વિચાર વિજયને સમજાવી પોતાના પક્ષમાં મેળવવાનો છે. જો વિજય માનશે તો રાણી વસંતને તેની સાથે ધામધૂમથી પરણાવશે અને નહિ માને તો તેનો નાશ કરી વસંતનાં લગ્ન દુર્જનસાલ સાથે કરવાનો વિચાર રાખેલ છે. સરદાર દુર્જનસાલ વસંતપર મોહાંધ બન્યો છે. તે ગમે એ પ્રકારે વસંતને મેળવવા ઇચ્છે છે. તે વિજયને પોતાનો પરમ શત્રુ માને છે. તે દુષ્ટ વિજયને જીવતો જોવાને ખુશી નથી. હવે તો કાલના દરબારમાં જે થાય તે ખરૂં."

રણમલનું કહેવું સાંભળી ભુજંગસિંહ બોલ્યો, "જે હશે તે

કાલેજ જણાઇ આવશે, પાપીઓના વિચાર હવામાં મળી જશે. વસંત–વિજયનું અનિષ્ટ ઇચ્છનાર પાપાત્માઓ કાળના ગ્રાસ થશે. પ્રભુએ આ ભુજંગને જીવતો રાખ્યો છે તો તે હવે દુશ્મનોને તેના બળનું બરાબર ભાન કરાવશે. આ સિંહને સતાવી દુશ્મનો નિરાંતથી રહી શકશે નહિં ચાલો સરદાર ! આપણે હવે નૌત્તમનગર તરફ પ્રયાણ કરીએ અને નિર્દોષ જનોના બચાવને અર્થે પ્રયત્નો કરીએ." આટલું આવેશથી બોલી ભુજંગસિંહ ઉભો થયો. તેણે એક સામાન્ય સૈનિકનો સ્વાંગ ધારણ કર્યો હતો. મુછો મુંડાવી નાખી હતી. ચ્હેરાપર કૃત્રિમ રંગ લગાવ્યો હતો. કનક–કમળા બન્સી–મોહનરાય પણ વેશ પાલટીને તૈયાર થયાં હતાં. તેઓ સૌને મળી–ભેટી ત્યાંથી બહાર નીકળી ઘોડે-સ્વાર થયાં અને નૌત્તમનગરના માર્ગે પ્રયાણ કરવા લાગ્યાં. થોડીવારે તેઓ સરિતા કિનારે આવ્યાં. રણમલે એક મોટું હોડીયું અગાઉથી તૈયાર કરી રાખ્યું હતું. પ્રથમ ઘોડાને ચઢાવી તેઓ હોડીમાં ચઢી બેઠા અને સામો કિનારો આવતાં નીચે ઉતરી પુનઃ નગર તરફ પ્રયાણ કર્યું. મધ્યરાત્રિના સુમારે સઘળું મંડળ નગરમાં પ્રવેશી રણમલના મકાન આગળ આવી ઉભું. રણમલે સૌની સાથે મકાનમાં પ્રવેશ કર્યો. આ વખતે મકાનમાં બે વફાદાર સેવકો અને રમા સિવાય અન્ય કોઇ હતું નહિ. રણમલને બીજું કોઇ સગું–વ્હાલું કે પત્ની કાંઇ હતું નથી. તેનું લગ્ન થયું હતું; પણ લગ્ન થયા પછી પાંચ વરસે તેની પત્ની મરણ પામી હતી. પતી–પત્નીમાં અથાગ પ્રેમ હતો. એ પ્રેમના પરીણામે રણમલે બીજીવાર લગ્ન કર્યું નહોતું અને હજી તે લગ્ન કરવાને ઇચ્છિતો પણ નહિ. રમા સર્વને મળી વાતો કરવા લાગી. રણમલે નોકરોને સમજાવી દીધા. આ પછી રણમલે પોતાની જોડેનું એક ત્રીજું મકાન કે જે પોતાના સ્વાધિનમાં હતું; તે તેજ સમયે સાફ કરાવ્યું અને તેમાં જોઇતાં સાધનો મોકલાવ્યાં. બાદ બન્સી અને મોહનરાયને ત્યાં જઇ રહેવાનું જણાવ્યું. બન્નેએ તે મકાનમાં જઇ નિવાસ કર્યો. પાછલી રાત્રિનો સમય થયો હતો. મુસાફરીના શ્રમથી શ્રમીત થએલાં જનો થોડીવારને માટે નિદ્રાની સુખદ છાયામાં પડયાં.

# પ્રકરણ ૧૦ મું.

## દરબાર—ન્યાય.

નૌતમનગરની મહારાણીએ આજે મોટા દરબાર ભરવાની આજ્ઞા કરી હતી. દરબારનું વિશાળ દિવાનખાનું સાફસુફ થઇ રહ્યું હતું. ઘણા દિવસથી બંધ રહેલા દરબારમાં અને ત્યાં ગોઠવાએલાં આસનો પર ધુળ પડી હતી. આજે ઘણા દિવસે તે ધુળ ખંખેરાતી હતી. રાજ્ય સિંહાસનની પણ એવીજ દશા હતી. પ્રાતઃકાળ થયો હતો. રાજ્યમાર્ગો પર પાણીનો છંટકાવ થવા લાગ્યો, ઘોડેસ્વારો અને પગપાળા સેવકો દરબારમાં પધારવાની આમંત્રણ પત્રિકાઓ લઇ સરદારો અને નામાંકિત જનોના ગૃહ પ્રતિ જવાને દોડાદોડી કરી રહ્યા હતા. દરબારના ચોગાનમાં વાજીંત્રો સુંદર સ્વરે વાગી રહ્યાં હતાં. સિપાહીઓ પોતપોતાની જગાપર ઉભા રહી પોતાની ફરજ બજાવતા હતા. લશ્કરી ટુકડી પણ હાજર થઈ લાઇનબંધ ગોઠવાઇ ગઇ હતી. આજના દરબારમાં વસંત—વિજયનો ઇન્સાફ થવાનો હતો આજે દરબારમાં જે ઇન્સાફ થવાનો હતો, તે લોકો અગાઉથી જાણી ગયા હોય એમ સમજાતું હતું. સર્વત્રને આવવાની છૂટ હતી; પણ કકળી રહેલી પ્રજામાંથી આ દરબારમાં થનાર ન્યાય—અન્યાયને સાંભળવા કોઇ આવ્યું નહોતું. પ્રજાજનોને બેસવાને માટે એક અમુક જગા મુકરર કરેલી હતી; પણ તે જગા તદ્દન ખાલી જણાતી હતી. દરબાર ભરાવાનો સમય થવા આવ્યો હતો. સરદારો અમલદારો અંદર પ્રવેશી પોતપોતાના દરજ્જા પ્રમાણે ગોઠવેલાં આસનો પર સ્થાન લેતા હતા. આવનાર અમલદારો—સરદારો અને ખુશામતીયા શ્રીમંતોને દરેક સિપાહી લશ્કરી ઢબે સલામ ભરતો હતો. આવનારા હસ્તા વદને દરબારગૃહમાં પ્રવેશી આસનો પર બિરાજતા. આ અરસ્સામાંજ રણમલ અને તેનો મિત્ર સુંદરસિંહ આવતા જણાયા. તેમની પાછળ સાધારણ સૈનિકના વેશમાં ભુજંગસિંહ ચાલતો હતો. ત્રિપુટી દરબારગૃહના

ચોગાનમાં આવી. સિપાહીઓએ શસ્ત્રો નમાવી રણમલને સલામ આપી. રણમલ મિત્રની સાથે દરબારમાં દાખલ થઇ રાણીના સિંહાસનની જમણી બાજુએ ગોઠવેલાં આસનોમાંના બીજા આસને બેઠો. ત્રીજા આસને સુંદરસિંહ બિરાજ્યો. ભુજંગસિંહ તેમની પાછળ ગોઠવેલી પાટલીઓ કે જે પાટલીઓ રાણીના અંગરક્ષકો—હજુરીઆઓ અને સરદારોના સેવકો માટે ગોઠવેલી હતી; તેની પર બેઠો. એક બહાદુર સરદારને આવા અધમ આસનપર બેઠેલો જોઇ રણમલને ઘણું લાગી આવ્યું. તેની આંખ્યોમાં ઝળઝળીયાં ભરાઇ આવ્યાં. તેણે રૂમાલથી આંખ્યો લ્હોઈ ભુજંગસિંહ પ્રતિ દૃષ્ટિ કરી. ભુજંગસિંહ તેના હૃદયની બીના સમજી ગયો. તેણે રણમલના કાનમાં ધીમેથી કહ્યું કે, "રણમલ! આ વખતે હૃદયને હતાશ બનાવવું તે આપણે વિપત્તિમાં પડવા જેવું છે. કાર્યસિદ્ધિને અર્થે ગમે એવાં હલકાં કામો પણ કરવાં પડે છે તેમાં બહાદુરોને શરમાવા જેવું કાંઇ નથી. તમે તમારા હૃદયમાં અત્યારે એમજ સમજજો કે ભુજંગસિંહ તમારો સેવક છે. મારી સાથે સેવક સમાન વર્તન ચલાવજો. જો આમ કરવામાં કંઇપણ ગફલત થશે તો આપણું કાર્ય બગડશે. માટે હૃદયને સબળ બનાવો." રણમલે ભુજંગનું કહેવું માન્ય કર્યું. મહારાણીને પધારવાનો સમય થયો. બંદુકોના બ્હાર થયા. બંદીજનોએ જયજયકારના પોકાર કર્યા. મહારાણી સુખપાલમાં બેસી દરબાર પ્રતિ આવતી જણાઇ. સૌને મોખરે દુર્જનસાલ ઘોડેસ્વાર થયો હતો. સુખપાલની પાછળ દસ અંગરક્ષકો ખુલ્લી તલ્વારો સાથે ઘોડેસ્વાર થએલા હતા. મહારાણીને જોતાંજ સૈનિકોએ શસ્ત્રો ઉંચાં કરી માથાં નમાવ્યાં. રાણીએ નમન પ્રતિકાર હસ્તા વદને વાળ્યો. સુખપાલને દરબારગૃહના દ્વારમાં નીચે ઉતારી. રાણી અંદરથી બહાર નીકળી. તેનો દેખાવ અપૂર્વ હતો. લાંબા વાળ પૃષ્ટ ભાગપર સર્પાકારે લટકી રહ્યા હતા. શીરપર ટાપીના આકારનો હિરા—મોતી જડિત્ર મુકુટ મૂકેલો હતો. પહેરેલી સાડીપર જરીયાનનો કીમતી સાલ્લો ઓઢેલો હતો.

કમ્મરે કમરપટો બાંધેલો હતો. તેમાં રત્નજડીત મુઠની સમશેર લટકા- વેલી હતી. આવા દબદબાવાળા દેખાવવાળી મહારાણી સુખપાલની અંદરથી બહાર નીકળી, કે તરતજ પાસે ઉભેલા સરદાર દુર્જનસાલે જમીનપર પથરાએલો સાલ્લો પાછળથી ઉંચકી લીધો. દ્વાર રક્ષકો ઘુંટણે પડયા. રાણીએ હસ્તાવદને દરબારગૃહમાં પ્રવેશ કર્યો. સભા- સદો મહારાણીના માનમાં ઉભા થયા. મહારાણી સુવર્ણ સિંહાસને બિરાજી. દરબારી મંડળ નમન કરી આસનો પર ગોઠવાયું.

સભામાં શાન્તિ પથરાઇ રહી. થોડીવારે છવાએલી શાન્તિનો ભંગ કરી રણમલની જોડેના આસનપર બેઠેલા દુર્જનસાલ તરફ નજર કરી મહારાણીએ પૂછ્યું, " કેમ હવે કામ શરૂ કરીશું ?"

" હા અને તેથીજ આ દરબાર ભરવામાં આવ્યો છે. " દુર્જન- સાલે જણાવ્યું.

"ત્યારે હવે કેદીઓને દરબારમાં લાવવા જોઈએ " કહી કળા- વતીએ રણમલને ઉદ્દેશી કહ્યું, " સરદાર ! જાઓ અને કારાગૃહમાંથી પેલાં વિજય-વસંત નામક કેદીઓને અહિં લઇ આવો. "

રણમલ જવાને ઉભો થયો, કે તરત દુર્જને તેને કહ્યું, તમારી "સાથે મહારાણીના અંગરક્ષકોમાંથી પાંચને લઇ જાવ, કારણકે વિજયસિંહ કેદી ઘણોજ ઉદ્ધત અને તોફાની છે. તેણે ગઇ કાલેજ તેની કોટડીના પહેરેગીરના માથાપર બેડીવાળા હાથનો પ્રહાર કરી તે ગરીબ સિપા- હીનું માથું રંગી નાખ્યું હતું. "

રણમલે તીવ્ર નજરે દુર્જનસાલ સામે જોઇ પાંચ અંગરક્ષકોને લઈ ત્યાંથી પ્રયાણ કર્યું. તેના ગયા પછી બીજાં કામની શરૂઆત થઇ. દુર્જનની સલાહનુસાર કળાવતી નાના-મોટા ગુન્હાનો ન્યાય કરવા લાગી. પેલી તરફ રણમલ અંગરક્ષકો સાથે કારાગૃહમાં વિજયની કો- ટડી પાસે આવ્યો. તેણે સિપાહીઓને દૂર ઉભા રાખી જાળીએથી દ્રષ્ટિ કરી તો તેને જણાયું કે વિજય વિચારવશ થઈ કંઇક બોલે છે. વસંત નિદ્રાવશ છે.

વસંત હજી કેમ ઉંઘતી હશે? કદાચ આખી રાત્રિના ઉજાગરાથી તે નિદ્રાવશ થઇ હોય તો નવાઇ જેવું નથી. પણ આ વિજય શું બોલે છે? લાવ સાંભળું." કહી રણમલ વિજયના ઉદ્દગાર સાંભળવા લાગ્યો. વિચારવશ વિજય દુઃખી દીલે બોલતો હતો કે, "શું મારે અને મારી વસંતને સદાકાળ આ કારાગારમાંજ જીવન ગુજારવું પડશે? હા! પ્રભો! તમે આ શું કર્યું? અમારો ખીલીલો બગીચો શા કારણથી વેરાન કરી મૂક્યો? અરે! મને શા માટે જીવતો રાખી આ કંગાલ દશાએ પહોંચાડયો? આવી અવસ્થામાં જીવવા કરતાં હું આ ફાની જગતને ત્યાગી જવામાં અનંત સુખ સમજું છું; પણ હું જગતને ત્યાગી સ્વર્ગમાં જઈ શકયો નહિ. હું શું કરૂં? મને અત્યંત કષ્ટ થાય છે, એક તરફ મારી અવદશાના વિચાર, બીજી બાજુએ સુકોમળ વસંતની આ કંગાલ દશાના વિચાર મારૂં હૃદય ચીરી નાંખે છે. અહિંના નીચ પહેરેગીરો પણ અધમ શબ્દો બોલી અમારા પર પડેલા કષ્ટની હાંશી કરે છે. પ્રભુ! પરમાત્મા! શું તમને અમારી દયા નથી આવતી? શું અમારો આવી અવસ્થામાંજ અંત લાવવા ઇચ્છો છો? જો એવી ઇચ્છા હોય તો અમને જલ્દીથી આપની પાસે બોલાવી લ્યો અને નહિતો સત્વરે આ નરકાગારમાંથી ઉદ્ધાર કરો. દયાળુ દેવ! તમે દયાના ભંડાર કહેવાઓ છો. તમે અંતરયામી છો. અમારી વ્હારે ચઢો. દુષ્ટોના દુઃખથી અમારો ઉદ્ધાર કરો." આમ બોલતો વિજય ઉંચે જોઇ રહ્યો. વિજય બહાદુર–હિંમતવાન હતો પણ ઘણા વખતથી આ કેદખાનામાં પૂરાવાથી છેકજ અકળાઇ ગયો હતો. કેદખાનામાં ફક્ત એકજ વાર ખાવાનું મળતું. એક માણસને થાય એટલા ખોરાકમાંથી તેને અને વસંતને ચલાવી–નિભાવી લેવું પડતું. વળી ખોરાક પણ બેસ્વાદ મળતો. વિજયે અનેક વખત પહેરેગીરને પૂછયું હતું કે અમારો ન્યાય કયારે થશે?" આના પ્રત્યુત્તરમાં દરેક પહેરેગીરો તેના દુઃખની મશ્કરી કરી જણાવતા કે "તમારો ન્યાય થનાર નથી, તમારે તમારી આખી જીંદગી આ

સ્થળેજ પૂરી કરવી પડશે.”

નિરંતરના આવા જવાબથી વિજયના શોકમાં વૃદ્ધિ થઇ. બિચારી વસંતની પણ એવીજ અવસ્થા હતી; છતાં તે વિજયને હિંમત ધરવાનું સૂચન કરતી હતી. રાત્રિ પડતાં બન્ને જણાં દુઃખની વાતો કરી હૃદય હલકું કરતાં. ગઇ રાત્રે બન્ને જણાં આખી રાત્રિ જાગ્યાં હતાં. પ્રાતઃકાળ થતાં વસંત નિદ્રાવશ થઇ હતી. વિજયને નિદ્રા આવતી નહોતી. દુઃખથી દટાએલાને નિદ્રા ક્યાંથી આવે? આજે વિજય અત્યંત અકળાઈ ગયો હતો. ઉપર પ્રમાણે બોલી ઉંચે જોઇ રહેલા વિજયે નિઃશ્વાસ નાખી નીચે જોયું. એટલામાંજ રણમલે ખુંખારો કરી તેને સાવધ કર્યો. વિજય તેની તરફ જોઈ રહ્યો. રણમલે દૂર ઉભેલા સિપાહીઓને નજીક બોલાવી કોટડીને વાસેલું તાળું ખોલી નાખ્યું. વિજય ઉભો થયો. તેના હાથે બેડી જડેલી હતી અને પગમાં પાતળી સાંકળ નાખેલી હતી. તેનાં વસ્ત્ર મલીન અને ચ્હેરો નિસ્તેજ જણાતો હતો. રણમલે રાણીનો હુકમ સંભળાવ્યો. વિજયે છૂટવાની આશા ધારી વસંતને જગાડી. વસંતના હાથે બેડી નાખવામાં આવી નહોતી.

રણમલે બન્નેને ચાલવાની સૂચના કરી. બન્ને બહાર નીકળી સિપાહીઓ સાથે ચાલ્યાં. રણમલનું હૃદય દયાથી પિગળ્યું. તેણે નિઃશ્વાસ નાખી કોટડીને તાળુ લગાવી પાછળ જવા માંડ્યું. રણમલ થોડીવારે તેમને લઈ દરબારમાં હાજર થયો અને વસંત–વિજયને મહારાણીના સિંહાસન સમિપ થોડેક દૂર ઉભાં રાખી આસન પર બેઠો. અંગરક્ષકો ખુલ્લી તલ્વારે બન્ને કેદીઓની પાછળ ઉભા. સર્વ સભાસદો અને મહારાણીની નજર વસંત–વિજય તરફ લાગી રહી. સિંહ જેમ ગરદન ઉંચી કરી ચારે તરફ જુએ તેવી રીતે વિજયે આસપાસ નજર કરી. વસંત નીચું નિહાળી ઉભી રહી.

કળાવતીએ બન્નેના મુખનું નિરીક્ષણ કરી દુર્જનને પૂછ્યું,

“ શું આજ સ્નેહસિંહની કન્યા છે કે ? ”

“ હા, મહારાણી.” દુર્જને નમ્ર વદને જણાવ્યું.

" ત્યારે આ વિજય કોણ ?" રાણીએ પૂછ્યું.

" તેની મને બરાબર ખબર નથી, પણ એટલું જાણું છું કે તે મહારાજા સમરસિંહ પાસે બાલ્યાવસ્થાથી રહી આટલો મોટો થયો છે." દુર્જને કહ્યું.

રાણીએ વિજયના વદન તરફ દષ્ટિ કરી પૂછ્યું, " છોકરા ! તું ઘણોજ બહાદુર છે. તારી બહાદુરી મ્હેં રણભૂમિમાં નિહાળી છે. બોલ, તારે સમરસિંહ સાથે શું સંબંધ છે ?"

" તે મારા પાળક પિતા થાય છે." વિજયે જવાબ આપ્યો.

" ત્યારે તારા ખરા પિતા કોણ ?" પુનઃ કળાવતીએ પૂછ્યું.

" પરમાત્મા." વિજયે ટુંકો ઉત્તર આપી પતાવ્યું.

" શું તને તારાં ખરાં માબાપની ખબર નથી ?"

" ના."

" દુર્જનસાલ ! આ સત્ય જવાબ હશે કે ?" રાણીએ દુર્જન-સાલ તરફ જોઇ પૂછ્યું.

" નહિ, તદ્દન જુઠું. છોકરો ઘણોજ ઉદ્ધત છે." દુર્જનસાલે જણાવ્યું.

" છોકરા ! તું શામાટે અસત્ય બોલે છે ?" રાણીએ પૂછ્યું.

" હું કદી અસત્ય બોલતોજ નથી. મને અસત્યવાદી કહેનાર પોતેજ જુઠો છે—બદમાસ છે." વિજયે સ્હેજ અવાજમય શબ્દો ઉચ્ચાર્યા.

કળાવતી દુર્જન સામે જોઈ હશી. દુર્જનની આંખ્યો લાલ-ચોળ થઈ. તે ક્રોધમય વદને બોલ્યો, " અલ્યા ! તારે મરવું છે કે જીવવું છે ?"

" મરણ—જીવનની દોરી જગતાતના હાથમાં છે, તારે પૂછવાની શી જરૂર છે ?"

" તારૂં મરણ—જીવન અત્યારે મારા હાથમાં છે. માટે સરદાર બહાદુર પુછે છે તેના બરાબર જવાબ આપ." કળાવતીએ કહ્યું.

" કોણ સરદાર બહાદુર ! શું આ દુર્જનસાલ ? ના, નહિ; હું તેને સરદાર બહાદુર માનતોજ નથી. " વિજયે નિડરતાથી જણાવ્યું.

" ત્યારે તે કોણ છે ? " રાણીએ પૂછયું.

" એક નરપિશાચ. "

" ચૂપ થા. નૌત્તમનગરની મહારાણીના સમક્ષ તેના એક સરદારનું અપમાન કરતાં શરમાતો નથી ? " કળાવતીએ રોષમય વદને પૂછયું.

" કોણ ? તું નૌત્તમનગરની મહારાણી ? નહિ; તું પણ છે એક સક્ષસ રૂપી કર્મ ચંડાળણી. "

" ચૂપકર શયતાન. " સર્વ સભા ગર્જી ઉઠી. દુર્જનસાલ તો તલ્વાર ખેંચી વિજયની સમક્ષ આવી ઉભો. સઘળાના ક્રોધનો પાર નહોતો. રણમલ–ભુજંગ ગભરાયા. વિજયનું જીવન જોખમમાં જણાયું. કળાવતી ક્રોધની આગથી કાળી નાગણની માફક ફુફવાટ મારી રહી હતી. તેણે રક્તનેત્રે કહ્યું, " છોકરા ! તું ઘણો ઉધ્ધત છે. તું અમારો કેદી છે એનો તને વિચાર છે ? "

" હા છે; મારો જે ઈન્સાફ કરવો હોય તે કરી નાખો. "

" ઇન્સાફ કરતાં પહેલાં હું પૂછું તેના જવાબ આપ ? " રાણીએ પૂછયું.

" બોલો, તમે શું પૂછવા ઇચ્છો છો ? "

" આ વસંત સાથે તારે શું સંબંધ છે ? "

" વસંત મારૂં જીગર છે. "

" એ તો જાણે ખરૂં, પણ આ વસંત સાથે તું લગ્નથી જોડાયો છે કે નહિ. "

" અમારાં આંતરીક લગ્ન થઇ ચૂકયાં છે. અમારા દેહ જુદા છે, પણ આત્મા એકજ છે. "

" વિજય ! તું અમારો કેદી છે. અમે તને જે ધારીએ તે કરવાને શક્તિવાન છે. માટે જો તારે જીવવું હોય તો અમારૂં કહેવું કબુલ કર ? "

" તમે મારી પાસે શું કબુલ કરાવવા ઇચ્છો છો ?" વિજયે વિકળ વદને પૂછ્યું.

" તારે જો તારા જીવનનો ખપ હોય તો આ વસંતપરથી તારો હક્ક ઉઠાવી લે."

" એટલે ?" વિજયે રૌદ્ર સ્વરે પૂછ્યું.

" તારી વસંતને સરદાર દુર્જનસાલ ચાહે છે. તે માનવંત સરદાર તેની સાથે લગ્નની ગાંઠથી જોડાવા ઇચ્છે છે. માટે તું આ વસંતપરથી તારો હાથ ઉઠાવ."

" ઓ મરણના કિનારે ખેંચાઈ જતી પિશાચિની! બોલતાં શરમા. આ વિજય અત્યારે જો કે લોહ બંધનથી બંધાયો છે; પણ એક સીંહ છે. આ વિજય જ્યાં સુધી જીવે છે ત્યાં સુધી તમારી અને તમારા અધમ સરદારની આશા વ્યર્થ છે."

" વારૂ, વસંત ! તું ઘણી ડાહી છે. તું તારૂં સુખ યા દુઃખ સારી રીતે સમજી શકે છે. હું તારા કલ્યાણમાં ઘણી રાજી છું. આ વિજય દિવાનો બની ગયો છે. માટે તુંજ વિચાર કરી તારો વિચાર જણાવી દે. મને આશા છે કે તારો વિચાર અમારા વિચારને મળતો હશે ?"

વસંતે ધિક્કારમય નજર ફેંકી કહ્યું, " કળાવતી ! તું જેને પુછે છે તે એક શુધ્ધ ક્ષત્રિય બાળા છે. તેણે તેનું જીવન આ વિજયસિંહને શરણ કરેલું છે. તે મારો તારનાર અને મારનાર છે. જ્યાં સુધી મારૂં જીવન છે ત્યાં સુધી હું વિજયથી અલગ થનાર નથી. હું તને અને તારા સરદાર દુર્જનસાલને ધિક્કારૂં છું."

" ઠીક છે, તો જોયા કર કે તારા શું હાલ થાય છે ?" રાણીએ કોપની આગ વરસાવતાં કહ્યું.

" સત્યના સંરક્ષણમાં અનેક સતી સન્નારીઓએ પ્રાણ ત્યાગ્યા છે. સત્યના રક્ષણમાં આ વસંત પણ તેના પ્રાણ ત્યાગશે; અને તમારી આશામાં વિષ રેડશે."

રાણી ક્રોધાક્રાન્ત બની ગઈ. તેણે દુર્જનસાલ તરફ જોઈ કહ્યું, " આમને છેલ્લી આજ્ઞા ફરમાવી દયો. "

સરદાર દુર્જનસાલે બોલવા માંડયું. " વસંત અને વિજય ! તમે અમારા સામે થઇ મોટો ગુન્હો કર્યો છે. આ રાજસભામાં કેદીની અવસ્થામાં પણ રાણીમાતાનું ભયંકર અપમાન કર્યું છે. આને માટે હું ઉંડો વિચાર કરીને આ મહારાણીની આજ્ઞાથી હુકમ ફરમાવું છું કે, આ વસંતને આજથી જુદી રાખવી. તેણે આઠ દિવસ સુધી વિચાર કરી એક નિશ્ચય પર આવી નવમા દિવસે જવાબ આપવો. નવમા દિવસે તેના જવાબ પર સઘળો ઇન્સાફ અપાશે. આ વિજય ઘણો ઉધ્ધત છે. તેને તો હું મ્હોતનીજ સજા ફરમાવું છું. વિજય ! તને આવતી કાલે વાઘના પિંજરામાં પૂરી આખા નગરમાં ફેરવવામાં આવશે. બાદ અમારા શિકારી સિંહને સ્વાધીન કરવામાં આવશે. આ તારો છેવટનો ન્યાય છે. તારે હવે કંઈ કહેવું હોય તો કહે ? " દુર્જન શાન્ત થયો. સઘળી સભા સ્તબ્ધ બની. સભા બહાર થોડાક એકઠા થએલા માણસોએ આવો ઘાતકી હુકમ સાંભળી ધિક્કારનો વર્ષાદ વરસાવ્યો. સિપાહીઓએ તે લોકોને ત્યાંથી કાઢી મૂકયા. સભાસદોને પણ આ ઇન્સાફ પસંદ પડયો નહિ. ચૂપકીદી પથરાઇ રહી. રણમલ આકળ-વિકળ થઇ ગયો. તેનો હાથ તલ્વાર તરફ વળવા લાગ્યો. સુંદરસિંહની પણ એવીજ અવસ્થા થઇ રહી. બન્નેની સ્થિતિ કલ્પી પાછળ બેઠેલા ભુજંગસિંહે ધીમેથી તેમના કાનમાં ધિરજ ધરવાનું સૂચવ્યું. રાણી અને દુર્જનસાલ પોતાના હુકમની શી અસર થઇ છે એ જોવાને વિજયના મુખ સામે જોઈ રહ્યાં. વિજયના મુખ પર કંઇ પણ ગભરાટ યા શોકની નીશાની જણાતી નહોતી. તે શાન્ત ગંભીર વદને વનરાજની માફક ઉભો હતો. વસંત પણ વિજયના મુખ તરફ દૃષ્ટિ રાખી નિર્ભયતાથી ઉભી રહી હતી. બન્નેના મુખનું અવલોકન કરી થોડીવારે દુર્જનસાલે પૂછ્યું, " કેમ આજ્ઞા સાંભળી ? "

" હા. "

" તારૂં હવે મ્હોત થશે."

" મારૂં મ્હોત કરનાર આ વિશ્વમાં કોઇ જન્મ્યોજ નથી. પાપાત્માઓ ! યાદ રાખજો કે મારૂં મ્હોત કરતાં યા ઇચ્છતાં ક્યાંક તમારા દેહનો અંત ના આવે ?" આમ બોલી વિજયે અટ્ટહાસ્ય કર્યું. સભાસદોએ તેને દિવાનો કલ્પ્યો. રાણીએ અને દુર્જનસાલે પણ એવુંજ અનુમાન કર્યું. પુનઃ પાછું દુર્જને પૂછ્યું, " છોકરા ! તારે કંઇ કહેવું છે ? મરણ અગાઉ તારી જે કાંઇ ઇચ્છા હોય તે જાહેર કર ?"

" હું મારા મનની કંઇ પણ ઇચ્છા જાહેર કરવા ખુશી નથી. જે વીર છે તે દેહના અંત વખતે દુષ્મનોના કાલાવાલા કરતોજ નથી અને દેહના નાશથી પોતાનું મરણ થાય છે એમ તે કદાપિ સમજતો જ નથી. ઓ રાક્ષસી રાણી ! તારી ભયંકર અને ઘાતકી સજા આ બળવાન વીર આનંદથી સહન કરશે; પરંતુ નીચ નરાધમોની દયા કદાપિ કાળે ચ્હાશે નહિ."

" અભિમાની ! આ તારી દયાજનક દશા તારા ઉદ્ધત શબ્દોએજ કરી છે. જો તારૂં શુભ થવાનું તારા ભાગ્યમાં લખાયું હોત તો તું કદાપિ પણ આવા હલકા શબ્દો બોલી આ નૌત્તમનગરનાં માનવંતાં મહારાણીશ્રીનું હડહડતું અપમાન કરતજ નહિ. પણ તારા કમનશીબેજ તને ભૂલાવી આ અધમ દશાએ પહોંચાડયો છે." દુર્જને કહ્યું.

" કાગડો કે જેણે મોરનાં પીંછાં ધારણ કરી મોર બનવાનો પ્રયત્ન કર્યો હતો, પણ આખરે દુઃખી થયો હતો. ગર્ધવ વાઘનો વેશ ધરવાથી આખરે મરણને શરણ થયો હતો, તેમ આ રાણી અને તું પણ ફક્ત થોડા વખતને માટેજ છો. લોકો ભલે તમને મહારાણી અને સરદાર માની માન આપે પણ હું તો આ રાક્ષસી રાણીને મહારાણી નહિ પણ એક ચૂડેલ માનું છું અને તને સરદાર નહિ પણ એક અધમ ગુલામ ગણું છું." વિજયે નિડરતાથી કહ્યું.

"દુષ્ટ, શયતાન!" કળાવતી વાઘણની માફક ઉશ્કેરાઇ આસનપરથી નીચે ઉતરી કટાર ખેંચી વિજયને મારવા દોડી. વિજય પણ ઉશ્કેરાયો. પરિણામ વિકટ આવવાનો પ્રસંગ ઉપસ્થિત થયો. પણ એટલામાંજ દુર્જને રાણીની નજીક દોડી આવી તેના હાથમાંથી કટાર લઈ લેતાં કહ્યું, "દેવી! શાન્ત થાઓ. શામાટે તમારા પવિત્ર હાથને આ અધમ કેદીના લોહીથી ખરડો છો? તેને તો આપણા શિકારી સિંહને શરણે સોંપવાનો છે; કે જેથી તેને તેના કૃત્યનું ફળ બરાબર મળશે."

વિજયે ગર્વથી ગરદન ઉંચી કરી વસંત પ્રત્યે કહ્યું, "વસંત! વીરબાળા! આપણો ઇન્સાફ થઈ ચૂક્યો છે. તારે અને મારે હવે થોડા વખતને માટે જુદું થવું પડશે."

"વિજયસિંહ! આપણો વિયોગ ક્ષણીક છે. તમારા દેહના નાશ પછી હું પણ તરતજ તમને આવી મળીશ. આપણે સ્વર્ગમાં આનંદ કરીશું અને સ્વદેશનો ઉદ્ધાર કરવાને પુનઃ મનુષ્ય જન્મ ધારણ કરી આ પાપાત્માઓને જડમૂળથી ઉખેડીશું. દેહનો નાશ થવાથી તમે દિલગીર થશો નહિ. આ દેહ જશે તો આનાથી ઉત્તમ દિવ્ય દેહ પ્રાપ્ત થશે!" વસંતે ભગ્ન હૃદયે કહ્યું.

વિજયે આકાશ સામે જોઈ બોલવા માંડ્યું, "વસંત! અંતકાળે હું તારૂં જ નામ સ્મરણ કરી દેહ ત્યાગીશ. પ્રેમમાં પ્રભુત્વ છે. એ પ્રેમ વસંતમાં છે. વસંત પ્રભુ છે. દિવ્ય આત્મા તમને પ્રણામ છે. હા, વસંત..." વિજય આગળ બોલે એવામાંજ દુર્જન ખડખડાટ હસી બોલ્યો, "શીરપર મ્હોતની નાૈબત વાગી ચૂકી છે; જાનવરોના પિંજરામાં પૂરાઇ નગરમાં ફેરવવાની દશા પ્રાપ્ત થઇ છે અને વિકાળસિંહ તારા દેહના ભક્ષની આતુરતાથી રાહ જોઇ રહ્યા છે; તેવા સમયે તને વસંત યાદ આવે છે જાણી હું ઘણો આશ્ચર્ય પામું છું. વિજય! તારા દેહના અંત પછી આ તારી કહેવાતી વસંત તો મારી અને મારા આ હૃદયની માનીતિ ગૃહલક્ષ્મી થશે."

" તારી ગૃહલક્ષ્મી થશે કે તારી વિનાશક દેવી થશે એ હવે પછી જોવાશે. દારિદ્રતાના સરદાર ! એક વીરની સમક્ષ આવા શબ્દો બોલતાં અને દુઃખીની મશ્કરી કરતાં શું ફળ પ્રાપ્ત થાય છે, તે જો હું તને આ પળેજ બતાવું છું. " કહી બહાદુર વિજય ગુસ્સાથી તપી જઈ દુર્જનને મારવા ધસ્યો, પણ પગમાં નાખેલી સાંકળોના કારણે બળાત્કારે દોડતા વિજયને સિપાહીઓએ પકડી આગળ વધતો અટકાવ્યો. દુર્જન અને કળાવતી એક બીજાની સામે જોઈ રહ્યાં. વિજયે નીચે જોયું. કળાવતી બોલી, " છોકરા ! હજી અંત સમયે પણ અભીમાન ત્યાગતો નથી ? હા, આ અભીમાનજ તારા મરણનું કારણ છે.

" અભાગણી ! આ દેહના નાશનું કારણ જુદું છે. દોર બળે છે પણ તેનો વળ કાયમ રહે છે. આ વિજય વીરપુત્ર છે. બળની પરિક્ષા કરવી હોય તો એક પળવાર છૂટો કરી જુવો. તમે સઘળાં સમજતાં હશો કે મરણના ગુન્હેગારની મશ્કરીઓ કરવાથી ગુન્હેગાર કરગરશે–દયા માગશે, પણ નહિ; આ ક્ષાત્ર તેજ જુદું છે. ઓ નરાધમો !

પિંજર પૂરે વનરાજને, તૃણ કદી નવ ખાય,
સૂખડ શેકો અગ્નિમાં સુવાસ કદી નવ જાય.
ધરતી કંપથી આ ધરા; ચૂરેચૂરા થઈ જાય,
પણ સ્વદેશ પ્રેમી વીરલા, સત્ય વિમુખ નવ થાય. "

" સત્યને સંભાળતાં શું થાય છે એ સિંહના શિકાર થયા પછી સમજાશે. " કળાવતીએ કહ્યું.

" જા, જા, ઓ પિશાચિની ! તારાથી થાય એ કરી લેજે. આ વિજય લેશમાત્ર ડરનાર નથી. " વિજયે જણાવ્યું. પછી તેને સભામાં વધુ વખત રાખવો એ જોખમ ભરેલું ધારી કળાવતીએ તેને લઈ જવાની સિપાહીઓને આજ્ઞા કરી. સિપાહીઓ વિજય નજીક જાય એ પહેલાંજ વિજય રૌદ્ર સ્વરે બોલ્યો, " ઉભા રહો, મને ખુશીથી લઈ જવો હોવ તો થોડીવાર દૂર ઉભા રહો. "

સિપાહીઓ ઉભા રહ્યા. વિજયે વસંતના સામે જોયું. વસંત વિયોગ સહન નહિ કરી શકાવાને લીધે દયામણી દેખાતી હતી. તેનાં સુકોમળ ચક્ષુઓ અશ્રુથી ઉભરાયાં હતાં. વિજયની પણ એવી જ દશા હતી. પણ તેણે ઉપરથી હિંમત રાખી વસંતની છેક પાસે જઈ તેને હૃદય સાથે દબાવી કહ્યું, "દેવી! શામાટે ઓછું આણી મનમાં દુઃખી થાય છે. હું મારૂં કર્તવ્ય બજાવીનેજ સ્વર્ગમાં જાઉં છું. તું પણ મારી પાછળ અક્ષય ધામમાં આવનાર છે. આપણો આ અસહ્ય વિયોગ થોડીવારને માટે છે. તું સ્વસ્થ થા અને મને આનંદથી છેવટની રજા આપ. બાળા! ગભરાઈશ નહિ. પ્રાણ જાતાં સત્યથી વિમુખ થઇશ નહિ. આપણા જીવનનું સાર્થક સત્યમાં જ છે. સત્યના પ્રતાપે કરી પુનઃ આપણે મળી ચીરકાળનું સુખ સંપાદન કરીશું. મારા મૃત્યુ પછી પાપાત્માઓ તને ધર્મભ્રષ્ટ કરવાને અનેક પ્રયત્નો કરશે, તને રીબાવશે અરે દુઃખના ડુંગરા તળે દબાવશે; પણ હિંમત હારીશ નહિ. તારૂં રક્ષણ પ્રભુ જરૂર કરશે. તે અનાથનો નાથ છે. તારીપર ત્રાસ ગુજરતાં તું એમજ વિચારજે કે આ સત્રળો જુલ્મ મારા પવિત્ર આત્માને કલેશમય નથી. મારે અને દેહને સંબંધ નથી, ભલે ત્રાસ—દુઃખ દેહને દમે. કારણ કે દેહ નશ્વર છે; તો ભલેને દુઃખ ત્રાસથી તેનો વ્હેલોજ અંત આવે. વસંત! નિરંતર આત્મજ્ઞાનના વિચાર કરજે કે જેથી તને દુઃખ સમજાશે નહિ. લે; હું હવે જાઉં છું. મારા છેવટના પ્રણામ—કલ્યાણ." કહી વિજય ચિરાઇ જતા અંતઃકરણે વસંતથી અલગ થઇ સિપાહીઓ સાથે ચાલ્યો. વસંત દુઃખી દિલે, અશ્રુઝરતાં નયને પ્રિયને જતો જોઇ રહી. તેના હૃદયમાં અસહ્ય દુઃખ થવા લાગ્યું. આંખે અંધારાં વળ્યાં. પ્રાણવાયુ દેહમાંથી નીકળી ગયા પછી જડદેહ પૃથ્વીપર પડે એ રીતે વસંત વિજયનો વિયોગ સહન કરી નહિ શકવાથી અંતે અચેતન થઇ ધરણી પર ઢળી પડી. તેની સારવાર કરવા દુર્જનસાલ દોડયો, કે તરત રણમલ તેની જગાએથી ઉઠી વસંતના શરીર આગળ આવી ઉભો; અને દુર્જનસાલને કહ્યું, "મારા માનવંતા સરદાર! આપ શામાટે

તસ્દી લ્યો છો ? આપ આપના આસનપર બિરાજો, હું આ બેશુદ્ધ છોકરીની સારવાર કરૂં છું. ”

રણુમલનું બોલવું પૂર્ણ થતાંજ કળાવતીએ કહ્યું. “ દુર્જનસાલ ! ચાલો આપણે મહેલમાં જઇએ. આ છોકરીની વ્યવસ્થા રણુમલ કરી લેશે.” કહી કળાવતીએ વસંતને રણુમલ્લને સ્વાધીન કરી દુર્જનસાલ સાથે ત્યાંથી પ્રયાણ કર્યું. દરબારની સમાપ્તિ થઇ. સભાસદો પોત પોતાના ગૃહે ચાલ્યા ગયા. રણુમલ–સુંદરસિંહ–ભુજંગસિંહ વસંતને ઉપડાવી મકાને આવ્યા અને એક સુશોભીત ઓરડામાં નરમ બિછાનાપર સૂવારી રણુમલે તેની સારવાર કરવા માંડી. અલ્પ સમયમાં વસંત સાવધ થઈ. રણુમલ્લે શાન્ત કરી તેને સઘળી વાતની સમજ પાડી. ભુજંગે તેને પોતાની ઓળખાણ આપી. વસંત આનંદ પામી. તેની હિંમત તાજી થઇ. રણુમલ્લે તેને હવે કેવી રીતે વર્તવું વગેરેની સમજ આપી. રમા કે જેણે મધુરબાળા નામ રાખ્યું હતું તે વસંતની દાશીરૂપે રહેવા લાગી. આપ્તજનોના મિલનથી વસંત ખુશી થઈ. બાદ રણુમલનાં મકાનનાં માણસો પોત પોતાના કામમાં પ્રવૃત્ત થયાં.

## પ્રકરણ ૧૦ મું.

### વિચાર–નિશ્ચય.

વિજયસિંહને સિંહને સ્વાધીન કરવાની શિક્ષા થઇ. પ્રજાવર્ગમાં હાહાકાર વર્તાઇ રહ્યો. સર્વના શોકની સીમા રહી નહિ. જાલીમ જુલ્મીઓ પર ફિટકાર–ધિક્કારના આંતરીક શ્રાપ વરસ લાગ્યા. વીર વિજયને દરબારમાંથી લઈ જઈ કારાગૃહમાં પૂરવામાં આવ્યો. પ્રજાજનો દયામય–સજળ નયને તેને જતો જોઈ રહ્યાં. સર્વનાં હૃદય તેની પર દયા કરવાને પ્રભુને પોકાર કરી રહ્યાં હતાં. અંતે રાત્રિ પડી. નૌતમનગરપર ભીષણ અંધકાર છવાયો. જનસમાજ ધીમે ધીમે નિ-

દ્રાવશ થવા લાગ્યો. દ્વિતીય પ્રહર થવા આવ્યો. રણમલના મકાનમાં હજી કોઈ નિદ્રાવશ થયું નહોતું. રણમલ-ભુજંગ-સુંદરસિંહ-કનક-કમળા-વસંત-રમા વગેરે એકત્ર થઇ દિવાનખાનામાં બેઠાં હતાં. સર્વ શાન્ત હતાં. વિચારવશ થએલાં હત. દીપક મંદ મંદ પ્રકાશે પ્રકાશી રહ્યો હતો. ચૂપકીદી ફેલાઈ રહી હતી. નોકર-ચાકરો નીચેના ભાગમાં બેસી આજના અન્યાયી દરબારની ચર્ચા ચલાવી રહ્યા હતા. ઉપરનો દિવાનખાનામાં બેઠેલાં જનોના હૃદયમાં એકજ પ્રકારની વિચારમાળા ચાલી રહી હતી. 'વિજયસિંહનો બચાવ કેવી રીતે કરવો' આ વિચારેજ સૌને વ્યાકુળ બનાવી દીધાં હતાં. ઘણો વખત વિચારમાં વિતાવી અંતે રણમલે ભુજંગસિંહ પ્રત્યે કહ્યું, "સરદાર! વિચારમાં કંઈ નિર્ણય થતો નથી."

"મારી પણ એવીજ અવસ્થા છે." ભુજંગસિંહે સ્વસ્થ થઈ જણાવ્યું.

"ત્યારે હવે શું કરવું? વિજયસિંહનો બચાવકેવી રીતે કરવો? સવારમાં તેમને આખા નગરમાં ફેરવી કારાગૃહમાં પૂરશે અને પછી બીજા દિવસના મોટા મળસકે સિંહને સ્વાધિન કરશે. આપણે જે કાંઈ કરવાનું છે, તે ફક્ત કાલ દિવસ અને રાત્રિ સુધીમાંજ. મ્હેં ઘણાએ તર્ક કરી જોયા, પણ બચાવનો એકે રસ્તો જણાતો નથી." રણમલે કહ્યું.

"કાં સુંદરસિંહ! હવે કેમ કરવું?" ભુજંગસિંહે સુંદરસિંહને પૂછ્યું. સુંદરસિંહ રક્તનેત્ર બોલ્યો, "આપણે જેટલા વિચાર કરીશું તેટલા નકામા છે. દુષ્મનો ભયંકર છે, પ્રપંચી છે. આપણે વિજય-સિંહને બચાવવાને માટે ગમે એટલી યુક્તિ-પ્રયુક્તિઓ કરીશું, પણ કદાપિ ફાવી શકીશું નહિ. માટે જો મારો વિચાર પૂછતા હો તો હું તો એટલુંજ જણાવું છું કે; સવારે જે વખતે વિજયસિંહને નગરમાં ફેરવવા કાઢે તે વખતે આપણે અને આપણા માણસોએ હથીઆર ધારણ કરી ત્યાં હાજર થવું અને પહેરેદારોને કાપી નાખી વિજયસિ-

હને લઈ પસાર થવું. મારો તો આ વિચાર છે. પછી તમારી મરજી. ” સુંદરસિંહ બોલતો બંધ રહ્યો કે તરત કનકકુમાર બોલ્યો, “ હા, મારો પણ એવોજ વિચાર છે. આપણે બહાદુરીથી જ વિજયકુમારને છોડાવીશું. ”

“ ગમે એ ભોગે પણ વિજયકુમારનો બચાવ કરવોજ જોઈએ. ” રમાએ જણાવ્યું.

“ પણ અસંખ્ય દુશ્મનોમાં આપણે મુઠ્ઠીભર માણસો કેવી રીતે ફાવી શકીશું ! ” વસંતે જણાવ્યું.

“ તે હાલ જોવાનું નથી. અમે અસંખ્ય શત્રુઓને ધરાશાયી બનાવીશું. અમને યશ આપવો હરીના હાથમાં છે. અમે પ્રયત્ન કરીશું અને વિજયને બચાવીશું કે કાંતો પ્રાણ ત્યાગીશું.” સુંદરસિંહે જણાવ્યું.

“ વીર સરદાર ! અત્યારથી આટલા બધા શામાટે ઉશ્કેરાઈ જાવ છો. હજી તો આડી રાત છે. પ્રભાતે પ્રભુએ શું ધાર્યું હશે તેની આપણને શી ખબર પડે. કાલે જે થવાનું હશે તે થશે, સમય સમયનું કામ કરે જશે. આપણે પણ જે કરવાનું હશે તે આપોઆપ થશે. આપણે જ્યાંસુધી જીવતા છીએ ત્યાં સુધી દુશ્મનો વિજયકુમારના એક બાલને પણ ઈજા પહોંચાડી શકશે નહિ. માટે...” ભુજંગસિંહ વધુ બોલતો બંધ થયો. એક નોકર ત્યાં આવ્યો. સઘળાનું ધ્યાન તેની તરફ ખેંચાયું. નોકરે રણમલ પ્રત્યે કહ્યું, “ રાજમહેલથી એક સ્વાર આવ્યો છે, તે આપને મળવા માગે છે.”

“ જા તેને બાજુના ઓરડામાં લઇ આવ. ” રણમલે આજ્ઞા આપી. સેવક ચાલ્યો ગયો અને થોડીવારમાં આવનારને લઇ રણમલે કહેલા ઓરડામાં હાજર થયો. રણમલ પણ તેમના આવ્યા અગાઉ તે ઓરડામાં જઈ બેઠો. આવનાર સિપાહીને જોઇ રણમલે પૂછ્યું, “ દિલાવર ! અત્યારે કેમ આવ્યો છે ? ”

“ મને રાણીસાહેબાએ મોકલ્યો છે.” દિલાવરે કહ્યું.

"મારૂં કંઇ કામ પડ્યું છે ?" રણુમલે રાણીનું નામ સાંભળી ચમકીને પૂછ્યું.

"તેની મને ખબર નથી, પણુ રાણી માતાએ મને એક પત્ર લખી આપી તમને આપવાને મોકલ્યો છે. લ્યો આ પત્ર." કહી દિલાવરે એક બંધ પાકીટ રણુમલના હાથમાં મૂકયું.

રણુમલે પત્ર હાથમાં લઈ પૂછ્યું, "પ્રત્યુત્તર લઈ જવાનો છે કે ?"

"ના." દિલાવરે કહ્યું.

"ઠીક ત્યારે તું જા." રણુમલે તેને જવાની સૂચના કરી. દિલાવર તેના તિક્ષણુ નેત્રાવડે રણુમલના સામે નિહાળી ત્યાંથી ચાલતો થયો. રણુમલને તેના જોવામાં વ્હેમ પડયો. રણુમલ ઘણો ચાલાક હતો. તેણે નજીક ઉભેલા પોતાના વફાદાર સેવકને કહ્યું, "દેવીસિંહ ! જો તો પેલો દિલાવર આપણુા મકાનમાંથી બહાર નીકળી ગયો કે નહિ ?"

દેવીસિંહ તત્કાળ બહાર નીકળ્યો. તેને બહાર નીકળેલો જોતાંજ રણુમલની હિલચાલ તપાસવાને છૂપાએલા દિલાવરે તરત ચાલવા માંડયું. દેવીસિંહે તેની પાસે જઈ પૂછ્યું, "અલ્યા તું શું કરતો હતો ?"

"અરે યાર ! સરદાર બહાદુરની પાસેથી નીકળતાં મને ઉંબરની સખ્ત ઠોકર વાગી, મારા પગે કળ ચઢી અને તેથી હું અહિં બેસી ગયો. કળનું દુઃખ વિરામતાં અહિંથી જવાને ઉઠયો કે તરત તું આવ્યો. લે રામ રામ." કહી દિલાવર ઉતાવળે પગલે ત્યાંથી બહાર નીકળી ઘોડેસ્વાર થઇ રસ્તે પડયો. દેવીસિંહે સર્વ હકીકત રણુમલને જણુાવી. પોતાનો સંશય સત્ય હતો જાણી રણુમલે દેવીસીંહને અને પોતાના મકાનના તમામ નોકરોને આજ્ઞા આપી દીધી કે બહારના કોઇ પણુ માણુસનો લગીર પણુ વિશ્વાસ કરવો નહિ. આટલી સૂચના આપી રણુમલ બેઠેલા મંડળ પ્રતિ આવ્યો અને પોતાની જગાપર

સ્થાન લઇ આવેલો પત્ર વાંચવા માંડયો તે પત્રમાં રાણી કળાવતીએ આ પ્રમાણે આજ્ઞા કરેલી હતી.

" રણુમલ ! "

તમારે પ્રાતઃકાળના પાંચ વાગે કારાગૃહમાં જવું. ત્યાં તે વખતે મારા અંગરક્ષક સરદારોની ટુકડી હાજર હશે. તમારે તેમની સાથે રહી વિજયસિંહને કારાગૃહની કોટડીમાંથી બહાર કાઢી પિંજરામાં પૂરવો અને પછી તે પીંજરૂં આખા નગરમાં ફેરવવું. પીંજરાની આગળ તમારે અને પાંચ સિપાહીઓએ ચાલવું અને બાકીનાઓને પાછળ રાખવા. નગરના મુખ્ય રસ્તાઓમાં–મહેલ્લાઓમાં પિંજરૂં ઉભું રાખી આ પિંજરામાં ભયંકર રાજદ્રોહી પૂરેલો છે અને તે કાલે પ્રાતઃકાળે સિંહનો શીકાર થવાનો છે; જે કોઇ રાજ્યદ્રોહિ થશે તેને આવી શિક્ષા થશે.

આ મતલબનું વિવેચન પ્રજાજનોને સંભળાવવું. જેટલા સમય સુધી પિંજરૂં ફરે ત્યાં સુધી તમારે પૂર્ણ દેખરેખ રાખવી. કેદી તોફાન કરે અગર ગમે તે વર્તન ચલાવે તે પર તમારે પૂરતું ધ્યાન આપી બંદોબસ્ત રાખવો. પિંજરૂં જ્યાં સુધી નગરમાં ફરશે ત્યાં સુધી કેદી પરની સઘળી જોખમદારી તમારી પર રહેશે. તમને તમારા એ સિપાહીઓ સાથે લઇ જવાની છૂટ છે. તમારો હુકમ માનવાને મ્હેં મારા સિપાહીઓને ફર્માન કર્યું છે. આ હુકમનો અમલ સારી રીતે કરશો. "

લી.

નોત્તમનગરની મહારાણી.

દા. સરદાર દુર્જનસાલ.

આજ્ઞાપત્ર વાંચી રહ્યા પછી રણુમલ વિચારમાં પડયો. આ દુઃખદાયક ફરજ પોતાના શીરે આવી પડવાથી રણુમલની દિલગીરીનો પાર રહ્યો નહિ. તેના મુખ પર શોકની છાયા પથરાઇ રહી. ભુજંગ-

સિંહે તેને શાન્તવન આપતાં કહ્યું, "તમારે આવા વખતે આમ શોકાતુર થવું યોગ્ય નથી. આપણે આ થોડા વખતમાં ઘણુંજ વિકટ કામ કરવાનું છે. રાણીએ જે આજ્ઞા કરી છે; તે તમારે બરાબર બજાવવી. હું અને આ કનકસિંહ તમારા સિપાહી બની તમારી સાથે આવીશું. આપણે વિજયસિંહના પિંજરાની સાથે ઘણો સમય રહીશું. એટલા વખતમાં આપણને વિજયસિંહ સાથે વાત કરવાનો-યાતો તેને શાન્તવન-હિંમત આપવાનો પ્રસંગ મળશે. વળી તેટલા વખતમાં આપણે શું કરવું તેનો પણ નિશ્ચય થઇ જશે. મારા બંધુઓ! આવતી કાલના દિવસે અને રાત્રિએ મળી આપણે ભયંકર અને મહાન કામ કરવાનું છે. તેમાં આપણે વિજય યાતો મ્હોત મેળવવાનું છે. આપણે ગમે તે ભોગે વિજયને બચાવવો છે. આપણા જીવતાં જો તે મરણના મુખમાં જાય તો આપણા જીવતરને ધિક્કાર છે. બંધુઓ! આપણે કાલ સાંજ સુધી શાન્તિથી જોયા કરવાનું છે કે શું થાય છે. બાદ આપણે જે કરવાનું છે તે રાત્રિના સમયેજ કરવાનું છે.

આવા વખતે કોઇએ દીલગીર થવાની જરૂર નથી. પ્રભુ જે કરશે તે સારૂંજ કરશે એમ માની ધિરજ ધરો. ભાઈ રણમલ! ચાલો હવે નિદ્રા લઇએ. મધ્યરાત્રિ થવા આવી છે. મોટા મળસકે તમારે જવાનું છે." આટલું કહી ભુજંગસિંહ ઉભો થયો. કનકને વખતસર તૈયાર થઇ રહેવાની સૂચના આપી ભુજંગસિંહ અને રણ-મલ તેમના શયન ખંડમાં ચાલ્યા ગયા. અન્યજનો પણ પોતપોતાના સ્થાન પ્રતિ જઇ નિદ્રાને શરણે થયાં. નિદ્રાની ઇચ્છા રાખતા રણમલ અને ભુજંગ પથારીઓમાં પડયા પણ નિદ્રાએ તેમની પર કૃપા કરી નહિ. બન્નેનાં શયનસ્થાન જોડાજોડ આવેલાં હતાં. બન્નેના ઓરડામાં દીપકો પ્રકાશી રહ્યા હતા. બન્નેએ ઘણી વાર સુધી પાસાં ઘસ્યાં પણ ઉંઘ આવી નહિ. રણમલ-ભુજંગના મનમાં વિજયને મુક્ત કરવા વિષેના અનેક વિચારો થઇ રહ્યા હતા. રણમલ્લ પથારીમાં

પડયો રહી વિચારવશ થયો હતો. બીજી બાજુએ ભુજંગસિંહ શૈય્યાનો ત્યાગ કરી ઓરડામાં એક છેડેથી તે બીજા છેડા સુધી વિચારની ધૂનમાં આંટા માર્યા કરતો હતો. વિચારવશ ભુજંગ વિચારમાં આવેશમય થતો. તે ઘડીકમાં દાંત પિસતો તો ઘડીકમાં દિવાલ પર લટકતી તલ્વાર પ્રતિ નજર કરતો. આવી રીતે ઘણી વાર સુધી ચાલ્યું. છેવટે મોડું મળસકું થયું. ભુજંગસિંહ દ્વાર ઉઘાડી બહાર નીકળ્યો. અંધારૂં હતું. તે ખુલ્લા જરૂખામાં આવ્યો. થોડી વાર શાન્ત સૃષ્ટિનું નિરીક્ષણ કરી તેણે આકાશ પ્રતિ નિહાળી વખતનું અનુમાન કર્યું. ચાર વાગી ગયા છે. લાવ હવે રણમલને જાગૃત કરૂં. આમ વિચારી ભુજંગ ત્યાંથી જવાને; તૈયાર થયો. એટલામાં કુકડાનો શબ્દ સંભળાયો. કુકડાનો અવાજ દૂરથી આવતો હતો. ભુજંગે એ તરફ જોયું. જાંખુ અજવાળું પથરાએલું હતું. દૂર સામે વૃક્ષોનાં ઝુંડ આવેલાં હતાં. ત્યાંના મેદાનમાં એક મોટો કિલ્લો આવેલો હતો. આ કિલ્લો અત્યારે જાંખા અજવાળામાં હાથી સમાન ભાસતો હતો. ભુજંગે વિકળ નેત્રે એ કિલ્લા તરફ જોઈ એક દીર્ઘ નિઃશ્વાસ નાખ્યો. એ કિલ્લામાંજ વિજયસિંહને પૂરેલો હતો. સિંહ પણ ત્યાંજ હતા. ભુજંગસિંહ થોડીક વાર એ કિલ્લા તરફ જોઇ રહી તરતજ પાછો ફર્યો અને રણમલના ઓરડા પાસે આવી તેણે ધીમેથી દ્વાર ખખડાવ્યું. દ્વારનો સ્હેજ ખડખડાટ થતાં અંદર જાગૃતાવસ્થામાં પડયો રહેલો રણમલ ઉઠી બેઠો થઇ બોલ્યો, "કોણ છે?"

"એ તો હું, રણમલસિંહ! દ્વાર ઉઘાડો." ભુજંગસિંહે જવાબ આપ્યો.

"ઉભા રહો ઉઘાડું." કહી રણમલે ઉઠી દ્વાર ઉઘાડયાં. ભુજંગસિંહ અંદર પ્રવેશી પથારીમાં બેસતાં બોલ્યો, "રણમલસિંહ! તમે ઉંઘ્યા હો એમ જણાતું નથી?"

"ના, મ્હેં આખી રાત્રી જાગૃતાવસ્થામાંજ વ્યતિત કરી છે." રણમલે કહ્યું.

"મારી પણ એવીજ અવસ્થા હતી." ભુજંગે જણાવ્યું.

"ત્યારે મારી પાસે આવ્યા હોત તો કેવું સારૂં? આપણે બન્ને વાતોમાં સમય ગુમાવત."

"રણમલ! મ્હેં નિશ્ચય કરી દીધો છે." ભુજંગે જણાવ્યું.

"શું?" રણમલે આશ્ચર્ય પામી પૂછયું.

ભુજંગસિંહે રણમલના કાનમાં ધીરેથી કંઇક વાત કરી. રણમલ વાત સાંભળી આશ્ચર્ય પામ્યો. તેના મુખ પર અવનવા ભાવ જણાયા. અંતે તે બોલ્યો, "ઠીક છે, છેવટે એમજ થશે."

"ચાલો ત્યારે હવે જવાની તૈયારી કરો. હું પણ તૈયાર થાઉં છું." ભુજંગ ઉભો થયો.

"કનકકુમાર જાગ્યા હશે?" રણમલ બોલ્યો.

"હું હાજર છું." આમ કહેતો કનક રણમલના ઓરડામાં આવ્યો. તેણે એક સાધારણ સૈનિકનો પોશાક પરીધાન કર્યો હતો. મુખ પર રંગ લગાવ્યો હોય એમ જણાતું હતું. રણમલ તેના સામે જોઇ હસ્યો. કનકે નીચું જોયું. ભુજંગ પણ ત્યાંથી નીકળી પોતાના ઓરડામાં જઈ સિપાહી સ્વાંગ ધારણ કરવા લાગ્યો. થોડીવારમાં સઘળા તૈયાર થયા. રણમલે રમા-વસંતને સાવધ રહેવાની અને પોતાની ગેરહાજરીમાં કોઇ પણ માણસ આવી ગમે એ કહે તો તેની પર વિશ્વાસ નહિ મૂકવાની ભલામણ કરી. મકાનના તમામ નોકરોને પણ કોઇની સાથે વાત કરવાની અગર તો કોઈ પણ અજાણ્યા માણસને અંદર દાખલ કરવાની સખ્ત મનાઇ કરી. બાદ તે અને કનક–ભુજંગ મકાનમાંથી બહાર નીકળી જેલખાના તરફ જવા લાગ્યા. રણમલ આગળ ચાલતો હતો. તેની પાછળ કનક અને ભુજંગ તેના સેવકો હોય એવા વેશ–દેખાવથી ચાલતા હતા. ત્રણે મૌન્નતાથી પ્રયાણ કરતા હતા. આખરે તેઓ કારાગ્રહના કિલ્લાના દ્વાર આગળ આવ્યા. પાંચ કદાવર સૈનિકો ભરેલી બંદુકો ખભા પર મૂકી પહેરો ભરતા હતા. ત્રણેને દૂરથી આવતા જોઇ તેમણે ખભા

પરની બંદુકો ઉઠાવી કોણ આવે છે એમ પૂછ્યું. રણમલે અમલદારી ભાષામાં જવાબ આપ્યો. તરત બંદુકો પાછી ખભા પર ગોઠવાઈ. આવનાર ત્રણે જણા પહેરેગીરોની નજીક આવ્યા. પહેરેગીરોએ રણ-મલને ઓળખી સલામ કરી. રણમલે હસ્તા વદને પૂછ્યું, "કેદીની શું દશા છે."

"કેદી ઘણોજ ગમગીન જણાય છે. ગઇ કાલનો તેણે ખોરાક પણ લીધો નથી."

"તે તમારી સાથે કંઇ બોલે છે કે ?" રણમલે પૂછ્યું.

"ના." પહેરેગીરે જણાવ્યું.

"આજે તેને શહેરમાં ફેરવવા લઈ જવાનો છે એની તમને ખબર છે ને ?"

"હા."

"તેને માટે શું વ્યવસ્થા કરી છે ?"

"તે માટે અમને હજી સુધી કંઈ પણ હુકમ મળ્યો નથી."

"મને હુકમ મળી ગયો છે. લ્યો આ જુઓ." કહી રણમલે પોતાને મળેલું આજ્ઞા પત્ર તેમને બતાવ્યું. રણમલના મનમાં એમ હતું કે રાણીના અંગ રક્ષકો આવ્યા પહેલાં જેલખાનામાં જવું અને વિજયને બહાર કાઢી તેની સાથે વાત કરી તેને ધિરજ આપવી. આ વિચારથી રણમલ તેના મિત્રો સહિત વ્હેલો આવી પહોંચ્યો હતો. પહેરેગીરોના જમાદારે રણમલપરનો આજ્ઞા પત્ર વાંચી રણ-મલના હાથમાં પાછો આપતાં પોતાના ગજવામાંથી એક પત્ર કાઢી રણમલને આપતાં કહ્યું, "જુઓ; મને પણ આ આજ્ઞા પત્ર રાતના દસ વાગે મળ્યો છે."

રણમલે જમાદાર પરનો આજ્ઞા પત્ર વાંચવા માંડયો. તેમાં લખેલું હતું કે, "જ્યાં સુધી મારા અંગરક્ષકો ત્યાં હાજર ન થાય ત્યાં સુધી કોઇ પણ માણસને કેદી પાસે જવા દેવો નહિ. કેદીની બરાબર સંભાળ રાખવી. મારા મોકલેલા અંગરક્ષકો આવ્યા પછી સરદાર રણમલને તેમની

સાથે અંદર જવા દેવા અને કેદીનો હવાલો તેમને સોંપવો. આ પ્રમાણેનું લખાણ વાંચી રણમલ વિસ્મય પામ્યો. તેણે પત્ર જમાદારને પાછો આપ્યો. વિજયની સાથે વાત કરવાની આશા અધવચ્ચ રહી. તે કળાવતીના પ્રપંચ કાર્યને ધિક્કારવા લાગ્યો. તેના મનમાં નિશ્ચય થઈ ચૂક્યો કે; જે રાણીની મ્હેં વફાદારીથી આજપર્યંત સેવા બજાવી છે તે રાણી હવે મારી પ્રત્યે શંકાશીલ બની છે. ખરેખર જેનું હૃદય પાપમય હોય છે તે સર્વને પાપીજ લેખે છે. રાણી ! તું એક અબળા છે, પણ તારાં કામ પ્રબળ છે. ભલભલા હિંમતબાજ પુરૂષો પણ તારી ચાતુર્યતા આગળ નકામા છે. તારી કપટકળાથીજ આ નોત્તમ નગર કે જે એક વખતે સ્વર્ગભૂમિ ગણાતી હતી; તે આજે સ્મશાનભૂમિ થઈ રહી છે. તારા અને તારા અત્યાચારી અમલદારોના કારણે નિર્દોષ પ્રજાનાં કરૂણ આક્રંદ સર્વત્ર સંભળાઇ રહ્યાં છે. દુષ્ટા! આનો બદલો જરૂર તને મળશે. આ રણમલ પણ તેના પુણ્ય યોગે સત્ય સમજ્યો છે. તેણે તારી સેવાનો હૃદયથી ત્યાગ કર્યો છે અને તેને બદલે જનસેવા સ્વીકારી છે. હું...” રણમલની વિચારમાળા અધવચ્ચ અટકી. પહેરેગીર જમાદારે તેને વિચારવશ અને મનમાં ગણગણતો જોઈ પૂછ્યું, “ સરદાર સાહેબ ! મનમાં શું ગડભાંગ કરી રહ્યા છો ?”

રણમલે સાવધ થઇ કહ્યું, “ કાંઈ નહિ; હું ઘણો વ્હેલો આવ્યો તેને માટે વિચારૂં છું. ”

“ તેથી શું થઇ ગયું ? હમણાં રાણીમાતાના સેવકો આવશે.” જમાદારે કહ્યું.

“ ત્યાં સૂધી અમારે અહિંજ રોકાવું પડશે ? ”

“ હા, કારણકે તેમના સેવકો સિવાય તમને અંદર કેવી રીતે જવા દઇ શકાય ? સરદાર ! લ્યો; આ શેત્રંજી પર બિરાજો.” કહી જમાદારે નજીકમાં પડેલી શેત્રંજી ઉપાડી લાવી ત્યાં પાથરી. રણમલ તેનીપર બેઠો. કનક–ભુજંગ તેના છેડાપર બેઠા. સઘળા શાન્ત વદને રાણીના અંગરક્ષકોની રાહ જોઇ રહ્યા.

## પ્રકરણ ૧૧ મું.

### કેદી વિજયસિંહ.

મોટું મળસકું થયું હતું. અંધકાર ધીમે ધીમે અદૃશ્ય થતો હતો. તેની જગાએ પ્રકાશ પથરાતો હતો. અદૃશ્ય થએલી વસ્તુઓ પ્રકાશના પ્રતાપથી સ્પષ્ટ જણાવા લાગી. રાત્રિના સમયે હિરાની માફક ઝબકતા તારાઓ આકાશમાં છૂપાવા લાગ્યા પૂર્વ દિશામાં ગુલાબી રંગ પથરાયો. હજી નોત્તમનગરના રસ્તાઓ જનશૂન્ય જણાતા હતા. આ સમયે નોત્તમનગરના રાજમહેલમાંથી દસ હથીયારબંધ ઘોડેસ્વારો બહાર નીકળ્યા. આ ઘોડેસ્વારો નોત્તમનગરની મહારાણી કળાવતીના ખાસ વફાદાર અંગરક્ષકો હતા. તેઓ રાણીની આજ્ઞાથી અત્યારે જેલખાના તરફ જતા હતા. તેઓએ રાજદરબારના કિલ્લામાંથી બહાર નીકળી અશ્વોને દોડાવી મૂકયા. શાન્ત રસ્તા ઘોડાઓના ગમનથી ગાજી રહ્યા. નિંદ્રીતજનો પણ આ દોડધામથી જાગી ઉઠયાં. જાગૃત થએલાં જનો આ ઘોડેસ્વારોને પ્રાતઃકાળમાં જતા જોઇ અનેક પ્રકારની અટકળો કરવા લાગ્યાં. નગરજનોને આજે શું થનાર છે તેની માહિતી મળી ચૂકેલી હતી. સઘળાંના હૃદય શોક—સંતાપથી સળગી રહ્યાં હતાં. રાણી અને તેના જુલ્મી અમલદારોપર હજારે હજાર શ્રાપ વરસી રહ્યા હતા. દયાળુ હૃદયનાં પ્રજાજનો પ્રાતઃકાળમાં ઉઠતાંજ વિજયસિંહની રક્ષાને માટે પ્રભુને પ્રાર્થના કરવા લાગ્યાં કેટલાંક જનો તો વ્હેલાં ઉઠી સ્નાનાદિકથી પરવારી દેવસેવા કરતાં હતાં અને વિજયના કલ્યાણને માટે પ્રભુને વિનવતાં હતાં. આજે ઘણાખરા પ્રજાજનોએ ઘરની બહાર નહિ નીકળવાનો અને કામકાજ નહિ કરવાનો ઠરાવ કર્યો હતો. મકાનનાં દ્વાર પણ વગર કારણે ઉઘાડવાં નહિ. આવા વિચારવાળા લોકો પોત પોતાના મકાનમાં બેસી રહ્યાં હતાં. વિજયસિંહને જે વખતે નગરમાં લઈ આવે તે વખતે કોઈએ પણ બહાર દૃષ્ટિ કરવી નહિ. આવો ઠરાવ પણ ઘણા લોકોએ કર્યો હતો. આવાં કારણોને લીધે સવાર

થયું હતું છતાં નૌત્તમનગરના લોકોનાં દ્વાર ખુલ્લાં થએલાં જણાતાં નહોતાં. સઘળે મરણના શોક જેવી ચૂપકીદી પથરાઇ રહી હતી. બજારમાં પણ કોઇ પણ માણસોએ દુકાનો ઉઘાડી નહોતી, સઘળે શૂન્યકાર જણાતું હતું. પહેરાપરના સિપાહીઓ પણ આશ્ચર્ય પામ્યા. મનુષ્ય વિહિન રસ્તાપર ઉભા રહેલા સિપાહીઓ ચારે તરફ નજર ફેરવતા અને કોઇ એકાદ બે રખડવા નીકળનાર માણસોને પૂછી જાણી લેતા કે આજે જે અન્યાયી હુકમનો અમલ થનાર છે તેના કારણે આ પ્રકાર બન્યો છે. આવું સાંભળી સિપાહીઓ પ્રજાજનોને મૂર્ખ-રાજદ્રોહી વગેરે ઉપનામો આપી હસતા. નૌત્તમનગરમાં આ પ્રમાણે થઇ રહ્યું હતું. નગરમાંથી નીકળેલા અંગરક્ષકો ઝડપથી ઘોડા દોડાવતા ભયંકર જેલખાના આગળ આવી ઘોડાપરથી નીચે ઉતર્યા. તેઓને જોઇ રણમલ ઉભો થયો. સઘળા સવારોએ તેને સલામ કરી. બાદ તે સિપાહીઓના નાયકે રાણીએ કરેલો હુકમ રણમલને કહી સંભળાવ્યો. રણમલ તેઓને લઇ કિલ્લામાં ચાલ્યો. આ કિલ્લો મ્હોતની જગાના નામે ઓળખાતો હતો. આ કિલ્લો પ્હાડી પ્રદેશમાં આવેલો હતો. ચારે તરફ ફરતા પ્હાડોની વચમાં આ કિલ્લો કુશળ કારીગરોએ બનાવેલો હતો. આ કિલ્લામાં અનેક છૂપા રસ્તાઓ આવેલા હતા. નૌત્તમનગરપર જ્યારે આફત આવતી; ત્યારે ત્યાંના રાજકર્ત્તાઓ આ કિલ્લાનો આશ્રય લઇ દુશ્મનોથી રક્ષણ મેળવતા. આ કિલ્લામાં મ્હોતની સજા પામેલા રાજદ્રોહિ કેદીઓને રાખવામાં આવતા. બાકીના સામાન્ય કેદીઓને માટે નગરમાં જેલખાનું રાખવામાં આવેલું હતું. આ કિલ્લામાં બે મોટા વિશાળ ઓરડા આવેલા હતા. આ બન્ને ઓરડાના આસપાસ પત્થરનો ઉંચો કોટ આવેલો હતો. કોટ ઉપર ચઢી જોતાં અંદરના ઓરડા છેક નીચે આવેલા માલુમ પડતા. આ ઓરડામાંના એકમાં મ્હોતના ગૂન્હેગારોને રાખવામાં આવતા અને બીજામાં હિંસક પ્રાણીયોનો નિવાસ હતો. સિંહ વાઘ આદી પ્રાણીયોને તે ઓરડામાં જુદી જુદી જાળીયો જડી પૂરવામાં આવેલાં હતાં. હિંસક પ્રાણીઓની

ચીસો આખો દિવસ અને રાત્રિએ સંભળાતી હતી. એ બુમોથી જોડેના ઓરડામાં પુરાએલા કમનશીબ કેદીઓ ઘણોજ ત્રાસ પામતા. આવા ભયાનક ઓરડામાં આ વખતે વિજયસિંહ સિવાય બીજો કોઇ પણ કેદી નહોતો. વિજયને પ્રથમ તો નગરના જેલખાનામાં રાખવામાં આવ્યો હતો. પણ મ્હોતની શિક્ષાની આજ્ઞા પછી તેને આ સ્થળે લાવીને પૂરવામાં આવ્યો હતો. આ કિલ્લો અદ્દભુત ગણાતો. જનસમાજમાં અનેક પ્રકારની વાતો થતી. વિજયસિંહ આવા ઓરડામાં પૂરાઈ ઘણો ત્રાસ પામ્યો. તેણે જીવનની આશા ત્યાગી હતી. તેનો ચ્હેરો નિસ્તેજ અને વસ્ત્ર મલીન થઇ ગયાં હતાં. શરીરનું લોહી સૂકાઇ ગયું હતું. રૃષ્ટ-પુષ્ટ શરીરનો વિજય કાષ્ટવત્ જણાતો હતો. મ્હોતનો હુકમ થયા પછી તેણે અન્ન જળનો ત્યાગ કર્યો હતો. તે એક ચિત્તથી પ્રભુનું ધ્યાન ધરી રહ્યો :હતો. સંસારમાં વાસના રહે તો ફરીથી જન્મ ધરવો પડે આ સિદ્ધાંતથી તેણે તેની તમામ વાસનાઓને તિલાંજલી આપી હતી. તેનું મન પરમાત્મામાં તદાકાર થયું હતું. ઓરડાના એક ખૂણામાં વિજયસિંહ શરીરનું ભાન ભૂલી નેત્રા બંધ કરી બેસી રહ્યો હતો. રાત્રિ-દિવસનું તેને જ્ઞાન હોય તેમ જણાતું નહોતું. રણમલે સિપાહીઓ સાથે એક નાનો દરવાજો ઉઘાડી વિજયસિંહના ઓરડા આગળ આવી ત ઓરડાનું તાળું ઉઘાડયું; તાળું ઉઘાડી તેણે ધીમેથી બારણું ખુલ્લું કર્યું. રણમલે દ્વારમાં ઉભા રહી વિશાળ ઓરડામાં નજર કરી. અંધકારમય ઓ-રડો બારણાં ઉઘડવાથી કંઈક પ્રકાશમય જણાયો રણમલની દૃષ્ટિ ખૂણામાં નીચે વદને બેસી રહેલા વિજયસિંહ પર પડી. તેની એવી કંગાલ દશા નિહાળી રણમલને ઘણું લાગી આવ્યું. પણ પોતાની વાત કોઇના જાણવામાં ન આવે એ હેતુથી રણમલે મુખ ગંભીર રાખી રાણીના અંગરક્ષકોના નાયકને કહ્યું, "આ કેદીને બહાર લઇ આવવાનો હુકમ કોને થએલો છે ?"

"આપ શ્રીમાનને જ." નાયકે જણાવ્યું.

" શું મને ? " રણમલે કંઇક આનંદ પામી પૂછ્યું.

" હા. "

" ઠીક ત્યારે તમે સઘળા આ બાજુએ ઉભા રહો. કારણ કે કેદી તમને જોતાંજ ગભરાઇ જાય. અને તેથી આપણે તેને સમજાવી પિંજરામાં પૂરવો છે. તમારામાંના બે એક સિપાહી જાઓ અને બહારની બાજુએથી એક ખાલી પિંજરૂં અહિં લઇ આવો."

રણમલની આજ્ઞા સાંભળી નાયક પોતેજ બે સિપાહીઓને લઇ ત્યાંથી ચાલતો થયો. બાકીના સિપાહીઓ ત્યાં રહ્યા. તેમને વાતે વાળવાની ઇસારત ભૂજંગને કરી રણમલ ઓરડાની અંદર પ્રવેશ્યો. તે જેમ જેમ વિજયસિંહની નજદીક જતો ગયો; તેમ તેનું શરીર દયા–ભયથી ધ્રુજવા લાગ્યું. જે વિજયસિંહ રણમયદાનમાં એક બહાદુર યોદ્ધાની માફક લઢયો હતો; તેજ વિજયસિંહની કંગાલ દશા નિહાળી રણમલને અનેક વિચાર ઉત્પન્ન થવા લાગ્યા. તેણે ચઢતી–પડતીના કર્તાને હૃદયથી પ્રણામ કર્યા. રણમલ ધ્યાનસ્થ વિજ-યની છેક નજીક આવી ઉભો. તેના પગના અવાજથી પણ વિજય જાગૃત થયો નહિ. રણમલ વિસ્મય પામ્યો. શું વિજય બેશુદ્ધ હશે ? બેશુદ્ધ હોય તો આમ કેવી રીતે બેસી શકે ? લાવ જાગૃત કરૂં. આવો વિચાર કરી રણમલે વિજયની છેક નજીક જઇ ધીમેથી કહ્યું, " વિજયસિંહ ? "

ધ્યાનમાં તદાકાર થએલો વિજય સાંભળી શકયો નહિ. રણ-મલને કોણ જવાબ આપે ? રણમલ આશ્ચર્ય પામ્યો. પુનઃ તેણે વિજ-યના કાન પાસે મુખ લઇ જઇ કહ્યું કે, " વિજયસિંહ ? "

આ અવાજ કાનના ઉંડાણ ભાગમાં અથડાવાથી વિજયનું ધ્યાન ભંગ થયું. સ્વ સ્વરૂપમાં આનંદ અનુભવતું મન પ્રથમ સ્વ-રૂપમાં મળ્યું. ક્ષણવારમાં પોતાની સ્થિતિનું ભાન થયું. મન–થોડી-વાર પરનું આનંદી મન દુઃખી થયું અને શું મારૂં કંગાલ મ્હોત થશે એમ માનવા લાગ્યું. તેણે આંખો ઉઘાડી ઉંચે નજર

કરી. પોતાની પાસે રણુમલને ઉભેલો જોયો. વિજયસિંહ સ્તબ્ધ બન્યો. અન્ન પાણી વિના અશક્ત થએલા વિજયે ધીમેથી ઉભા થઇ રણુમલના મુખ તરફ શાન્ત નજર કરી મંદસ્વરે પૂછ્યું,

" તમે કોણુ છો ? "

" હું એક સરદાર છું. " રણુમલે તેટલીજ શાન્તિથી જવાબ આપ્યો.

" તમારૂં નામ ? "

" રણુમલ. "

" તમેજ મને જાગૃત કર્યો નહિ વારૂ ? "

" હા. "

" શામાટે આનંદ અનુભવતા આત્માને જાગૃત કર્યો ? "

"આજે તમને નગરમાં ફેરવી રાજદ્રોહી તરીકે જાહેર કરવાના છે."

" હું રાજદ્રોહી છું કે તમે અને તમારી રાણી છો તે શ્રી જગનિયંતા સારી રીતે જાણે છે.

ભલે તમારાથી ફાવે એમ કરો; પણુ યાદ રાખજો કે આ અન્યાયનો જવાબ એક દિવસ જરૂર આપવો પડશે. રણુમલ ! ચાલો હું આ પળેજ આવવાને તૈયાર છું. " કહી વિજયસિંહ જવાને તત્પર થયો. રણુમલની આંખોમાં ઝળઝળીયાં ભરાઇ આવ્યાં; પણુ તે વિજયસિંહના જાણુવામાં આવે નહિ એવી રીતે રણુમલે લુછી નાખી ધીમે અવાજે કહ્યું, " વિજયસિંહ ! થોડીક ક્ષણુ ઉભા રહો; મારે તમને કંઇક કહેવું છે. "

" મરણુ અગાઉ જે કહેશો—જે સંભળાવશો તે સઘળું શાન્તિથી શ્રવણુ કરીશ. બોલો ? "

" મારે તમને વિશેષ કંઇ કહેવાનું નથી; પણુ અત્યારે પ્રસંગ છે તેથી એટલુંજ જણુાવું છું કે, તમે હિંમત ત્યાગશો નહિ. વિજયસિંહ અમે જ્યાં સુધી જીવતા છીએ ત્યાંસુધી તમારૂં મરણુ નિપજાવનાર કોઇ નથી.

કુમાર ! હું ઘણા સમય સુધી દુષ્ટોનો દાસ હતો, પણ હવે તમારા હૃદયમાં રહેલા સત્યનો સેવક બન્યો છું. તમારા ઉદ્ધારને માટે આ પ્રાણ જશે તો જવા દઈશ. તમને શાન્તવન આપવાને ઘણા દિવસથી ઇચ્છતો હતો; પણ દુષ્ટોના બંદોબસ્તથી હું એમ કરી શક્યો નહોતો. આજે પ્રભુ કૃપાએ અનાયાસે સમય મળી ગયો છે. વિજયસિંહ ! હિંમત હારશો નહિ. સત્યનો પરાજય કદી નથી. મારે હવે તમને વધુ કંઈ કહેવાનું નથી. સમય ઓછો છે. બહાર સિપાહીઓ ઉભા છે. બીજા સિપાહીઓ તમારે માટે પિંજરૂં લેવા ગયા છે. હું તમને લઈ જવા આવ્યો છું. મારી સાથે મારા મિત્રો કે જે તમારા મિત્ર કહો યા સંબંધી કહો; તે ભુજંગસિંહ અને કનકસિંહ સિપાહીઓના વેશથી આવ્યા છે અને તેઓ સિપાહીઓની સાથે બહાર ઉભા છે. વસંત–રમા પણ મારા રક્ષણમાં છે. માટે કોઇ વાતે ગભરાશો નહિ. કંઇપણ ફિકર ચિંતાને મનમાં સ્થાન આપશો નહિ, પ્રભુ સારૂંજ કરશે. વળી વિશેષમાં જણાવવાનું એજ કે તમારા ઉદ્ધારને અર્થે અમારે જે કરવાનું છે તે મધ્યરાત્રિએ કરવાનું છે. માટે તમે તૈયાર રહેજો.” આટલું ધીમેથી કહી રણમલ મૌન્ન રહ્યો. વિજયસિંહ સ્તબ્ધ બન્યો. તેને આવા શાન્તિદાયક આશ્વાસનની સ્વપ્ને પણ આશા નહોતી. દરીયામાં ડુબતા માણસને એકાએક નોકા જણાય અને જીવનની આશા ઉત્પન્ન થાય એ મુજબ થયું. વિજય ક્ષણભર સંભ્રમમાં રહ્યો. તેની આંખ્યો દયામય જણાવા લાગી. તેમાં ઝળઝળીયાં ભરાયાં. તેણે દીનવદને રણમલ સામે જોઇ ગદ્‌ગદ્‌ કંઠે કહ્યું, “ રણમલ ! તમારા શબ્દોએ મારા દુઃખી હૃદયને હિંમતવાન બનાવ્યું છે. મેં જીવનની આશા ત્યાગી હતી. તમે કહેશો કે વિજય મ્હોતથી ડરે છે; પણ ના, હું મૃત્યુથી ડરતો નથી. હું બહાદુરીથી યુદ્ધ કરી મરણને મળવાનું ઘણું પસંદ કરૂં છું. પણ આવા કંગાલ મ્હોતથી ત્રાસું છું. આજે તમારા શબ્દોએ મારા શુષ્ક હૃદયમાં અમૃતનો સંચાર કર્યો છે. રણમલ ! તમે માનવના અવતારમાં દેવ છો.

આ વિજયના ભ્રાતા છો. ભાઇ! આવો; આ તપ્ત હૃદયને ભેટી શીતળ કરો. ” વિજયસિંહ રણમલને ગળે વળગ્યો. બાદ અલગ થઇ જવાને તૈયાર થયો. રણમલ તેને લઇ બહાર આવ્યો. સિપાહીઓ આસપાસ ખુલ્લી તલ્વારો સાથે વિંટાઇ વળ્યા. વિજયે સિપાહીના વેશમાં ઉભેલા ભુજંગ–કનકને ઓળખ્યા. બન્નેએ સંજ્ઞાથી તેને આશ્વાસન આપ્યું. વિજયે માથું નમાવ્યું. એટલામાં પિંજરૂં લેવા ગએલા સિપાહીઓ પિંજરૂં લઇ આવી ત્યાં હાજર થયા. પિંજરૂં સમચોરસ આકારનું હતું. બે માણસો અંદર ફરી હરી શકે એટલું પહોળું અને લાંબું હતું. પિંજરાની આસપાસ લોખંડના મજબૂત સળીયા જડેલા હતા. પિંજરાને નજીક લાવી તેનું દ્વાર ખુલ્લું કરવામાં આવ્યું. ભુજંગે અને કનકે કેદીના બન્ને હાથ પકડી પિંજરામાં દાખલ કર્યો.

વિજય પિંજરમાં પૂરાયો. બારણાં બંધ થયાં. બાદ તે પિંજરાને ત્યાંથી બહાર ઉંચકી જઇ એક ગાડામાં ગોઠવવામાં આવ્યું. ગાડાને બે બળદ જોડેલા હતા. બળદને હાંકવા એક સિપાહી ગાડાપર બેઠો. બાકીના સિપાહીઓમાંના થોડાક આગળ અને થોડાક પાછળ ગોઠવાઇ ગયા. રણમલે પોતાનો ઘોડો મંગાવી તેપર સ્વારી કરી આગળ ચાલવા માંડ્યું. સઘળું સરઘસ કિલ્લાની બહાર નીકળી નગર તરફ જવા લાગ્યું. દેખાવ વિચિત્ર લાગતો હતો. સિંહ પિંજરમાં પૂરાયો હોય તેવો વિજયસિંહ જણાતો હતો.

પોતાના આત્મીયજનો અને રણમલને મળેલો જાણી તેનો આત્મા પ્રસન્ન હતો. તે મનમાં પ્રભુની સ્તુતી કરી તેની અકળકળાને પ્રણામ કરતો હતો. પ્રાતઃકાળ થયો હતો. સૂર્ય ભગવાને પ્રકાશી રાત્રિના ઘોર તીમીરનો નાશ કરી નાખ્યો હતો. પ્રાતઃકાળનાં બાળ કિરણો સુવર્ણ સમાન દેખાતાં હતાં. પ્હાડોનાં શીખરોપર કિરણો પથરાવાથી સુવર્ણ પથરાયું હોય એમ ભાસ થતો હતો. ગોવાળ લોકો પર્વતોમાં જાનવરો ચરાવતા હતા. કિલ્લામાંથી નીકળેલું મંડળ થોડીવારે નગરમાં

પ્રવેસ્યું. હજી પણ લોકોનાં દ્વાર બંધ હતાં. રસ્તાપર બહુ માણુસો નજરે પડતાં નહોતાં. પિંજરૂં એક મોટા મહેલ્લા આગળ આવ્યું. આ મહેલ્લાના તમામ મકાનના દ્વાર બંધ હતાં; પણ એક મકાન ખુલ્લું હતું. તેમાં આ વખતે લગભગ પચાસેક માણસો એકત્ર થએલા હતા. આ માણસોની વચ્ચે એક યુવક અને એક પ્રૌઢ માણસ ઉભા રહી કંઇક સમજાવતા હતા. આ યુવાન અને પ્રૌઢ માણસ કોઇ નહિ પણ આપણા પરીચીત બન્સી અને મોહનરાય હતા. તેઓ જુદા વેશથી નગરમાં નિવાસ કરી જન સમાજને સ્વદેશ ભક્તીનો ઉપદેશ કરતા હતા. તેમના ટુંક નિવાસમાં તેમણે અનેક મનુષ્યોને સ્વદેશ ભક્તીનો પાઠ શીખવી સ્વદેશને માટે પ્રાણાર્પણ કરવાને તૈયાર કર્યા હતા. નૌત્તમનગરના અનેક માણસો મોહનરાયના સેવક બન્યા હતા. મોહનરાયની આજ્ઞા થતાંજ સૌ રાણીના સામે થવાને તૈયાર હતા. પણ મોહનરાયે ના કહી હતી; અને સમય આવે ધારેલું કાર્ય કરીશું કહી સઘળાને ધિરજ આપી હતી. મોહનરાયના અનેક શિષ્યો ગામડાઓમાં ફરી લોકોને ઉપદેશ કરતા હતા. સઘળા મનુષ્યો બન્સી અને મોહનરાયને પ્રાણુ સમાન વ્હાલા હતા. બન્ને એવી ખુબીથી કામ કરતા હતા કે રાજ્યના કોઈ પણ અમલદાર અથવા સરદારના જાણુવામાં કંઈ આવતું નહિ. આજે વિજયસિંહને નગરમાં ફેરવવામાં આવનાર છે જાણી મોહનરાય બન્સી અને તેમના કેટલાક અનુયાયીઓ વિજયસિંહને જોવા અથવા બહાદુર પુરૂષનાં દર્શન કરવા આ મોટા મકાનમાં એકત્ર થયા હતા. પિંજરૂં તે મોટા મકાન આગળ આવી ઉભું રહ્યું. રણમલે રાણીની આજ્ઞાનુસાર ભાષણ કરી રાજ-દ્રોહીની ઓળખાણુ કરાવી. રણમલનું ભાષણ પુરૂ થતાંજ એકત્ર થએલા ટોળામાંથી એક માણસ મોટા અવાજે બોલી ઉઠયો કે, ' તે રાજદ્રોહિ નથી; પણ તું રાજદ્રોહી છે.'' રણમલ કંઇ પણ બોલ્યો નહિ. સિપાહીઓ ગુસ્સે થયા. બોલનાર માણસને પકડવાની આજ્ઞા માટે રણમલ સામે જોયું. રણમલે કંઇ પણ આજ્ઞા નહિ આપતાં

ગાડું ચલાવવાની આજ્ઞા આપી. ગાડું આગળ ચાલ્યું. બન્સીએ વિજયને જોયો. ચારે આંખ્યો મળી. વ્હાલા મિત્રની દુર્દશા નિહાળી બન્સીને અપાર દુઃખ ઉત્પન્ન થયું. તેને એકાએક ચકરી આવી અને તે સાથેજ હા ભાઈ કહી બન્સી બેશુદ્ધ બની ધરણી પર ઢળ્યો. વિજયે પિંજરાના સળીયામાંથી એ દૃશ્ય જોયું. તેણે પોતાની તરફ દયામય નેત્રે જોઈ રહેલા મોહનરાયને બન્સીને સાવધ કરી શાન્તવન આપવાનું સૂચવ્યું. મોહનરાય બન્સીની નજીક જઈ સારવાર કરવા લાગ્યા. એકત્ર થએલા મનુષ્યો રાણી પર ધિક્કારનો વરસાદ વરસાવવા લાગ્યા. પિંજરૂં તે મોટા મકાન આગળથી ચાલી ગયું; અને બીજા રસ્તે ફરવા લાગ્યું. રાણીએ અને તેના અમલદારોએ વિચાર્યું હતું કે જે સમયે વિજયને નગરમાં ફેરવવા કાઢીશું તે વખતે ઘણા લોકો એકત્ર થઇ જોવા મળશે; અને સત્તાનો સારો દાબ પડશે. પણ આ વિચાર તેઓના મનમાંજ રહ્યો. વિજયને જોવાને કોઇ પણ આવ્યું નહિ, મોટા રસ્તાઓ પણ જન શૂન્ય જણાતા હતા. કોઈ મરી ગયું હોય એવો શોકમય દેખાવ થઇ રહ્યો હતો. પિંજરૂં જન શૂન્ય રસ્તાઓ પર ફરવા લાગ્યું. ઘોડેસ્વાર થઈ આગળ ચાલતો રણમલ રાણીની આજ્ઞા ખાલી રસ્તા અને ખાલી મકાનોને સંભળાવતો હતો. રાણીના જાણવામાં આ વાત આવી. તેણે પોતાના સરદારોને સૂચના આપી કહ્યું કે, જાઓ; લોકોને સમજાવી સઘળાનાં મકાનનાં દ્વાર ઉઘડાવો. સરદારો અમલદારો મકાન ખુલ્લાં કરાવવાનો પ્રયત્ન કરવા લાગ્યા. કેટલાકને ધમકી આપી, કેટલાકને માર મારી અને કેટલાકનાં નામ લખી ફરીયાદ કરવાની ધમકી આપી; તો કેટલાકને સમજાવી મકાનનાં દ્વાર ઉઘડાવ્યાં. મકાનનાં દ્વાર ઉઘડયાં; પણ કોઇ બહાર નીકળ્યું નહિ. અમલદારો કંટાળી ચાલ્યા ગયા. આવી રીતે ઉજડ રસ્તાઓમાં ફરતું પિંજરૂં છેક સમી સાંજે રાજમહેલ આગળ આવ્યું. મહેલની આગળના ચોગાનમાં દરબારી લોકો એકત્ર થયા હતા. રાણી કળાવતી મહેલની અટારીમાં ઉભી હતી. તેની સાથે દુર્જનસાલ પણ

ઉભેલો હતો. પિંજરાને જોતાંજ બન્ને ખડખડાટ હશી પડયાં. રણુ-મલે ત્યાં પિંજરૂં ઉભું રખાવી આજ્ઞા વાંચી. અનેક અમલદારો પિંજરા આગળ આવી વિજય તરફ ક્રૂર નજર ફેંકવા લાગ્યા. વિજય શાન્તિ રાખી. વિધીની વક્ર લીલા અવલોકી રહ્યો. રાજમહેલ આગળ લગભગ એક કલાક વ્યતિત કરી રણુમલે ચાલવાની આજ્ઞા કરી. હવે કોઇ પણુ સ્થળ બાકી નથી જાણી રણુમલે પિંજરા સાથે કારાગૃહ તરફ પ્રયાણુ શરૂ કર્યું. બરાબર સાયંકાળે પિંજરૂં કારાગૃહના કિલ્લામાં દાખલ થયું અને તેમાંથી વિજયસિંહને બહાર કાઢી તેના સ્થાને લઇ જવામાં આવ્યો. તેની પાસેથી જતાં રણુમલે તેને ધીમેથી જણાવી દીધું કે, આજ મધ્યરાત્રે જાગતા રહેજો. પ્રભુ કૃપાએ તમારો ઉદ્ધાર થઇ જશે. આટલું સૂચન કરી રણુમલ બહાર નીકળ્યો. વિજય ઉપકારની લાગણીથી તેની પીઠ પાછળ જોઈ રહ્યો. રણુમલે બહાર નીકળી ઓરડાનું દ્વાર બંધ કર્યું અને પછી સઘળા સિપાહીઓ સાથે ત્યાંથી કિલ્લાની બહાર નીકળી આવ્યો. નગરમાં આવી રણુમલે ભુજંગસિંહ અને કનકને જવાનું કહ્યું. બન્ને ચાલ્યા ગયા. રણુમલ રાણીના રક્ષકો સાથે રાજમહેલે આવ્યો. રાણી દિવાનખાનામાં એક કોચ પર પડેલી હતી. બે દાસીઓ તેની બન્ને બાજુએ બેસી પંખો હલાવી રહી હતી. રણુમલે દ્વાર નજીક આવી ત્યાં ઉભેલી પહેરેગીર દાસીને પોતાનું આગમન રાણીને જણાવવાને કહ્યું. દાસીએ રાણી પાસે આવી રણુમલના આવવાના સમાચાર આપ્યા. રાણીએ આવવા દેવાની આજ્ઞા આપી. રણુમલ હાજર થયો અને રાણીને નમન કરી એક ખુરશી પર બેઠો. રાણીએ કોચમાં બેઠી થઈ દાસી પાસે મધનો ગ્લાસ માગ્યો. ટેબલ પર પડેલી સોરાઇમાંથી દાસીએ સુવર્ણ પ્યાલો ભરી રાણીના હાથમાં આપ્યો. કળાવતી મધ પી ગઈ. મધ પ્રાસનથી તેની સુસ્તી ઉડી ગઈ. તેની કાતીલ–ખુની આંખ્યો વધુ તેજદાર બની. તેણે ખાલી પ્યાલો દાસીના હાથમાં આપી રેશમી સુગંધમય રૂમાલથી મુખ લ્હોતાં રણુમલને પૂછ્યું, " કેમ કેદીને તેના સ્થાને મૂકી આવ્યા ? "

" હા. "

" આજે તે કેદીને નગરમાં ફેરવ્યો તેથી પ્રજામાં આપણો સારો દાબ પડશેને ? "

" પડે કે ના પડે, પણ કેદીના પિંજરાને જોઇ લોકો ઘણા ત્રાસ પામતા હતા. ઘણા લોકોએ તો તેમનાં મકાનનાં બારણાં પણ ઉઘાડયાં નહોતાં. "

" રણમલ ! તે કેદીને આપણે વ્યાજબીજ શિક્ષા કરી છેને ? " મદથી ડોલતી રાણીએ પૂછ્યું.

" જે રાજદ્રોહિ હોય તેને એવીજ શીક્ષા ઘટે. "

" તેને શિક્ષાની આજ્ઞા કરતાં મને ઘણીજ દયા આવતી હતી; પણ તે છોકરો ઘણો નાફરમાન નિકળવાથી મારે નિરૂપાયેજ તેને મ્હોતની શિક્ષા ફરમાવવી પડી છે. "

રણમલ મૌન રહ્યો, પુનઃ રાણી બોલી.

" રણમલ ! તે કેદીને આજે મોટા પરોઢીએ સિંહને સ્વાધિન કરવામાં આવનાર છે તેની તને ખબર છેને ? "

" હા, તેને આ હુકમ ફરમાવતી વખતે હું દરબારમાં હાજર હતો. "

" હુકમનો અમલ પણ તારેજ કરવાનો છે. " રાણીએ હસીને કહ્યું.

" એટલે ? " રણમલે ચમકીને પૂછ્યું.

" તારે પોતેજ તે કેદીને સીંહના પિંજરામાં ધકેલવો પડશે. "

રણમલ ધ્રુજી ઉઠયો. તે ધુંટણે પડી કરૂણ કંઠે બોલ્યો, રાજ્યદેવી ! આવી ક્રૂર આજ્ઞા મને શા માટે કરો છો ? આ કામ હત્યાકારીઓનું છે. આપના વફાદાર સરદારથી આવું કાર્ય કેવી રીતે થઇ શકે ? નામદાર ! મને આવું દયાહિન કાર્ય નહિ સોંપવાની કૃપા કરો. મારી આપ નામવરને નમ્ર પ્રાર્થના છે. "

રણમલની આજીજીથી રાણી ખડખડાટ હસી પડી બોલી,

" રણમલ ! તું ઘણો ડરપોક માણસ છે. આપણા દુષ્મનને મારવો એમાં દયા શી ? તેને સિંહ ફાડી ખાશે તે જોઇ મને તો ઘણો આનંદ થશે. રણમલ ! જા, તે કામ હું બીજાને સોંપીશ; પણ તારે મારી સાથે ત્યાં આવવું પડશે. તે કેદીને સિંહ કેવી રીતે ફાડી ખાય છે તે જોવાને આપણે ત્યાં જઈશું. માટે તું તારા મકાને જા અને બરાબર બે વાગે મારી પાસે આવજે. હું આજે આખી રાત્રિ જાગરણ કરનાર છું. માટે જા, અને કહેલા વખતે મારી પાસે હાજર થા."

રાણીની આજ્ઞા સાંભળી રણમલ ઉભો થયો અને નમન કરી બહાર નીકળ્યો. બહાર નીકળતાંજ તેને સરદાર દુર્જનસાલનો ભેટો થયો. રણમલે તેને સલામ કરી. "કોણ રણમલ કે ?" કહી દુર્જનસાલ આગળ વધી રાણીની સેવામાં હાજર થયો. મદ્યના નિશાથી વાઘણની માફક મદોન્મત્ત જણાતી કળાવતીએ પોતાના વહાલા સરદારને આવલો જોતાંજ ત્યાં ઉભેલી દાસીઓને ચાલ્યા જવાનું કહ્યું, દાસીઓ હસતી–હસતી ચાલતી થઇ. શયનગૃહમાં કોઈ રહ્યું નહિ જાણી કળાવતી વકરેલી વાઘણની માફક દોડી જઇ દુર્જનસાલના ગળે વળગી. તેને હૃદય સાથે દબાવી દુર્જને કહ્યું, " નૌત્તમનગરની રાણીને આવી રીતે વર્તવું છાજે કે ? "

" હા, પોતાના આશક આગળ શરમ શી ? નૌત્તમનગરની મહારાણી છું પણ તમારી તો ગુલામ છું. તમારા પ્રેમથીજ હું સુખી છું. તમે મને પ્રાણથી પણ પ્યારા છો. દિલદાર ! લ્યો, આ એક જામ ઉડાવી પલંગપર બીરાજો. " કહી રાણીએ તેના ગળેથી અલગ થઇ દુર્જનસાલને સ્વહસ્તે મદિરાપાન કરાવ્યું. બન્ને અરસપરસ મદ્યપાન કરી મદમત્ત થઇ અનેક પ્રકારની ચેષ્ટાઓ કરવા લાગ્યાં. માનવ જન્મ વૃથા ગુમાવવા લાગ્યાં.

પ્રિય પાઠકો! ચાલો આપણે પણ હવે આ પિશાચખાનામાંથી નીકળી રણમલની પાછળ જઇએ.



# પ્રકરણ ૧૨ મું.

## મધ્યરાત્રિનો મામલો.

રાણીની પાસેથી નીકળેલો રણમલ નીચે આવ્યો. આ વખતે એક બાવીસેક વર્ષની અબળા ત્યાં ઉભેલી રણમલની નજરે પડી. રણમલે તેને ઓળખી કહ્યું, " મહાલક્ષ્મી ? "

" કેમ શું કહો છો ? " તે સ્ત્રી કે જેનું નામ મહાલક્ષ્મી હતું તેણે પાસે આવી પૂછ્યું.

" અત્યારે અહિં કેમ ઉભી છે ? " રણમલે સ્હેજ હસતા વદને પ્રશ્ન કર્યો.

" તમને મળવા. "

" હું તો તને રોજ મળું છું. "

" તે મુજબ આજે પણ મળવાને ઉભી છું. "

" લે હવે તું મળી ચૂકી, હું જાઉં છું. " રણમલે ચાલવા માંડ્યું. તરત તે સ્ત્રીએ તેનું કાંડું પકડી તેને ચાલતો અટકાવી કહ્યું, " રણમલ ! શું તમારા દીલમાં લગીર પણ દયા નથી ? "

" મને કોણ દયાહિન કહે છે ? "

" હું કહું છું. "

" શામાટે ? "

" મારી વિનંતી સ્વીકારતા નથી તે માટે. શું તમે મને ચ્હાતા નથી ? "

રણમલ બોલ્યો, " સુંદરી ! હું તને જીગરથી ચાહું છું. મારા શરીરના પ્રત્યેક ભાગમાં તારો પ્રેમ વ્યાપી રહ્યો છે. જો એક પણ દિવસ તારી પ્રેમ પ્રતિમા મારી નજરે ન પડે તો મને કેટલું દુઃખ થાય તે મારૂં મનજ સમજે છે. "

" ત્યારે મને તમારી પત્નીનું પદ કેમ આપતા નથી ? "

તેના આ પ્રશ્નથી રણમલ મૌન રહ્યો. તેણે આકાશપતિ દૃષ્ટિ કરી. તેને મૃત પત્નીની છાયા આકાશમાં ઉભેલી જણાઈ. રણમલ તેની સામે જોઇ રહ્યો. તે છાયા મૂર્તિ રણમલને તે ગરીબ બાળાને સ્વીકારવાનું કહેતી હોય અને રણમલ તેની આજ્ઞા સ્વીકારતો હોય એમ ભાસ થવા લાગ્યો. આ અરસામાં રણમલની સેવા ઇચ્છતી અબળા રણમલ સમક્ષ ઘુંટણે પડી હતી. થોડીવારે છાયામૂર્તિ અદૃશ્ય થઈ. રણમલે સામે ઉભેલી અબળા તરફ જોયું; તો તે અબળાને ઘુંટણે પડી અશ્રુ વિસર્જન કરતી જોઈ. રણમલ દુઃખી થયો. તેણે સ્વહસ્તે તે સુંદરીને ઉભી કરી નજીક ખેંચતાં કહ્યું, "દેવી! આજથી અરે અત્યારથી જ તું મારી થઈ ચૂકી છે. મારી સ્વર્ગીય પ્રીયતમાએ તને સ્વીકારવાની સૂચના કરી છે. મહાલક્ષ્મી! તું આજથી મારી પ્રેમ પ્રતિમા છે. તારાથી આ રણમલ સ્વર્ગિય સુખનો ભોક્તા થઇ તેનું જીવન સફળ કરશે. બોલ, હવે કંઇ કહેવું છે?"

"મારી સાથે જાહેર રીતે લગ્ન ક્યારે કરશો?"

"તું કહે ત્યારે?"

"હું તો કહું છું કે અત્યારે."

"અત્યારે તે કાંઈ બની શકે?"

"ત્યારે ક્યારે બનશે?"

"તે હું તને આવતી કાલે કહીશ."

"કેમ વારૂ?"

"હું અત્યારે એક મહાન અગત્યના કામમાં રોકાએલો છું."

"તે કામ એવું તે કેવું છે કે જેનાથી તમે અકળાયા કરો છો?"

"લક્ષ્મી! શું કહું? કંઇ કહેવાતીજ વાત નથી."

"મને કહેવાથી કંઇ હરકત છે?"

"ના, પણ અહિં કહી શકાય એમ નથી."

"આજ્ઞા હોય તો હું સાથે આવું?"

"તને વખત છે?"

"હા, બાર વાગ્યા સુધી હું નિવૃત્ત છું."

"તે પછી તારે શું કરવાનું છું?"

"મહારાણીને પાન બનાવી આપી ત્યાં પહેરો ભરવાનું."

"શું રાણી બાર વાગે પણ પાન ખાય છે?"

"હા, પાન ખાઈનેજ નિદ્રાધિન થાય છે. તે જ્યાં સુધી પાન ન ખાય ત્યાં સુધી અમારે પણ ભારે ચિંતામાં રહેવું પડે છે."

"ત્યારે ચાલ મારી સાથે." રણમલે ચાલવા માંડયું. લક્ષ્મી પણ તેની સાથે જવા લાગી.

રસ્તે ચાલતાં રણમલે કહ્યું, "મારે પણ તારી સાથેજ રાણી પાસે આવવાનું છે."

"શામાટે?" લક્ષ્મીએ ચમકીને પૂછ્યું.

"શું તું નથી જાણતી કે આજે મોટા પરોઢીએ પેલા પિંજરામાં ફેરવવા કાઢેલા કેદીને સિંહને સ્વાધીન કરવામાં આવનાર છે?"

"હું જાણું છું."

"તે કરૂણ પ્રસંગ રાણી નજરે જોવા ચાહે છે અને તેથી મને તેમની સાથે જવાનું ફર્માન થયું છે."

"ખરેખર, આ કમજાત રાણીનું હૃદય ચુડેલ જેવું જ છે. બિચારા રૂપવાન યુવાનને આવી રીતે મ્હોતને આધિન કરતાં તે પિશાચીને લગીર પણ દયા ઉત્પન્ન નહિ થાય."

"લક્ષ્મી! ધીમેથી બોલ, આ રાજમાર્ગ છે. કોઈ સાંભળશે તો ઉત્પાત થશે."

લક્ષ્મી મૌન્ન રહી. થોડીવારે બન્ને મકાને આવ્યાં. રણમલ લક્ષ્મીને ઉપરના ભાગમાં બેસાડી ભોજનગૃહમાં ગયો. ત્યાં ભુજંગ કનક–રમા વસંત તેની રાહ જોઈ બેસી રહ્યાં હતાં. રણમલે સૌની સાથે ભોજન કરી પોતાને થએલો રાણીનો હુકમ જણાવ્યો. બાદ સઘળાં જમીને જ્યાં લક્ષ્મી બેઠી હતી ત્યાં આવ્યાં. રણમલ સિવાય દરેકની દૃષ્ટિ લક્ષ્મીપર પડી. આ કોણ છે એમ રણમલને પ્રશ્ન થયા.

રણમલે તેની ઓળખાણ આપતાં જણાવ્યું કે, મહારાજાના એક બહાદુર સરદારની આ એકની એક પુત્રી છે. તેનું નામ લક્ષ્મી છે. તેનું હૃદય દયાથી ભરપૂર ભરેલું છે. માતા પિતાની પાસેથી તેણે ઉત્તમ જ્ઞાન સંપાદન કર્યું છે. તેના પિતા પાસે હું પ્રથમ નોકર હતો. લક્ષ્મીના પિતા મને પુત્ર પ્રમાણે ચાહતા હતા. મારાં માતા પિતા મને નાનો મૂકીને મરી ગયાં હતાં. મને આ લક્ષ્મીના પિતાએજ મોટો કર્યો હતો. તેઓ મારા હિતમાં ઘણુંજ ધ્યાન આપતા. આ પછી હું ઉમ્મરે આવતાં તેમણે એક કોટવાળની કન્યા સાથે મારાં લગ્ન કર્યાં. આ લક્ષ્મી મને અંતરથી ચાહતી હતી. હું પણ તેને ચાહતો હતો; પણ અમે એક બીજાને અમારા હૃદયની વાત જાહેર કરી શકતાં નહોતાં. મારૂં લગ્ન થયું. લક્ષ્મી નિરાશ થઈ. તે નિશદિન ઉદાશ રહેવા લાગી. તેના પિતાએ તેનું લગ્ન કરવાનું નક્કી કર્યું. પણ લક્ષ્મીએ નહિ પરણવાની હઠ લઈ જણાવ્યું કે જો મને પરણાવશો તો હું ઝેર ખાઇ મરીશ. આથી તેના પિતાએ તે વખતે પોતાનો વિચાર મુલતવી રાખ્યો. આ પછી રાજપૂરના રાજા સાથે એકાએક યુદ્ધ ઉપસ્થિત થયું. તેમાં આના પિતા મરાયા. લક્ષ્મી નિરાધાર થઇ. મ્હેં તેને આશ્વાસન આપ્યું. લક્ષ્મી બાલ્યકાળથીજ ઘણી ચાલાક અને હિંમતવાન હતી. તેણે ધીમે ધીમે કળાવતીની પ્રીતિ સંપાદન કરી. કળાવતી તેની સેવાથી પ્રસન્ન રહેતી. જતે દિવસે લક્ષ્મીએ કળાવતીને કહી મને સરદારના પદ સુધી ચઢાવ્યો. આ પદ હું લક્ષ્મીની કૃપાએજ મેળવી શકયો છું. બાદ મારી પત્ની કે જે મને ઘણી વ્હાલી હતી; તે મરણ પામી. મને ઘણું લાગી આવ્યું. હજી પણ તે દિવ્ય દેવીને યાદ કરી હૃદયમાં ઝુરૂં છું. તે મારી પ્રિયતમાનું પદ હવે આ લક્ષ્મી લેવા ધારે છે. હું લક્ષ્મીને ચાહું છું ને તેનાથી મને મૃત પત્ની સમાન સુખ મળે એમ ઇચ્છું છું. હું આપણું આજનું કાર્ય પૂર્ણ થયા પછી આની સાથે લગ્ન કરીશ."

રણમલ બોલતો બંધ રહ્યો. સઘળાં ખુશી થયાં. રણમલે રાજ-

કન્યા રમા–રાજકુમાર કનકની લક્ષ્મીને ઓળખાણ કરાવી. લક્ષ્મી બન્નેને પગે પડી. રમાએ તેને ઉભી કરી છાતી સરખી દાબી. આ પછી રણમલે પોતાના કાર્યથી લક્ષ્મીને જાણીતી કરી દીધી. વિજયસિંહને બચાવવાનું કાર્ય જાણી લક્ષ્મી ખુશી થઇ. તે કંઇક ઉંડા વિચારમાં પડી બોલી;

" વિજયસિંહનો બચાવ કેવી રીતે કરી શકશો ? "

" અમે પણ તેજ વિચાર કરીએ છીએ. "

" વિચાર કરવાની કાંઇ જરૂર નથી. હું ઉપાય બતાવું છું. "

સઘળાં આશ્ચર્ય પામી લક્ષ્મીની તરફ જોઇ રહ્યાં.

લક્ષ્મી થોડીક ક્ષણ કંઇક વિચાર કરી બોલી, " વિજયસિંહને આજે મોટા પરોઢીએ સિંહને સ્વાધિન કરવામાં આવનાર છે. આ શિક્ષા અમલમાં મૂકવા રાજમહેલેથી બે હત્યાકારીઓ ત્યાં જશે. તે હત્યાકારીયો મારા ધાર્યા મુજબ મધ્યરાત્રે જશે. આ પહેલાં આપણા બે ત્રણ માણસોએ કિલ્લા આગળના કોઇ ભાગમાં છૂપાઇ રહેવું અને તેઓ આવી પહોંચે કે તરત તેમની પર ટૂટી પડી તેમને પૂરા કરવા. આ પછી તેમનાં કપડાં પહેરી અંદર દાખલ થવું અને વિજયસિંહને મૂક્ત કરી પસાર થવું. "

" આ યુક્તિ ઘણી સરસ છે. આપણે એમજ કરીશું. " ભુજંગસિંહ બોલ્યો.

" પણ પછી બહાર નીકળવું કયાં થઇને ? પહેરેગીરોનું કેમ કરવું ? " કનકે પૂછ્યું.

" વિજયકુમારને મૂકત કરી આગલે દરવાજે જવાની કંઇ જરૂર નથી. પાછળનો કોટ ઘણો નીચો છે; ત્યાંથી ઘણી સારી રીતે કિલ્લાની બહાર નીકળી જવાશે. " લક્ષ્મીએ કહ્યું.

" અત્યારે ત્યાં કેટલા સિપાહીઓ હશે ? " ભુજંગે પૂછ્યું.

" ફક્ત ત્રણ. " રણમલે જવાબ આપ્યો.

"ત્યારે શું ફિકર છે ? જો તેઓના જાણવામાં કદાચ આવશે અને તેઓ વિઘ્નકર્તા થઇ પડશે તો તરત યમપૂરી તરફ ચાલ્યા જશે."

"અહિંથી ત્યાં કોણ જનાર છે ?"

"હું અને કનક કિલ્લાના પ્રવેશદ્વારની આગળ આવેલા વડના વૃક્ષ ઓથે છૂપાઇ રહીશું અને આ કમળા સિપાહીઓ સાથે પેલી બીજી બાજુનો નીચો કોટ કે જ્યાંથી બહાર નીકળી જવાનું સહેલું છે તે તરફ બહારની બાજુએ છૂપાઇ રહેશે."

"ઠીક ત્યારે હવે જવાની તૈયારી કરો, સમય ઝપાટાબંધ પસાર થાય છે." લક્ષ્મીએ કહ્યું.

"રણમલસિંહ! તમે રાણી સાથે ત્યાં ક્યારે આવશો ?" કનકે પૂછ્યું.

"તે મારાથી કહી શકાય નહિ. રાણી નીકળશે એટલે મારે પણ નીકળવુંજ પડશે."

"તમારાથી બની શકે તો નીકળવામાં વિલંબ કરજો." રમાએ કહ્યું.

"તેમને નીકળવામાં હું વિલંબ કરાવીશ. મધ્યરાત્રિના પાનમાં એક એવી જાતની દવા નાખીશ કે જેથી રાણી પાન ખાતાંની સાથે જ નિદ્રાવશ થઇ જશે કોઇ જગાડશે તોપણ નહિ જાગે. તે દવાની અસર લગભગ ચાર વાગે પૂરી થશે કે તરત રાણી જાગશે. હું ધારૂં છું કે એટલા સમયમાં તમે તમારૂં કામ પૂરૂં કર્યું હશે ?"

"ઘણીજ ખુશીથી." કનકે કહ્યું.

"ત્યારે હવે ત્વરા કરો."

ભુજંગ—કનક—કમળા અને બે સિપાહીઓ જવાને તૈયાર થયાં. ભુજંગે કમળાને બે સિપાહીઓ સાથે ઘોડેસ્વાર થઇ અગાઉથી જવાની સૂચના કરી. પુરૂષ પોષાકમાં શોભતી કમળા સાથેના સેવકો સાથે અશ્વારૂઢ થઇ કિલ્લાની પાછલી બાજુએ જવાના રસ્તે પ્રયાણ કરી ગઇ. તેમના ગયા પછી ભુજંગ અને કનક સૌને મળી ભેટી જવાને તત્પર થયા.

વિખુટા પડતાં સર્વની આંખ્યોમાં ઝળઝળીયાં ભરાઈ આવ્યાં. ભુજંગસિંહે રમાને વસંતની સંભાળ રાખવાનું સૂચવી કનક સાથે ત્યાંથી પ્રયાણ કર્યું. બન્ને જણા કારાગૃહના કિલ્લા તરફ ઝડપથી જવા લાગ્યા. ત્યારબાદ રણુમલ અને લક્ષ્મી પણ ત્યાંથી રવાને થઇ રાજમહેલે આવ્યાં. રણુમલ રાણીના શયનદ્વાર નજીક જઇ ઉભો. લક્ષ્મી રાણીના શયનાલયમાં ગઈ. અંદર રાણી એકલી હતી. દુર્જનસાલ રાણીને આનંદ કરાવી ક્યારનોએ ચાલ્યો ગયો હતો. કળાવતી સિંહણની માફક પર્યંકમાં પોઢેલી હતી.

લક્ષ્મીએ પલંગ પાસે જઈ ધીમેથી કહ્યું, "મહારાણી ?"

"કોણ લક્ષ્મી ?" રાણીએ બેઠી થઇ પૂછ્યું.

"હા."

"કેમ આવી છે ?"

"આપની સેવા કરવા. હવે મારો પહેરો શરૂ થયો છે."

"કેટલા વાગ્યા છે ?"

"અગીઆર."

"હજી પણ રણુમલ આવ્યો નહિ." રાણીના મુખમાંથી ઉદ્‌ગાર નીકળ્યા. તરત લક્ષ્મી બોલી, "રણુમલસિંહ ક્યારનાએ અહિં આવી બહાર બેસી રહ્યા છે."

"ત્યારે તેં મને ખબર કેમ આપી નહિ ?" રાણીએ રોપમય વદને પૂછ્યું.

"આપ નામદાર તે વખતે........" લક્ષ્મી આગળ બોલતાં શરમાઇ.

"રાણીએ હશીને કહ્યું, "જા, રણુમલને લઇ આવ."

લક્ષ્મી ચાલતી થઇ અને થોડીવારે રણુમલને બોલાવી પાછી ત્યાં હાજર થઇ. રણુમલ રાણીને નમન કરી ઉભો રહ્યો. રાણીએ તેને નજીકમાં પડેલા એક આસનપર બેસવાની ઇસારત કરી. રણુમલ બેઠો.

રાણીએ રોજના નીયમાનુસાર લક્ષ્મીને પાન બનાવી લાવવાની આજ્ઞા કરી. લક્ષ્મી મંદ મંદ હસતી ત્યાંથી ચાલી ગઇ. રણમલ મનમાં તેની પ્રશંસા કરવા લાગ્યો. એવામાં રાણીએ કહ્યું, " રણમલ ! વિજય સિંહ આજ સવાર પહેલાં સ્વર્ગે જશે. આપણે તેનું મ્હોત જોવા ત્યાં કયારે જઇશું ? "

" આપ નામદારે તેને સિંહને સ્વાધિન કરવાનો કેટલા વાગે હુકમ આપ્યો છે ? " રણમલે પૂછ્યું.

" બરાબર પાંચ વાગે. "

" ફર્માન કોને કરેલું છે ? "

" મહેતાબ અને માનસિંહને ? "

" તેઓ અહિંથી ગયા કે નહિ ? "

" તેઓ બરાબર બાર વાગે જશે. "

" એટલા બધા વહેલા ? "

" હા, કારણકે તેમને સઘળી તૈયારી આગળ જઇને કરવાની છે. "

" તેઓ જતી વખતે આપને મળીને જશે કે બારોબાર ? "

" અહિં આવી મારૂં આજ્ઞાપત્ર લઇનેજ જશે. કારણકે તે સિવાય ત્યાંના પહેરેગીરો તેમને અંદર દાખલ થવા દેજ નહિ. "

" ઘણોજ સારો બંદોબસ્ત કરી રાખ્યો છે. કહો હવે આપણે ક્યારે જવું ? "

" આપણે અહીંથી ચાર વાગે નીકળીશું. "

" ત્યારે મને હવે રજા છે ? "

" ક્યાં જવાની ? "

" મારા મકાને ? "

" મકાને શા માટે જવું છે ? અત્રેજ વિરામ લ્યો. "

" જેવી આજ્ઞા. " કહી રણમલ ત્યાં રહ્યો. લક્ષ્મી પાન બનાવી લાવી. રાણીએ બાર વાગ્યા પહેલાં આજે પાન મૂખમાં મૂક્યું.

વિવિધ વાતો ચાલવા લાગી. એ અરસ્સામાં જ હત્યાકારીયોના નામે ઓળખાતા મહેતાબ અને માનસિંહ સર્વાંગે કાળાં વસ્ત્રો ધારણ કરી રાણીની સમક્ષ આવી ઉભા. રાણીએ તત્કાળ તેમને એક આજ્ઞા પત્ર લખી આપી પોતાની મહોર–મુદ્રાની છાપ મારી. બન્ને જવાને તૈયાર થયા. રાણીએ કહ્યું, "હું બરાબર ચાર વાગે ત્યાં આવીશ. મારા આવ્યા પછી જ આજ્ઞાને અમલમાં મૂકજો. માનસિંહ અને મહેતાબ માથું નમાવી ચાલતા થયા. રણમલ પણ ત્યાંથી નીકળી જોડેના બીજા ઓરડામાં ગયો. રાણીએ શયન કર્યું. લક્ષ્મી નિવૃત્ત થઇ રણમલની પાસે આવી વાતો કરવા લાગી. માનસિંહ અને મહેતાબ રાજમહેલમાંથી નીકળી કારાગૃહ તરફ જવા લાગ્યા. મધ્યનિશાનો અમલ થઈ ચૂકયો હતો. અંધકારે અવનિને ઢાંકી દીધી હતી. ગંભિર શાન્તિ સર્વત્ર વ્યાપેલી હતી. આવા સમયે એ બે હત્યાકારીઓ ભૂતના ઓળાની માફક ઝડપથી ચાલ્યા જતા હતા. જેમનાં જીવન નિરંતર પાપ કાર્યમાંજ વ્યતિત થયાં છે, એવા તે બે હત્યાકારીઓ વિવિધ પ્રકારની વાતો કરતા ગમન કરી રહ્યા હતા. એવી રીતે ચાલતા–ચાલતા તેઓ કિલ્લાથી થોડેક દૂર આવેલા એક વિશાળ વડવૃક્ષ નજીક આવ્યા. આ વડના ઓથે તે બે ક્રૂર હૃદયના હત્યા. કારીઓના યમરાજ છૂપાએલા હતા. અનેક પાપકર્મો કરનારા એ પિશાચોને ખબર નથી કે એક પળવાર પછી શું બનનાર છે. એ બન્ને જણા નિર્ભયતાથી વડ આગળ થઇને પસાર થયા કે તરત જ જેમ વનરાજ બકરાપર તલપે એ મુજબ ભુજંગસિંહ અને કનકે તેમની પર ટૂટી પડી તેમને જમીનપર નાખ્યા. અચાનક થએલા હુમલાથી બન્ને અવાચક બની ગયા. ભુજંગે અલ્પ સમયમાં જ એ બન્ને કમેચંડાળોને નર્ક કુંડમાં મોકલી આપ્યા. બાદ તેમનાં વસ્ત્રો ઉતારી બન્નેએ પરીધાન કરી લીધાં. આજ્ઞાપત્ર ભુજંગે પોતાની પાસે રાખ્યું. આ પછી તેઓનાં મુડદાં ઉપાડી પાસેની એક ઉંડી ખાઇમાં ફેંકી દીધાં, ચાલો એક કામતો પૂર્ણ થયું જાણી કનકે કંઇક આનંદ પ્રદર્શિત કર્યો.

બન્ને જણા હત્યાકારીઓનો સ્વાંગ ધારણ કરી કિલ્લા આગળ આવ્યા. બે પહેરેદારો પહેરો ભરતા હતા. ફાનસ પ્રકાશી રહ્યું હતું. પહેરાવાળાએ ફાનસ હાથમાં લઇ કોણ આવે છે એમ પ્રશ્ન કર્યો. ભુજંગે પ્રત્યુત્તર વાળ્યો. બન્ને જણા પહેરાવાળાની નજીક આવ્યા. પહેરીગીરો બન્નેના સામે જોઈ રહ્યા. ભુજંગે રાણીનું આજ્ઞાપત્ર બતાવ્યું. બે પહેરેગીરોએ તે પત્રને નમન કરી બન્નેને અંદર જવા દીધા. બન્નેના ગયા પછી એક પહેરેગીર કે જે એક આંખે કાણો હતો, તે મહા વિચિક્ષણ હતો. રાજા દુર્મદની નોકરીમાં તે ઘણાં વર્ષોથી હતો. તેણે પોતાના જોડીદાર પ્રત્યે કહ્યું, "અલ્યા અભરામ! આ બન્ને હત્યાકારીઓ કોઇ નવા આવેલા હોય એમ જણાય છે."

"હા, મને પણ એમજ જણાય છે, કારણકે હત્યા કરવાનું અથવા ફાંસીએ ચઢાવવાનું કામ કરનાર મહેતાબ અને માનસિંહ ઘણા વર્ષથી કરે છે. તે બન્નેને હું ઘણી સારી રીતે ઓળખું છું; પણ અત્યારે જે ગયા તે તો કોઇ નવા જ હોય એમ જણાય છે." અભરામે કહ્યું.

પ્રથમ બોલનાર પુનઃ બોલ્યો, "કદાચ રાણી માતાએ મહેતાબ અને માનસિંહને બીજી જગા ઉપર નીમ્યા હોય અને તેમની જગાએ આ બે નવાઓની નીમણૂક કરી હોય તો કંઈ નવાઇ જેવું નથી. રાજા દુર્મદની પછી રાણીએ ઘણા ફેરફાર કર્યા છે."

"હા, એમ પણ બને" કહી બન્ને શાન્ત રહ્યા. થોડીવાર થઇ કે પુનઃ પ્રથમનો કાણો જમાદાર બોલ્યો, "અભરામ! તું થોડીકવાર અહિં એકલો પહેરાપર રહે તો હું અંદર જઇ જોઇ આવું કે નવા આવેલાઓ અંદર શું કરે છે?"

"હા, જાઓ, જઈ આવો. પણ વહેલા આવજો. કારણકે રાણી માતા બરાબર ચાર વાગે અહિં પધારનાર છે."

"તે હું જાણું છું." કહી તે કાણો જમાદાર ધીમે પગલે અંદર ચાલ્યો. આ કારાગૃહના કિલ્લામાં ત્રણ પહેરેદારો વિના વધારે પહેરેગીરો

રહેતા નહિ. બે દરવાજે રહેતા અને એક કેદીના ઓરડા આગળ રહેતો.

વાચકો ! જમાદાર સાહેબ અંદર આવી પહોંચે તે પહેલા ચાલો આપણે આગળ ગએલા કનક—ભુજંગને જોઇએ કે તેમણે શું કર્યું ?

ત્વરીત ગતીએ ચાલતા બન્ને જણા વિજયના ઓરડા સમિપે આવી પહોંચ્યા.

આ વખતે એક પહેરેગીર ઝોકાં મારતો દ્વાર આગળ બેસી રહ્યો હતો. તેની નજીકમાં એક જાંખું ફાનસ બળતું હતું. આગંતુકના પગરવથી તે ઝબકી ઉઠ્યો અને ફાનસ ઉપાડી કઠોર અવાજે બોલ્યો, " કોણ ? "

" મિત્રો. " કહી ભુજંગ અને કનક તેની નજીક આવી ઉભા રહ્યા. આજે વિજયને સિંહને સ્વાધીન કરવાનો છે એ પહેરેગીર જાણતો હતો. તેથી તેણે તરત ઓરડાની ચાવી તેમને સ્વાધિન કરી. ભુજંગે ઝટપટ દ્વાર ઉઘાડી અંદર પ્રવેશ કર્યો. અંદર ઘોર અંધકાર વ્યાપેલો હતો. કનકે પહેરેગીરના હાથમાંથી ફાનસ લઈ ભુજંગના હાથમાં આપ્યું. પ્રકાશ પથરાઈ રહ્યો. ભુજંગ વિજયની તરફ ચાલ્યો. વિજયસિંહ કાગને ડોળે રાહ જોઈ રહ્યો હતો. તે તત્કાળ ઉભો થયો. ભુજંગે તેની પાસે જઈ હાથે પગેથી બેડીયો ખોલી નાખી અને પછી પોતાની પાછળ ચાલ્યા આવવાનું કહ્યું.

ભુજંગ આગળ ચાલ્યો. વિજય પાછળ જવા લાગ્યો. બન્ને બહાર આવ્યા. કનકની પાસે ઉભેલો પહેરેગીર કેદીને બેડીઓ વિહીન જોઇ આશ્ચર્ય પામ્યો. તેણે વિસ્મયતાથી ભુજંગ સામે જોયું. ભુજંગ વિજયની સાથે નિચાણના કોટ તરફ જવા લાગ્યો. પહેરેગીરને વ્હેમ પડ્યો. તેણે કંઇક બોલવા પ્રયત્ન કર્યો; પણ તરતજ પાસે ઉભેલા કનકે તેની પર અચિંતો હુમલો કરી તેનું ગળું દબાવ્યું. પહેરેગીર બોલી શક્યો નહિ. કનકે તેને નીચે નાખી તેનો વધ કરવાને કટાર કાઢી. પહેરેગીરે હાથ જોડ્યા. કનકને દયા આવી. તેણે અતી ઝડ-

પથી માથાનો ફેંટો ઉતારી તે પહેરેગીરને હાથે-પગેથી મજબુત બાંધ્યો. અને પછી વિજયવાળા ઓરડામાં ફેંકી દ્વારબંધ કરી તાળું લગાવી કનકે દોડવા માંડયું.

આ સમયે જ તપાસ કરવા અંદર આવેલા મુખ્ય દરવાજાના જમાદાર ત્યાં આવી પહોંચ્યા. ઓરડામાં પૂરાએલો પહેરેગીર બૂમે બૂમ પાડી રહ્યો હતો. તેની બૂમો અને ફાનસ સાથે નાસતા દુશ્મનોને જોઇ નક્કી દગો થયો જાણી જમાદાર મોટી બૂમો પાડતો કોટ તરફ દોડવા લાગ્યો. જમાદાર નજીક પહોંચે એટલામાં તો પસાર થનારા કોટપર ચઢી બીજી બાજુએ કુદી પડયા. જમાદાર કોટપર ચઢી નીચે કુદવાને ઉત્સુક થયો. તેને મોટી બૂમો સાથે નીચે ઉતરવાનો પ્રયાસ કરતો જોઈ ભુજંગે ભરેલી પિસ્તોલ ચાંપી. નીચે ઉતરવાનો વિચાર કરતા જમાદારના કપાળમાં ગોળી વાગી. કારમી ચીસ પાડી જમાદાર સાહેબ અંદરની બાજુએ જમીનપર ટૂટી પડયા. તેના કંઠમાંથી કરૂણ ચિસો નીકળવા લાગી. વિજય મૂક્ત થયો અને મૂક્ત કરનાર બંધુઓને ગાઢ આલીંગનથી ભેટયો. કમળા બે ઘોડેસ્વારો સાથે તૈયાર થઈ ઉભેલી હતી. વિજય એક ઘોડાપર સ્વાર થયો. બીજા બે ઘોડા પર કનક-કમળા સ્વાર થયાં. ભુજંગે તેઓને મહારાજા સમરસિંહ જ્યાં છે; ત્યાં જવાની સૂચના આપી. મારી વસંતને સંભાળજો-બચાવજો; હું થોડા દિવસમાં પાછો આવીશ કહી વિજયે ઘોડો દોડાવી મૂકયો. કનક કમળાએ તેનું અનુકરણ કર્યું. ભુજંગે મહેનત સફળ થઈ જાણી પ્રભુને પ્રણામ કરી કમળાની સાથે આવેલા સેવકો સાથે ત્યાંથી પ્રયાણ કરી એક બીજા માર્ગે થઇ નગર તરફ ગમન કર્યું. તેઓએ નગરના દરવાજામાં પ્રવેશ કર્યો કે સામેથી રાણીની સ્વારી આવતી માલમ પડી. ભુજંગસિંહ પોતાની સાથેનાં માણસો સાથે ત્યાં આવેલી એક વાવમાં છૂપાઇ રહ્યો. રાણીની સ્વારી કિલ્લા તરફ જતી હતી. મોટું મળસકું થવા આવ્યું હતું. ઘંટીઓના ઘોર સંભળાતા હતા. ઝાંખો ઝાંખો પ્રકાશ પથરાતો હતો. રાણી અને રણમલ ઘોડેસ્વાર થએલાં

હતાં. બન્નેના ઘોડાઓ જોડાજોડ ચાલતા હતા. આગળ બે મશાલવાળા ઘોડેસ્વારો હતા અને પાછળ પચીસેકના આશરે રાણીના અંગરક્ષકો ઘોડેસ્વાર થઇ ચાલતા હતા. સઘળું મંડળ થોડીવારે કિલ્લાના દરવાજે આવ્યું. અભરામ જમાદારે ઉભા થઈ રાણીને નમન કર્યું.

સઘળાં અંદર પ્રવેશી કેદીના ઓરડા આગળ આવ્યાં. અંદર પૂરાએલો પહેરેગીર બૂમો પાડી થાકયો હોય એમ તેની બૂમો બંધ થએલી માલમ પડવાથી જણાતું હતું.

રાણી અને તેના સેવકો ઘોડાપરથી નીચે ઉતર્યા. અભરામ જમાદાર તેના જોડીદારને જોવા આમ તેમ નજર ફેરવતો હતો. રણમલે તેને પૂછ્યું, " તારો જોડીદાર કયાં છે ? "

રણમલનો પ્હાડી અવાજ ચારે તરફ પથરાઇ રહ્યો. અભરામ જવાબ આપે તે પહેલાં તો બહારથી અવાજ સાંભળી અંદર પૂરાએલો પહેરેગીર બૂમે બૂમ પાડી કહેવા લાગ્યો કે, "અરે મને કોઇ બહાર કાઢો, બહાર કાઢો. "

તેની આવી બૂમોથી સઘળાં સ્તબ્ધ બન્યાં. રણમલ મુખ ગંભીર રાખી કર્કશ સ્વરે અભરામને કહેવા લાગ્યો; " તારો જોડીદાર ક્યાં છે ? "

" એતો ક્યારનોએ અંદર આવ્યો છે. "

" પહેરો છોડી તેને અંદર આવવાનું કારણ ? "

" તેને હત્યાકારીયો પર વ્હેમ આવવાથી આવું છું કહી અંદર આવ્યો છે; પણ ઘણીવાર થઇ છતાં તે પાછો આવ્યો નથી. તેમ અત્રે હત્યાકારીયો પણ જણાતા નથી. "

" અહિંના પહેરા પર કોણ છે ? "

" એ બાપ હું છું, મને જલ્દી બહાર કાઢો; હવા ઉજાસ વિના મારો જીવ જાય છે. " અંદર પૂરાએલા સિપાહીએ અંદરથી કહ્યું.

" આશું આશ્ચર્ય ? " રણમલે મનમાં બોલી દ્વાર પાસે જઇ જોયું તો બહાર મોટું તાળું વાસેલું જણાયું. રણમલે કુંચી વિશે અંદર

પૂરાએલાને પૂછ્યું. તેણે તમામ બિના સાથે કેદીના નાશી જવાની ખબર આપી. રાણી વગેરેના ગુસ્સાનો પાર રહ્યો નહિ; રાણીએ તત્કાળ બે સ્વારોને નગરમાં દોડાવી બીજા ઘોડેસ્વારો અને તાળું તોડનારને બોલાવી લાવવા દોડાવ્યા. તે પછી અંદર પૂરાએલાને હમણાં બહાર કાઢીશું કહી રણમલ અને રાણી કિલ્લામાં ચારે તરફ તપાસ કરવા લાગ્યાં. તપાસને અંતે નીચા કોટ આગળ લોહીલુહાણ હાલતમાં પડેલો જમાદાર જણાયો. તેનો અંતકાળ નજીકમાં હતો. ગોળીથી તેનું કપાળ ફુટી ગયું હતું. તે છેવટનાં ડચકાં ખાતો હતો. રાણીએ ક્રૂર નેત્રે તેના સામે જોયું. જમાદારે બે હાથ જોડી પ્રાણ છોડયા. 'ખરેખર ! દુષ્મનો આ માર્ગેજ પસાર થયા છે. રણમલ ! આપણા હત્યાકારીઓ ફુટી ગયા. તેમ હું પણ આજે કંઇક મોડી જાગૃત થઇ. ફીકર નહિ; દુષ્મનો ક્યાં–કેટલે સુધી જવાનો છે? આપણા બહાદુરો પૃથ્વીના પડમાંથી પણ તેઓને પકડી પાડશે. રાણીએ કહ્યું. થોડીવારે અસંખ્ય સ્વારો ત્યાં આવ્યા. તાળું તોડી નાંખવામાં આવ્યું. સિપાહી બહાર નીકળ્યો. તેણે રાણીના પગમાં પડી તમામ હકીકત નીવેદન કરી. અજાણ્યા હત્યાકારીઓ સાંભળી રાણીએ મહેતાબ–માનસિંહ વિશે પૂછ્યું. માનસિંહ–મહેતાબથી પૂર્ણ પરીચિત સિપાહીએ તે નહોતા એમ સ્પષ્ટ જણાવ્યું. રાણી વિસ્મય પામી. તેણે ઘોડેસ્વારોને ચારે તરફ દોડાવી જણાવ્યું કે જે કોઈ નાશી ગયેલા શત્રુઓને પકડી લાવશે તેને મોટી જાગીર સાથે સરદાર પદ મળશે.

સ્વારોને વિદાય કરી રાણી નગરમાં જવા રણમલની સાથે ઘોડેસ્વાર થઈ. ત્યાં પહેરા માટે ચાર ઘોડેસ્વારોને રાખ્યા. કોટડીમાં પૂરાએલાને બહાદુરી બતાવવાને માટે જમાદારી મળી અને અમરામને ઘણો વખત થયા છતાં પોતાના જોડીદારની તપાસ નહિ કરવાના ગૂન્હા માટે છ માસની સજા થઇ. એક ઘોડેસ્વાર તેને બાંધીને લઇ ગયો. રાણી અને રણમલ નગરમાં આવ્યાં. રાણી જો કે ઉપરથી શાન્ત જણાતી પણ દુષ્મનના નાશી જવાથી તેણે ચંડિકા સ્વરૂપ ધર્યું હતું. પ્રાતઃકાળ થયો. વિજયના નાશી જવાની વાત

વાને વેગે નગરમાં પ્રસરી. નગરજનો પ્રભુની પ્રાર્થના કરવા લાગ્યાં. દુર્જનસાલ રાણીને મળ્યો. રાણીએ તેને બીજા સો ઘોડેસ્વારો સાથે શોધમાં રવાને કર્યો. રણમલ રાણીને શાન્ત કરવાનો પ્રયત્ન કરવા લાગ્યો. મધ્યાન્હ થતાં રાણી કંઈક શાન્ત થઇ. બાદ રણમલ રજા લઇ પોતાને મકાને આવ્યો અને વસંત-રમાને આનંદ સમાચાર જણાવ્યા. રમાએ કંસાર બનાવ્યો. દયાળુ પવિત્ર જનો આજે ઘણા દિવસે નિશ્ચિંત મને ભોજન કાર્યમાં પ્રવૃત થયાં. પ્રભુની કળા ન્યારી છે. પળમાં શું બને છે ?



## પ્રકરણ ૧૩ મું.



### કંઇક નવું અને જીનું.

નૌતમનગરના કારાગૃહમાંથી વિજયસિંહને પસાર થયે ત્રણ માસ થવા આવ્યા હતા. તેને પકડવાને રાણીએ અનેક સિપાહીઓને રવાને કરી દીધા હતા. વિજયસિંહની ચારે તરફ શોધખોળ ચાલી રહી હતી. પરંતુ વિજયસિંહ જે સ્થળે નિવાસ કરે છે; તે સ્થાન અગોચર સ્થાને આવેલું હતું. વર્ષોનાં-વર્ષો સુધી અનેક માણસો શોધ ખોળ ચલાવે તદપિ તે સ્થાન નજરે પડે નહિ. આ સ્થાનના પ્રતાપેજ રણશૂરા-સ્વદેશ ભક્ત રાજપૂતો પોતાના પ્રાણ બચાવી શકયા હતા. આ સ્થળ ભુજંગસિંહે એક સાધુની સેવા કરી મેળવ્યું હતું. જે સમયે ભુજંગસિંહ હાલ હવાલ સ્થિતિમાં સ્વજનોથી વિખુટો પડી અરણ્યમાં ભ્રમણ કરતો હતો અને પછી એક સમયે ભુખ-તરસના દુઃખથી વ્યાકુળ બની એક સ્થળે પડેલો હતો. ત્યાં તેના કર્મની કઠીનતાના યોગે તે જે સ્થળે પડયો હતો; ત્યાં એક વિષધર સર્પ તેને ડસવાની તૈયારી કરી રહ્યો હતો. આવા સમયે તેનું રક્ષણ કરનાર એ વિકટ જંગલમાં કોઇ જણાતું નહોતું. પરંતુ તેનું રક્ષણ કરનાર પ્રભુની ગયબી શક્તિ સર્વત્ર વ્યાપી રહેલ હતી; એવી અડગ શ્રદ્ધા ભુજંગને પણ હતી. ભુજંગ મૂળથીજ શ્રદ્ધાળુ હતો તે જે જે કર્મો

કરતો; તે ઇશ્વરજ કરે છે એમ સમજતો. આથી તે દરેક સ્થળે વિજયવંત નિવડતો, પણ માણસનું મન ઘણું પ્રબળ હોય છે. મન મહાજ્ઞાનીને પણ એક પલકવારમાં જ્ઞાનહીન બનાવી દે છે. તે મુજબ રાજા દુર્મદસિંહને પકડ્યા પછી ભુજંગસિંહમાં અહંપદ પ્રાપ્ત થયું અને જે ઇશ્વર કાર્ય કરે છે; તે કાર્યને પોતે કર્યું એમ માન્યું. પોતે દુર્મદને પકડ્યો; હવે થોડા સમયમાંજ નૌત્તમનગરનું રાજ્ય લઇ વેરની પ્રતિજ્ઞાનું પાલન કરીશ. આવા અભીમાની વિચાર સાથે તેણે પકડાએલા દુષ્મન પ્રત્યે દાનાદુષ્મનનું કાર્ય નહિ કરતાં તેને અગ્નીમાં જીવતો હોમી ઘણુંજ અઘટીત કર્મ કર્યું. આ તેના કર્મથી અને અભીમાનથી તેનો વિજય પરાજયમાં ફેરવાયો અને બધી બાજી બગડી ગઈ. મનુષ્ય માત્રે સંસારમાં જન્મ ધારણ કરી સારાં કર્મ કરવાં; પણ દરેક કર્મ ઇશ્વરજ કરે છે; હું કાંઇ પણ કરતોજ નથી. જેણે આ સંસારમાં અવતાર આપ્યો છે, તેજ સર્વ કાર્ય કરે છે. આવું સમજનારા કદી દુઃખી થતા નથી અને કદાચ થાય છે તો મનને દુઃખી કરતા નથી અને આવી પડેલા કષ્ટને કોઇ સારાને અર્થેજ પ્રાપ્ત થયેલું સમજે છે. ઉપર કથીત ભુજંગસિંહ ભુખ–તરસથી બેભાન થઇ પડ્યો હતો. સર્પ દંશ દેવા તત્પર થયો હતો. પણ જેને ઘણાં કામ કરવાનાં જગતમાં બાકી હતાં; ચઢતી–પડતીના ચમત્કાર અવલોકવાના અંકુરા હતા તેને કાળ શી રીતે લઈ જાય? ભુજંગસિંહ જે સ્થળે પડ્યો હતો; ત્યાંથી થોડેક દૂર સામેની બાજુએ એક ઝાડીમાંથી એક જટાધારી સાધુ એકાએક બહાર નીકળી આવ્યો. તેણે નજીક આવતાંજ ભયંકર દૃશ્ય નિહાળ્યું. સાધુ પુરૂષનું હૃદય હમેશાં દયામય હોય છે. સાધુએ હાથમાં પકડેલા કમંડળમાંથી પાણીની અંજલી ભરી મનમાં કંઇક બોલી સર્પ તરફ ફેંકી. દંશ દેવા તત્પર બનેલો સર્પ પાણીની અંજલીનો સ્પર્શ થતાંજ ફણા નીચી કરી પાણીના રેલાની માફક જતો રહ્યો. બાદ સાધુએ ભુજંગને સારવાર કરી જાગૃત કર્યો, ઘોર અરણ્યમાં યોગીને નિહાળી ભુજંગે સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા. સાધુ તેને પોતાના આશ્રમમાં લઈ

આવ્યો. તે આશ્રમ બીજો કોઇ નહિ પણ હાલ જે સ્થળે રાજા સમરસિંહ—સ્નેહસિંહ—વિજયસિંહ વગેરે નિવાસ કરતા હતા તે હતું. એ આશ્રમ બે પહાડોની વચ્ચમાં આવેલી એક ઉંડી ખીણમાં આવેલું હતું, ખીણના એક છેડે પાણીનો મોટો ધોધ આવેલો હતો અને બીજા છેડે ગગન ચુંબીત પ્હાડોની દિવાલો આવેલી હતી. વચ્ચમાં ઉંચા ટેકરા પર આ મોટું ચોગાન આવેલું હતું. આ ચોગાનમાંની નાની મોટી ગુફાઓને સાધુએ તથા ભુજંગે ઓરડા સમાન બનાવી હતી. સાધુ પાસે પુષ્કળ દ્રવ્ય હતું. પોતાના આ પ્હાડી પ્રદેશમાં ઘણાં વર્ષો વ્યતિત કરવાં પડશે ધારીને ભુજંગસિંહે પાંચ-પાંચ વર્ષ ઘણાં માણસોને ચાલે એટલી અન્ન સામગ્રી ભરી દીધી હતી. આ સ્થળે આવ્યા પછી ભુજંગે સાધુની સારી સેવા ચાકરી કરી. સમય જતાં સાધુએ સ્વર્ગે ગમન કર્યું. ભુજંગ માણસો એકત્ર કરી દુષ્મનોને મારવા—લુંટવા લાગ્યો. અને સમય જતાં તે ચારે તરફ એક ભયંકર માણસ તરીકે ગણાવા લાગ્યા. દુષ્મનો તેનાથી કેટલા ભયભીત થતા હતા, તે આપણે આગળ ઉપર જાણી ગયા છીએ. ભુજંગસિંહ નગરમાંથી આવી સર્વને મળ્યો. સ્નેહિજનોએ પ્રભુને પ્રણામ કર્યા. સૌના આનંદનો પાર રહ્યો નહિ. બાદ ભુજંગસિંહ—વિજયસિંહ વગેરે બગડેલી બાજી સુધારવાને પ્હાડોમાં અન્ય નગરોમાં ફરી માણસો એકત્ર કરવા લાગ્યા. દિગ્વિજય વિરકેતુ પણ રાત્રિ દિવસ અપાર પરીશ્રમ કરતા. ત્રણ માસમાં તો તેમણે બે ત્રણ હજાર માણસો એકત્ર કરી સૈનિક તાલીમ આપવી શરૂ કરી. આ બે પ્હાડ વચ્ચે આવેલી ખીણના મયદાનમાં આવવા જવાનો ફક્ત એકજ રસ્તો હતો અને તે આગળના પ્હાડમાં આવેલી એક નાની ગુફામાં થઇને એક માઇલની સાંકડી વિકટ નેળ પૂરી કર્યા પછી આ મેદાનમાં અવાતું હતું. આવા અગમ્ય સ્થળે જે કાંઇ બનાવ બને તે બહારનો માણસ કેવી રીતે જાણી શકે? આવા સ્થળે છૂપાએલા શત્રુઓને રાણી કળાવતીના અસંખ્ય સિપાહીઓ પણ કેવી રીતે ખોળી શકે? ત્રણ માસ વીતી

ગયા. વિજયની શોધ લાગી નહિ. રાણીએ મોટા ઇનામો જાહેર કર્યા. ઘણા અમલદારો સરદારો જંગલ પ્હાડો નગરો ફરી વળ્યા; પણ અંતે નિરાશ થઇ પાછા આવ્યા. આ શોધ ખોળના કાર્યમાં સરદાર રણમલે પણ ઘણી દોડધામ કરી હતી. સૌથી વધારે મહેનત રણમલે કરેલી જણાઈ. રાણીએ તેની પ્રશંસા કરી. રણમલનો વિચાર હવે વસંતને ત્યાં પહોંચાડી દેવાનો હતો; પણ તે તેનો વિચાર અમલમાં મૂકે એ પહેલાં તો રાણીની આજ્ઞાથી વસંતને ત્યાંથી લઈ જઈ રાજમહેલના એક ઓરડામાં રાખવામાં આવી. રણમલની દિલગીરીનો પાર રહ્યો નહિ. પણ રાણીના હુકમ આગળ તે શું કરી શકે? વસંતને લઇ જતી વખતે રમાએ અને રણમલે તેને ગુપ્ત રીતે ધીરજ ધરવાની સૂચના આપી. જે દિવસે વસંતને લઈ જવામાં આવી તે દિવસની સાંજે રમા રણમલને મળી કંઈક ખાનગી વાત કરી ભગવો વેશ ધારણ કરી નૌત્તમનગરનો ત્યાગ કરી ચાલી ગઈ. તે કયાં ગઇ વગેરે જણાયું નહિ. ઘણા દિવસો થયા પણ તે રણમલને મળી નહિ. ભુજંગ-કનક–વિજય છૂપાવેશથી નગરમાં આવતા. તેમને વસંત–રમાની ખબર પડી હતી. વસંતને છોડાવવા અનેક પ્રયત્નો થતા; પણ સઘળા નિષ્ફળ નિવડતા. સઘળાએ રમાની પણ ઘણી તપાસ કરી; પણ તેનો પત્તો લાગ્યો નહિ. સઘળા પ્રારબ્ધ પર અને ઈશ્વર પર અડગ શ્રદ્ધા રાખી પ્રયાસ કરવા લાગ્યા. વસંતને રાજ-મહેલના એક એકાંત ઓરડામાં રાખી હતી, ત્યાં તેને સર્વ પ્રકારનું સુખ મળતું હતું. તેની સેવામાં કહો યા તો તેની દેખરેખને માટે માનો પણ અનેક દાસીઓ તેની આજ્ઞા ઉઠાવવાને હાજર રહેતી. આ સર્વ દાસીઓની ઉપર દેખરેખ મહાલક્ષ્મીની હતી. લક્ષ્મીએ અંદર-ખાનેથી વસંતને ધૈર્ય ધરવાનું સૂચવ્યું હતું. વસંતની દરેક બાબત તે રણમલને જણાવતી. તેણે રણમલને કહ્યું હતું કે જયાં સૂધી હું જીવું છું ત્યાં સૂધી વસંતને દુઃખી થવા દઇશ નહિ. દુષ્મનોથી તેનું ગમે એ પ્રકારે રક્ષણ કરીશ. વસંતની પાસે લક્ષ્મી છે જાણી રણમલને કંઇક આનંદ થયો હતો. આવી રીતે લગભગ ત્રણ માસ વીતી ગયા હતા. આ

અરસ્સામાં વસંતને કંઇને કંઇ વિત્યુ હતું. રાણી કળાવતીએ તેને અનેક લાલચો બતાવી દુર્જનસાલ સાથે પરણવાને સમજાવી હતી; પણ વસંત આર્યબાળાવીર પુત્રી હતી, તે પોતાનો ધર્મ શું છે એ સારી પેઠે સમજતી હતી. તે આજકાલની સ્ત્રીઓ કે જે ક્ષણીક સુખની લાલચોથી લલચાઈ પોતાનો અમુલ્ય ધર્મ વિસારે તેવી તે નહોતી. ધર્મ ત્યાગવાનો સમય આવતાં પ્રાણ આપવા તે તત્પર હતી. રાણીએ તેને અનેક પ્રકારે સમજાવી પણ બધું પત્થર પર પાણી. દિવસો વિતતાં વસંત રાણીને ખુલ્લી રીતે ધીક્કારવા લાગી. આથી રાણીએ તેને મળતું સુખ ધીમે ધીમે ઓછું કરી નાખ્યું. દુઃખ પડવાથી તે માનશે ધારી કળાવતીએ તેને દિવસમાં એકજ વખત ખાવાનું આપવાનો હુકમ કર્યો. પરંતુ પ્રભુ ઘણો દયાળુ હોય છે તે કોઇએ ભૂલવું જોઈતું નથી. લક્ષ્મી વસંતને પ્રાણ સમાન ચાહતી. તે તેને ભૂખે કેમ રાખે? લક્ષ્મી હમેશાં તેને મિષ્ટ અન્ન જમાડતી. વસંત હિંમતથી દિવસો નિર્ગમન કરવા લાગી. દુર્જનસાલ હમેશાં તેની પાસે આવતો અને અનેક પ્રકારે વસંતને સમજાવતો; પણ સઘળું ફોકટ. દિવસો વિતતાં વસંત તેનું અસહ્ય અપમાન કરવા લાગી. તે દુર્જનસાલને જોતાંજ કૃતાંત રૂપ બની જતી. દુર્જનસાલ હોંશ ભર્યો આવતો; પણ તેનું ચંડીકા સમાન રૂપ જોઇ નિરાશ થતો. તેણે લક્ષ્મીને અને વસંતની સેવામાં રહેલી દાસીઓને અનેક લાલચો આપી વસંતને સમજાવવાનું સૂચવ્યું હતું. ઘણા દિવસો વિત્યા પણ દુર્જન તેના એકે પ્રયત્નમાં ફાવ્યો નહિ. અંતે તેના મોહે ક્રોધનું રૂપ પકડયું. તેણે વસંતને જણાવી દીધું કે તને પંદર દિવસની મુદતલ આપવામાં આવે છે. હું આજથી પંદરમા દિવસની રાત્રિએ આવીશ અને જો તું તે વખતે મારા પ્રેમનો સ્વીકાર કરીશ તો ઘણીજ સુખી થઇશ, નહિ તો બળાત્કારથી ભ્રષ્ટ થઇશ. હું તે સમયે તને છોડનાર નથી. આટલું કહી તે બદમાસ ચાલ્યો ગયો. વસંત દુઃખી દિલે દિવસો નિર્ગમન કરવા લાગી.

---

# પ્રકરણ ૧૪ મું.

## દેવી અને દાનવ.

શીયળને રક્ષવા માટે સતીયો પ્રાણ આપે છે;
ઝુકાવી ગર્દનોને પ્રાણનો પણ પ્રાણ આપે છે.
સતી નારી નીજ જીવનની પરવા જરા કરતી નથી,
જે વરી એકજ નાથને તે અન્યને વરતી નથી.

દુષ્ટાત્મા દુર્જનસાલની કુટિલ વાસનાથી વસંત એકાન્ત વાસમાં કેદ થઇ હતી. તેની પાસે લક્ષ્મી વફાદાર અને માનીતિ હતી. રાણી કળાવતીની તે ખાસ પ્રીતિ પાત્ર રહેતી. વસંતને સમજાવવાને માટે દુર્જનસાલે તેને સૂચના કરી હતી. લક્ષ્મી પવિત્ર હતી; તે ભિવષ્યમાં રણમલની હૃદયદેવી થનારી હતી. તે વસંતને સમજાવવાના બહાને દાસીઓને બહાર કાઢી ઘણી વખત વસંતની પાસે બેસી રહી આશ્વાસન આપતી હતી. વસંતને જે સ્થળે રાખવામાં આવી હતી; ત્યાં નીચેના ભાગમાં અનેક સશસ્ત્ર સૈનિકોનો પહેરો મૂકી દીધેલો હતો. પહેરેગીરો મહેલની ચારે તરફ આંટા મારતા હતા. આજે દુર્જનસાલની મુદત પુરી થનાર હોવાથી વસંત વિચારશિલ બની મહાન ચિંતામાં ગરકાવ થએલી હતી. પાપીના અત્યાચારથી મારૂં રક્ષણ કોણ કરશે? આજે મારૂં શું થશે? વગેરે અનેક પ્રકારના વિચારો તેના મનમાં થવા લાગ્યા. વસંત જો કે હિંમતવાન બાળા હતી; પણ આખરે અબળા. તેણે અનેક વિચારો કરી જોયા પણ એકે રસ્તો જણાયો નહિ. આ વખતે લક્ષ્મી તેની પાસે નહોતી. લક્ષ્મી દુર્જનસાલે બોલાવવાથી તેની પાસે ગઇ હતી, વસંતના ઓરડાની બહાર દાસીઓ બેસી રહી વિવિધ પ્રકારનો વાર્તાલાપ કરી રહી હતી. વસંત વિચારમાં ને વિચારમાં આમતેમ આંટા મારતી હતી. આમતેમ આંટા મારતી દુઃખી બાલીકા ઓરડાની પછીતે આવેલી એક

નાની બારી પાસે ગઈ. તે બારીમાંથી બહારનો સઘળો દેખાવ જોવાતો હતો. વસંતે નીચે નજર કરી તો અસંખ્ય સિપાહીઓ મહેલની પ્રદક્ષિણા કરતા જણાયા. ત્યાંથી દૃષ્ટિ ખેંચી લઇ વસંતે દૂર નજર કરી તો પ્હાડનાં ગગન ચુંબીત શીખરો નજરે પડયાં. મધ્યાન્હકાળનો સમય હતો. સૂર્ય ભગવાન સખ્ત તાપે તપી કુટિલ જનો પર કુપિત થયા હોય એમ જણાતા હતા. ઉન્હાળાના દિવસો હતા. ઉની લુ વાતી હતી. પ્હાડોનાં શીખરો પર જ્વાળાઓ નીકળતી હોય એમ જણાતું હતું. કોઇ પણ માણસ–જાનવર યાતો પંખી નજરે પડતું નહિ. વસંત મધ્યાન્હ સમયનો દેખાવ ઘણી વાર જોઇ રહી. આખરે તેણે એક દિર્ઘ નિઃશ્વાસ નાખી આત્મગત બોલવા માંડયું, "પરમાત્મન! તમારી અકળીત કળાને આ રંક બાળાનાં પ્રણામ છે. હા! હું કોણ? કયાંની રહેનાર? અત્યારે હું કોણ? મારી આ કેવી અવદશા? અરે મારા કરતાં પશુ પંખીઓ પણ ઘણાં સુખી છે કે જેઓ સ્વતંત્રતાથી મયદાનમાં ફરી હરી શકે છે. હું મનુષ્ય છું પણ હાલ એવા સુખથી વિમુખ છું. પાપીના આ નરકાગારમાં નિવાસ કરવાથી અરે કેદ પૂરાવાથી મારૂં હૃદય ઉથલ પાથલ થઈ જાય છે. આજે પાપીની મુદત પૂરી થાય છે. પિશાચ રાત્રિએ આવશે; મારો વિચાર પૂછશે; હું શું જવાબ આપીશ? એક પવિત્ર બાળા પાપીને શો જવાબ આપે? મારા જવાબથી તેને સંતોષ મળશે નહિ. પરીણામ જુદુંજ આવશે. તેમાં મારા દેહનો અંત આવશે. આ સિવાય બીજો એક પણ રસ્તો નથી કે જેથી હું મારો ધર્મ સંભાળી શકું. પાપીને ધર્મની કિંમત નથી. ધર્મ શું વસ્તુ છે તે હું યથાર્થ જાણું છું. ધર્મના નાશથી આ પ્રાણનો પણ નાશ છે. ધર્મ ત્યાગથી જીવન ઝેરમય છે. મારે મારા ધર્મના સંરક્ષણને માટે આ દેહનો આજે અંત આણવો પડશે. વિજય! વ્હાલા હૃદયદેવ! તારી વસંતના તને છેલ્લા પ્રણામ છે. તે આજે હતી ન હતી થઈ જશે. વ્હાલા! મારા મરણ સમાચાર મળતાં તું દુઃખી થઇશ નહિ. તારી

વસંત ધર્મના માટેજ મરીને સ્વર્ગમાં ગઇ છે એમ માની ખુશી થજે. હું તારી રાહ સ્વર્ગમાં જોઇશ. વ્હાલા, પ્રિયતમ ! તું ક્યાં હોઇશ ? હું શું કરૂં ? મારૂં હૃદય મુંઝાય છે—જીવ ગભરાય છે. હા રામ શું કરૂં ?" આમ બોલતી વસંત નીચે બેસી રડવા લાગી. આ વખતેજ લક્ષ્મી આવી પહોંચી. બહાર બેઠેલી સેવીકાઓ ઉભી થઇ. લક્ષ્મીએ દરેકને જુદાં જુદાં કામ સોંપી ત્યાંથી રવાના કરી દીધી. બાદ તે વસંતની પાસે આવી. વસંતને રડતી જોઇ તેને ઘણું લાગી આવ્યું. તેણે વસંતની છેક નજીક જઇ સ્વહસ્તે તેનાં અશ્રુ લુછી કહ્યું, " બહેન ! તું સમજુ છે; છતાં શા માટે રૂદન કરી આત્માને દુઃખી કરે છે ? આવી રીતે રડવાથી તારૂં કષ્ટ ઓછું થનાર નથી. હિંમત રાખ."

" લક્ષ્મી ! મારી વ્હાલી બ્હેન ! હું શું કરૂં ? મારી હિંમત હરાઈ ગઇ છે, મારો જીવ ગભરાય છે."

" વસંત ! શાન્ત થા. દુઃખમાં આવી રીતે ગભરાવું જોઇએ નહિ. પ્રભુ સૌ સારૂં કરશે."

" પ્રભુ પરથી શ્રદ્ધા હવે ઉડી જાય છે. આજે પાપી આવશે. આજનું પરિણામ આ દેહના નાશમાં આવશે."

" પ્રભુ એવું પરિણામ નહિજ લાવે." લક્ષ્મીએ આશ્વાસન આપ્યું.

" બ્હેન ! મને મારો અંતકાળ નજીકમાં ભાસે છે. લક્ષ્મી ! મારા મરણ પછી તું મારા વિજયને જણાવજે કે વસંત મરતી વખતે તનેજ યાદ કરતી સ્વર્ગે સીધાવી છે. તે......"

વસંતને વધુ બોલતી અટકાવી લક્ષ્મીએ કહ્યું, " આજે તું આમ અસ્વસ્થ શામાટે થાય છે ?" આગળની સતી સન્નારીઓએ તારા કરતાં પણ અધિક સંકટો સહન કર્યાં. છતાં હિંમતવાન થા. દુર્જનસાલથી કંઇપણ થનાર નથી. વસંત ! બ્હેન ! ધીરજ ધર. દુઃખનો છેડો સુખમાંજ આવશે. તું એમ માનતી હોઇશ કે દુર્જનના અત્યાચારથી મરવું પડશે. પણ ના, જો

મારી પાસે આ શું વસ્તુ છે ?–" આમ કહી લક્ષ્મીએ સોડીયામાંથી એક તીક્ષ્ણ કટાર બહાર કાઢી આગળ કહેવા માંડ્યું, "જોઆ ઝેરી કટાર છે. આજે જે સમયે દુર્જનસાલ અહિં તારી પાસે આવશે, તે વખતે હું આ ઓરડાની નજીકમાં છૂપાઇ રહીશ. બાદ દુર્જનસાલ હઠીલો થઇ તારી પર જુલ્મ ગુજારવા તપ્તર થશે કે તરતજ હું મારી જગ્યાએથી નીકળી આવી તેના કલુષિત હૃદયમાં આ ઝેરી કટાર ભોંકી દઇ તેને નર્ક-સ્થાનમાં મોકલી આપીશ. વસંત ! તારા બચાવને અર્થે હું મારા દેહનું બળીદાન આપીશ; પણ તને બચાવીશ. મારા હૃદયમાં સત્ય છે. સત્ય ધર્મને હું જાણું છુ. સત્યનો સ્હાયક ભગવાન છે. તેજ આપણી વ્હારે આવશે. માટે સ્વસ્થ થા. જે પળે જે થવાનું હશે તે એની મેળે જ થઇ રહેશે. હું........"

લક્ષ્મી આગળ કહે એટલામાં નીચે કંઇ ગરબડ થતી હોય એમ સંભળાયું. તરત લક્ષ્મી ત્યાંથી ઉઠી બહારના જરૂખામાં આવી નીચે જોવા લાગી તો તેને જણાયું કે એક ભગવાંધારી યોગિની હાથમાં સારંગી પકડી કંઇક ગાવાની શરૂઆત કરે છે; પણ પહેરે-ગીરો તેને ગાવા નહિ દેતાં તેને ત્યાંથી જતા રહેવાનું કહી રહ્યા છે. પણ તે યોગિની હઠીલી થઇ ત્યાંથી ખસતી નથી. પહેરેગીરો ગુસ્સે થઈ તેને ધક્કા મારી કાઢી મૂકવાને તૈયાર થયા, પણ એટલામાંજ ઉપ-રથી જોઇ રહેલી લક્ષ્મીએ પહેરેગીરોને અટકાવી તે યોગિની બાળાને ગાવાનું સૂચવી વસંતને ત્યાં બોલાવી. વસંત–લક્ષ્મી જરૂખામાં ઉભાં રહ્યાં. યોગિનીએ સારંગીના સૂર મેળવવા માંડયા. યોગિની યુવાન હતી. તેનું મુખકમળ ગૌર હતું. કપાળપર ભષ્મનું લેપન કરેલું હતું. માથાના વાળ છૂટા હતા. ભષ્મના લેપનથી ગૌર લલાટ વધુ દિવ્ય ભાસતું હતું. ગળામાં માળાના થોકડા નાંખેલા હતા. આવી ગૌર યોગિની સૂર એકત્ર થતાં કોમળ કંઠે ગાવા લાગી. સઘળાં શાન્તિથી તેનું મધુરૂં ગાન શ્રવણ કરવા લાગ્યાં. ગાન આ પ્રમાણે હતું.

જુઠી સંસારની બાજી, પીલાએ પાપમાં પાજી,

દશા ફુલવાડીયો તાજી, ન રહેવાની સદા સાજી.
બહુ બહુ કળીયો વિધવિધ રંગી,
ખીલી સકળ કરમાયેરે.
સંધ્યા કેરા રંગ સોનેરી, સંધ્યા માંહી સમાય. જુઠી.
ફંદી ફંદે ફરે ફટકતો, ફોગટ ફટ ફૂલાયરે,
મર્કટ મદીરા પાન કરીને મસ્તાન મુવાશીદ થાય. જુઠી.
ચેત ચેત તું ચેતન મ્હારા, ચેતાવું ચિત માંહિરે,
કહો પંખીડા મરણ પાંખથી, કોઇ બચ્યું છે કયાંય. જુઠી.

ગાન પૂર્ણ કરી યોગિનીએ વસંત–લક્ષ્મી તરફ ઉંચે દૃષ્ટિ કરી. તેની આંખ્યોમાં અપૂર્વ તેજ લક્ષ્મીને જણાયું. યોગિનીના જોવામાં કંઇક ફેર છે એમ લક્ષ્મીને લાગ્યું. યોગિની હજી પણ ઉંચે જોઇ રહી હતી. લક્ષ્મી અને તેની દૃષ્ટિ એક થઇ. યોગિનીએ તરત આંખ્યો નીચે ઢાળી દીધી. લક્ષ્મીને કૌતુહલ થયું. તરત તેણે યોગિનીને ઉપર આવવાનું સૂચવ્યું. મંદ મંદ પગલાં ભરતી યોગિની ઉપર આવી. લક્ષ્મીએ તેને આસન આપ્યું. યોગિની આસનપર બેઠી. આ વખતે ઉપર અન્ય કોઇ હતું નહિ. યોગિનીએ આસપાસ જોઇ ભગવા અંચળામાંથી એક ડબ્બી કાઢી લક્ષ્મી તરફ ફેંકી. તત્કાળ લક્ષ્મીએ તે ડબ્બીને ઉપાડી લઈ છૂપાવી દીધી. હવેજ લક્ષ્મીને ખાત્રી થઈ કે યોગિની કોઇ ભેદી માણસ છે. તેના જોવામાં જે ફેરફાર હતો; તે હવે કળાયો. લક્ષ્મીએ તેને પૂછવા મુખ ઉંચું કર્યું કે તરત દાસીઓ ત્યાં આવી બેઠી. દાસીઓ અને પહેરેગીરોને યોગિનીનું ગાન ઘણું જ પ્રિય લાગ્યું હતું. સઘળાંની મનોવૃત્તિ બીજું ગાન સાંભળવાની હતી. પહેરેગીરો પણ નીચેના ભાગમાં એકત્ર થઇ ઉભા હતા. લક્ષ્મીએ યોગિનીને બીજું ગાન ગાવાને કહ્યું. યોગિનીએ અન્ય સંગિત ઉપાડયું. સર્વ આનંદથી સાંભળી રહ્યાં.

ચીંતા મુરખ નર શું કરે, લખ્યું લલાટે થાય,
કોડ કરો ઉપાય થાય શું ? કર્મ છૂપ્યું ન છૂપાય. ચીંતા.

કંઇક જન્મમાં કર્મ કર્યાથી, કર્મ સદાય બંધાય,
વાવ્યું તેવું છે લણવાનું, વિશ્વ વિભુનો ન્યાય.... ચીંતા.
બાવળીયા વાવી મૂક્યા ત્યાં, કેમ ગુલાબ ચુંટાય,
ઉગ્યું ગુલાબ પછી ના નહી તે, વાળમાં બદલાય.... ચીંતા.
જાર કરાવી જમે ચોપડે, ક્યમ મોતી મંગાય ?
મોતી દીધાં તો મળશે મોતી, શીદ ખોટો શંકાય ?... ચીંતા.

શ્રી સત્યનારાયણ.

સંગિત સમાપ્ત કરી યોગિની જવાને ઉભી થઇ. લક્ષ્મીએ તેને કંઇક આપવાના ઇરાદે કહ્યું, "દેવી! ભીક્ષા તો લેતાં જાવ ?"

"હું કંઇ પણ ભીક્ષા લેતી નથી. પ્રભુ સર્વદા મારૂં પૂરૂં કરે છે."

"ત્યારે આવી રીતે વિના સ્વાર્થે ગાન સંભળાવવા—ગાવાનું શું કારણ?"

"જગતમાં અજ્ઞાનના અંધકાર નીચે દબાએલાં મનુષ્યોને સંગીત દ્વારા શુભ ઉપદેશ આપી પરમાત્માનું ભાન કરાવવું એ મારો ઉદ્દેશ છે અને તે કારણથીજ હું પૃથ્વી પર ભ્રમણ કરી નારાયણનાં ગાન ગાયા કરૂં છું. હું સ્વાર્થને માટે કંઇ કરતી નથી. સાધુનો ધર્મ છે કે તેણે પોતાના દરેક સ્વાર્થનો ત્યાગ કરી જન સમાજનું કલ્યાણ કરવું. જે સાધુ સ્વાર્થ રાખે છે; તે સાધુ નહિ પણ અસાધુ છે. લ્યો હવે હું રજા લઉં છું. પરમાત્મા સૌનું કલ્યાણ કરો." કહી યોગિની ત્વરીત ગતીએ નીચે ઉતરી અને નીચું નિહાળી જવા લાગી. તેની પ્રશંસા કરતાં દરેક જણ તેની પીઠ પાછળ જોઈ રહ્યાં. યોગિની દેખાતી બંધ થઇ. સૌ પોતપોતાના કાર્યમાં પ્રવૃત્ત થયાં. લક્ષ્મી વસંતને લઇ ઓરડામાં ગઈ. દાસીઓ અન્ય કાર્ય કરવામાં ગુંથાએલી હતી. લક્ષ્મીએ ઓરડાનાં દ્વાર બંધ કરી યોગિનીએ આપેલી ડબ્બી કાઢી ઉઘાડી; તો તેમાંથી એક કાગળની નાની ચિઠ્ઠી નીકળી અને ચિઠ્ઠીની નીચે કંઇક સફેત પદાર્થ

માલમ પડયો. લક્ષ્મીએ ચિઠ્ઠી વાંચવા માંડી. તેમાં લખેલું હતું કે; "આજે દુર્જનસાલ રાત્રિના બીજા પ્રહરે વસંતની પાસે આવી તેની કુટિલ વાસના પૂર્ણ કરવાનું કહેશે. તેણે આજે દ્રઢ નિશ્ચય કર્યો છે, પરીણામ ભયંકર આવશે; પણ તે પહેલાં વસંતના બચાવને અર્થે આ ડબ્બીમાં ચમત્કારી દવા મોકલી છે. તે દવાના ઉપયોગથી વસંત પોતાનું શિયળ બચાવી શકશે અને પાપીના આવાસમાંથી સદાને માટે મૂક્ત થશે. આ દવામાં એવો ગુણ છે કે તે ખાવાથી મનુષ્ય શબતુલ્ય બની જાય છે. તેની એ શબતુલ્ય અવસ્થા ચોવીસ કલાક સુધી રહે છે; બાદ તે ધીમે ધીમે સાવધ થઇ પોતાની અસલ સ્થિતિમાં આવે છે. વસંતને આ દવા ઘણી ઉપયોગી છે. આ દવાના સેવનથી તે પોતાના શિયળનું રક્ષણ કરી પાપીના પિશાચખાનામાંથી મૂક્ત થઇ શકશે. આજે દુર્જનસાલ તેની પાસે જરૂર આવશે, તે પહેલાં એક કલાક અગાઉ આ દવા ગરમ કરેલા દુધમાં નાખી વસંતે પી જવી. તે પછી લગભગ દોઢ કલાકે વસંત અચેતન બની જમીન પર પડશે. દુર્જનસાલને અને અન્ય મનુષ્યોને તેનો દેહ નિર્જીવ જેવો જણાશે. આ પછી તેના દેહને બાળવા નીમીતે સ્મશાન ક્ષેત્રમાં લાવજો. શબ લાવનાર આપણા માણસો હોવા જોઇએ. તે કામ રણમલ કરી શકશે. પછી શું કરવું તે તે વખતે જોવાશે." લક્ષ્મી આવું વાંચતાં અજબ થઇ. તે થોડીકવાર ઉંડા વિચારમાં પડી. વસંતે તેના તરફ દૃષ્ટિ કરી વિચાર વશ થવાનું કારણ પૂછ્યું. પ્રત્યુત્તરમાં લક્ષ્મીએ વાંચેલી ચિઠ્ઠી તેના હાથમાં આપી વાંચવાને સૂચવ્યું. વસંત ધ્યાન પૂર્વક વાંચી ચિઠ્ઠી લક્ષ્મીને આપતાં બોલી, "બહેન! આ ચિઠ્ઠી અને દવા મોકલનારે મારી ઉપર મહાન ઉપકાર કર્યો છે. હું ભયાનક સંકટમાં ઘેરાએલી હતી અને હજી છું. મ્હેં ઘણા વિચાર કરી જોયા પણ બચાવની એક પણ બારી જણાઇ નહિ. આથી હું નિરાશ બની છેવટે આત્મત્યાગના નિશ્ચય પર આવી છું. પણ પ્રભુ ઘણો દયાળુ છે. મારી અવિચળ શ્રદ્ધા ફળી

અને તેના પ્રતાપેજ તે યોગીનીસ્વરૂપ પ્રભુએ અત્રે આવી આ દવા આપી. લક્ષ્મી ! હું આ ઝેરને આનંદથી પી જઇશ.” આમ બોલતાં વસંતના મુખ પર કંઇક આનંદની ઉર્મીઓ જણાવા લાગી. લક્ષ્મીએ ખૂબ વિચાર કરી અંતે આ દવાજ વસંતનો બચાવ કર્તા છે એમ નિર્ણય કરી દવા વસંતને આપવા સંમત થઇ. તેણે ચિઠ્ઠીને ફાડી તેના બારીક કટકા કરી ફેંકી દીધા. છેવટે રાત્રિ પડી. દીપકો પ્રકટ થયા. વસંતે રાત્રિનો દેખાવ અવલોકયો. હા ! આજ રાત્રિ ! હમણાં પાપાત્મા આવશે. આ કાળી રાત્રિ મારા દેહને શબતુલ્ય બનાવી પ્રાણને પોતાના અંધકારમાં અદશ્ય કરશે. લાવ સઘળી તૈયારી કરૂં.” વસંતે સારાં વસ્ત્ર ધારણ કર્યાં. લક્ષ્મીએ દૂધ તૈયાર કરી અંદર દવા મેળવી. પછી તે દુધને એક પાત્રમાં કાઢી લક્ષ્મીએ વસંતના હાથમાં આપ્યું. લક્ષ્મીનું હૃદય ધબકવા લાગ્યું. તેની આંખ્યોમાં ઝળઝળીયાં ભરાઇ આવ્યાં. વસંતની પણ એવીજ અવસ્થા થઇ રહી હતી. તેણે દુધના પ્યાલાને એક ટેબલ પર મૂકી લક્ષ્મીને કંઠે વળગી ગદ્દગદ્દ કંઠે કહ્યું, “બ્હેન ! અત્યારે તો મારૂં આ છેલ્લુંજ મિલન છે. ત્હેં મારે માટે કોઇનાથી ન બની શકે એવું કર્યું છે. હું અત્રે જે કાંઇ સુખી હતી તે તારા પ્રતાપેજ હતી. પ્રભુ તારૂં કલ્યાણ કરો. લક્ષ્મી ! હું ધર્મના બચાવને અર્થે આ વિષપાન—અરે અમૃત પાન કરૂં છું. આ અવસ્થામાં મારૂં કદાચ મૃત્યુ થાય તો મારાં હૃદયજનોને મારા સમાચાર આપજે. અને કદાચ જીવન ટકશે તો આપણે પુનઃ મળીશું. હાલ તો તને મારા છેવટનાજ પ્રણામ.” આટલું કહેતાંજ વસંતે પ્યાલો ઉપાડી મુખે માંડયો અને જોત જોતામાં દવા પી ગઇ. લક્ષ્મીએ આંખ્યો લ્હોઇ તેને પાન બનાવી આપ્યું. દવા પેટમાં ગઇ. તરત ચિંતા અને શોકથી ગમગીન બનેલી વસંતનું મુખ પ્રફુલ્લ જણાયું. તેની ઉંડી ઉતરેલી આંખ્યો ચળકવા લાગી. તે આનંદમય વદને ટેબલ પર પડેલી એક સુંદર મૃતિકાની પુતળીને હાથમાં લઇ જોવા લાગી. લક્ષ્મી તેની પાસે બેસી રહી હતી. સમય વિતવા લાગ્યો.

એક કલાક પસાર થયો. વસંતની આંખ્યોમાં નિસો જામવા લાગ્યો. આંખ્યો રક્ત થવા લાગી. વસંતને ખૂબ આનંદ જણાયો. તે હસતી હતી. પણ જેમ સમય જતો તેમ લક્ષ્મી ગભરાતી. તે વારંવાર વ્યાકુળ વદને વસંત તરફ જોતી. આ અરસ્સામાંજ એક દાસીએ આવી જણાવ્યું કે સરદાર દુર્જનસાલ પધારે છે.”

લક્ષ્મી જવાબ આપે તે પહેલાંજ વસંતે કહ્યું; “જા, તે નામદારને જલ્દીથી આવવાનું સૂચન કર.”

લક્ષ્મી આ સાંભળી અજબ થઇ. દાસી ચાલી ગઇ. થોડીવારે સરદાર દુર્જનસાલ તેની ખૂની આંખ્યો નચાવતો ત્યાં આવી ઉભો. લક્ષ્મીએ એક વિરામાસન ત્યાં ગોઠવ્યું. દુર્જને તેની પર સ્થાન લઈ લક્ષ્મીને બહાર ચાલ્યા જવાની આજ્ઞા કરી. લક્ષ્મી એક ધિક્કારમય નજર ફેંકી ત્યાંથી ચાલતી થઇ અને ઓરડાની એક જાળીમાંથી અંદરનું દસ્ય જોઈ રહી. ઓરડામાં દુર્જન અને વસંત એકલાં રહ્યાં. દીપક ઝગઝગાટ પ્રકાશી રહ્યો હતો. વસંત હજી પણ પુતળીની સાથે રમત કરી રહી હતી. દુર્જનસાલ અનિમેષ દ્રષ્ટે મુછોમાં મંદમંદ હસતો વસંતની ચેષ્ટા અવલોકી રહ્યો હતો. તે વસંતના આજના અરે અત્યારના વર્તનથી ઘણો આનંદ પામ્યો હોય એમ જણાતો હતો. તે તેની વિકારવશ આંખ્યો વડે વસંતના રૂપ માધુર્યનું પાન કરી રહ્યો હતો. બન્ને મૌન્નતાથી બેસી રહ્યાં હતાં. સમય વતતાં દુર્જને મૌન્ન ત્યાગી બોલવાની શરૂઆત કરી કહ્યું, “વસંત?”

“કેમ શું કહો છો?” વસંતે તેની તરફ નજર કરી કહ્યું.

“વારંવાર શું કહું? અનેક વખત કહ્યું છે? હું ધારૂં છું કે આજે તમે નિશ્ચય ઉપર આવી ગયાં હશો?” દુર્જનસાલે પૂછ્યું.

“હા, મારો જે નિશ્ચય છે એ તો હજી કાયમજ છે?’ વસંતે સ્પષ્ટ ઉત્તર આપ્યો.

“ત્યારે શું મારી આશા પૂર્ણ નહિ થાય? વસંત! વિચાર

કર? હું તને ઘણુાજ પ્રેમથી ચાહું છું. હું તારી પૂજા કરીશ. મારા સર્વસ્વની માલીક બનાવીશ." દુર્જને સમજાવવા માંડ્યું.

"જે હૃદય એકને અપાઈ ચૂક્યું છે; તે હવે અન્યનું નહિ થાય. દુર્જનસાલ! શા માટે દુરાગ્રહ કરો છો અબળાને ત્રાસ આપનાર મહાન દુઃખી થાય છે. તમે મોટા સરદાર છો, જ્ઞાની છો, છતાં શા માટે અઘટિત પગલું ભરી રહ્યા છો? દુર્જનસાલ! હું તો તમારી પુત્રી સમાન ગણાઉં; તેની પર તમારે આવી કુટિલ દૃષ્ટિ કરવી ઘટે નહિ."

"સુંદરી! હું તને સ્પષ્ટ જણાવી દઉં છું કે હું તારા સૌન્દર્ય પર દિવાનો થયો છું. મને તારા ગૌર વદને છતી આંખ્યોએ અંધ બનાવ્યો છે. તારા ઉપદેશમય શબ્દો મને કંઈ પણ અસર કરી શકે એમ નથી. માટે સમજી જા. હું આજે નિશ્ચય કરીનેજ આવ્યો છું. જો તું રાજી ખુશીથી મારી ઇચ્છાને આધીન થઈશ તો આપણા સુખમાં કંઇ પણ ખામી રહેશે નહિ. બન્નેનું મન રાજી હોય અને જે સુખ અનુભવાય તે સ્વર્ગ કરતાં પણ અધીક ગણાય. હું તેમજ ઇચ્છું છું અને તેથીજ તને સમજાવી રહ્યો છું. પણ જો તું તારી સ્ત્રી હઠ પકડી રાખીશ તો હું તારી પર બળાત્કાર વાપરી મારી ઇચ્છા પૂર્ણ કરીશ."

"સરદાર! તું પુરૂષ છે, હું અબળા છું. તું બળવાન છે, હું નિર્બળ છું. તું એક અબળાને જેટલો ત્રાસ આપવા ધારીશ એટલો આપી શકીશ; પણ સ્મરણમાં રાખજે કે આ અત્યાચારનો જવાબ તારે એક દિવસે જરૂર આપવોજ પડશે. તું જેની આગળ તારી કુટિલ ઇચ્છા જાહેર કરી રહ્યો છે; તેને તું કોઇ તારા જેવા કુટિલ વિચારવાળી વનિતા સમજીશ નહિ; પણ તારી આગળ ઉભેલી બાળા પવિત્ર માબાપની પુત્રી છે; સિંહણનું સંતાન છે. તે તારા જેવા નરાધમની છાતીમાં લાત મારી મરશે; અને પોતાનું અમૂલ્ય શીયળ સંભાળશે." આટલું બોલતાં વસંતનું મુખ લાલચોળ બની ગયું.

દવાની અસરને હવે થોડોક સમય બાકી હતો. ધીમે ધીમે દવાનું ઘેન સર્વાંગે વ્યાપતું હતું. તેની આંખ્યોએ અંધકાર–પ્રકાશ જણાતો હતો. વસંતે ઝગઝગાટ બળતા દીપકને વધુ સતેજ કરી પુનઃ કહેવા માંડ્યું, "દુર્જનસાલ! બોલ, શું વિચાર છે? તારે મને બળાત્કારથી ભ્રષ્ટ કરવી છે?"

"જો તું ખુશીથી મારી વૃત્તિને શરણ થઇશ તો મારે બળાત્કાર વાપરવાની કંઈ જરૂર નથી."

"એમ! વારૂ દુર્જનસાલ! જો ચાલાક કારીગરના હાથે બનેલી આ પુતળી કેવી સુંદર છે?" વસંતે સમય ગૂમાવવા નવી વાત ઉપાડી.

"આ પૂછવાનું અત્યારે શું પ્રયોજન છે?" દુર્જને પૂછ્યું.

"આ પ્રશ્નનો ઉત્તર મને યથાર્થ મળશે તો હું મારા વિચારને ફેરવી તને અનુકૂળ થઇશ."

"ભલે; જે પૂછવું હોય તે પૂછો?" દુર્જને આનંદીત વદને કહ્યું.

"બોલો; આ પુતળી કેવી સુંદર જણાય છે?"

"ઘણીજ સુંદર; તેને જોતાં આંખ્યો ઠરે છે." દુર્જને જવાબ આપ્યો.

"અને હવે?" આમ પૂછતાંજ વસંતે પુતળીને હાથમાં ઉપાડી જોરથી જમીન પર પછાડી કે જેથી તેના અનેક કટકા થઈ ગયા. દુર્જન વિસ્મયતાથી તેના એ કાર્યને જોઇ રહ્યો. પુનઃ વસંતે પૂછ્યું, "સરદાર! કહો તે સુંદર પુતળી હવે કેવી દેખાય છે?"

"તમે તેને ભાંગી નાંખી. તે પુતળીનો નાશ થયો; તેના રૂપ-રંગનો નાશ થયો અને તેના કટકા થયા. તો હવે મારાથી તે સુંદર છે એમ કેમ કહી શકાય?"

"ખરેખર કહ્યું. ત્યારે સમજો કે તમે અત્યારે જે મારા આ શરીરપર મોહાંધ થયા છો; તે શરીર નાશ પામે અગર કુરૂપ બને

તો તમને કેવું લાગે ? દુર્જનસાલ ! તમારી આંખ્યો આગળથી અંધકારનો પડદો અલગ કરો અને સમજો કે મારૂં આ રૂપ ક્ષણીક છે. મારો આ નાશાવંત ગૌરદેહ આખરે નાશ પામી અગ્નિને આધીન થનારો છે. આવા આ મલીન દેહ ઉપર શામાટે આશક્તી ધરાવી તમારો અમૂલ્ય માનવ જન્મ એળે ગુમાવો છો ?" આટલું બોલતાં વસંતનો કંઠ રૂંધાયો, તેના કંઠે શોષ પડવા માંડયો. જીવ ધીમે ધીમે ઉંડાણુમાં ઉતરવા લાગ્યો. આંખે અંધારાં વળી લાલ પીળાં જણુવા લાગ્યાં. શરીર નીચે પડું-પડું થઇ રહ્યું. હવે સમય સમિપ આવી પહોંચ્યો છે ધારી વસંતે અપૂર્વ ધૈર્યથી શરીરને નીચે પડતું અટકાવી તિવ્ર સ્વરે પૂછ્યું, "બોલ, ઓ મતીમંદ! હજી તું આ શરીરને ચાહે છે ?"

"હા, તારા સૌંદર્યમય શરીરને હૃદય સાથે દાબવા હું અત્યંત ઉત્સુક છું." નિર્લજ્જે જવાબ આપ્યો. તત્કાળ વસંતે બે હાથે પોતાનું ગળું ખુબ દબાવ્યું અને પછી રૂંધાતા કંઠે બોલવા માંડયું, "લે, ઓ નારકી જીવ ! લે, આ મારો દેહ હું તને સમર્પણ કરૂં છું. પ્રભુ આ અત્યાચારનો બદલો જરૂર લેશે. હું......" વસંત આગળ બોલી શકી નહિ. એકાએક તેને લોહીની ઉલટી થઇ અને તેની સાથે જ એક કારમી હૃદયભેદક ચીસ નાખી વસંત જમીન પર પડી જડ-વત્ બની ગઇ. આ બધું થોડીવારમાં બન્યું. દુર્જન તત્કાળ વસંતની નજીક દોડયો. શરીર ઠંડુ પડેલું જણાયું. દુર્જને વ્યાકુળતાથી-ગભ-રાટથી તેના શરીરને તપાસ્યું પણ પ્રાણ હોય એમ જણાયું નહિ. પાપી ગભરાયો. વસંતની આંખ્યો ફાટેલી હતી. મુખ પહોળું થઇ ગયું હતું. "હા ! હઠીલી અબળાએ અંતે આત્મઘાત કર્યો." આટલું મનમાં બોલી તેણે બૂમ પાડી સેવકોને બોલાવ્યા. પ્રથમ લક્ષ્મી દોડી આવી. તે બ્હાવરાની માફક વસંતના શરીરપર હાથ ફેરવવા લાગી. શોરબકોર થઇ રહ્યો. દુર્જને એક સેવકને રાજવૈદ્યને અને બીજાને રાણીને બોલાવવા દોડાવ્યો. વૈદ્ય અને રાણી રણમલ સાથે થોડીવારે ત્યાં આવી પહોંચ્યાં. રાણીએ વસંતના શરીર તરફ સામે જોયું. રાણી અબળા હતી.

તેનામાં દયા ઉત્પન્ન થઇ. તેણે વસંતના આત્મત્યાગનું કારણ દુર્જનનો બળાત્કાર માન્યો. તેણે દુર્જનને સર્વના દેખતાં સખ્ત ઠપકો આપ્યો. રણમલ અને લક્ષ્મી વગેરે તરફથી પણ તેને માર્મિક શબ્દ પ્રહાર થવા લાગ્યા. દુર્જન દિગ્મૂઢ બન્યો હતો. તે પોતાનો બચાવ કરી શક્યો નહિ. તે મૌન બેસી રહ્યો. રાણીએ સ્હેજ રોષમય વદને તેને ત્યાંથી ચાલ્યા જવાનો હુકમ કર્યો. પાપી તેનું કાળું મુખ લઇ નીચે વદને ચાલતો થયો. બાદ રાજવૈદ્યે વસંતના દેહની ચિકિત્સા કરી અભિપ્રાય આપ્યો કે આ બાઇના દેહમાં પ્રાણ નથી. વસંત દુશ્મન હતી પણ તેના આવી રીતે થએલા મરણથી રાણી અને અન્યજનો શોકાતુર થયાં. બાદ રાણીએ તેના શબની વ્યવસ્થાનું કામ રણમલને સોંપી મહેલ તરફ પ્રયાણ કર્યું. રણમલે શબની છેલ્લી ક્રિયા કરી આઠ સરદારો પાસે ઉપડાવી તેજ વખતે સ્મશાન ક્ષેત્ર તરફ પ્રયાણ કર્યું. બે સિપાહીઓ મશાલો સળગાવી આગળ ચાલ્યા. આ વખતે મધ્યરાત્રિ થઇ હતી.

## પ્રકરણ ૧૫ મું.

### શ્મશાનમાં.

નોત્તમનગરના રાજ્યવંશીઓને જ્યાં ભૂમિદાહ દેવામાં આવતો હતો તે સ્થળ નગરથી બે માઇલના અંતર ઉપર આવેલું હતું. તે સ્થળની આસપાસ નાના ડુંગરાઓ આવેલા હતા ત્યાં ઝાડી પણ પુષ્કળ હતી. રણમલ વસંતના શબને ઉંચકાવી તે તરપ્ર ચાલ્યો. બે મશાલધારીઓ આગળ ચાલતા હતા. ચાર માણસોએ શબને ઉપાડ્યું હતું. બાકીના ચાર માણસો ઉંચકનારાઓને વારાફરતી મદદ કરતા હતા. રણમલ ઘોડેસ્વાર થઇ પાછળ ચાલતો હતો. સઘળું મંડળ ધીમા પગલે ચાલતું હતું. મધ્યરાત્રિનો સમય હતો. અત્યાચારીના અત્યાચારથી પવિત્ર વસંતની થએલી શબતુલ્ય અવસ્થા નિહાળી અંધકારે પણ ભિષણરૂપ ધારણ

કર્યું હોય એમ જણાતું હતું. સર્વત્ર નિઃસ્તબ્ધતા વ્યાપેલી હતી. સ્મશાન ક્ષેત્રમાં નિશાચર જાનવરો ભક્ષની શોધમાં આમ તેમ ફરતાં હતાં. આ સ્મશાનક્ષેત્રથી થોડેક દૂર એક પડી ભાંગેલું દહેરૂં આવેલું હતું. આ દેવાલય શીવાલયનું હતું. કાળચક્રના ઝપાટા લાગવાથી તે જીર્ણ થઈ ગયું હતું. દહેરાનો ફક્ત અર્ધો ભાગ સલામત હતો. દહેરાની આસપાસ બીલ્વી વૃક્ષો ઉપરાંત વિવિધ પ્રકારનાં પુષ્પ વૃક્ષો ઉગેલાં હતાં. આ દહેરાની જમણી બાજુએ એક પર્ણકુટિ આવેલી હતી. તેમાં અત્યારે એક દીપક મંદમંદ પ્રકાશે પ્રકાશી રહ્યો હતો. દીપકના ઝાંખા પ્રકશમાં એક વયોવૃદ્ધ સાધુ અને એક સર્વાંગ સુંદર યોગિની કંઇ વિચારમાં બેઠેલાં જણાતાં હતાં. આ યોગિની બાળા અન્ય કોઇ નહિ પણ લક્ષ્મીને દવાની ડબ્બી પહોંચાડી જનાર હતી. તે આ વૃદ્ધ સાથે આ જીર્ણ શીવાલયમાં નિવાસ કરતી હતી. મધ્યનિશા થઇ હતી; છતાં બન્ને જાગૃતાવસ્થામાં બેસી રહ્યાં હતાં. સાધુ મૃગચર્મ પર વિચારશીલ વદને બેસી રહ્યો હતો. યોગિની હાથમાં પકડેલી માળા ફેરવતી હતી. તેની પ્રિય સારંગી પણ તેની બાજુમાં પડેલી હતી. એક ખૂણામાં સિતાર પણ પડેલો હતો. એ સિતાર વગાડનાર વૃદ્ધ સાધુ હોય એમ અનુમાન થતું હતું. આવી રીતે થોડોક સમય વ્યતિત થયો. અંતે વિચારવશ સાધુએ વિચારનો ત્યાગ કરી પોતાની સામે બેઠેલી યોગિની બાળા પ્રત્યે કહ્યું, " બહેન ! તારી કૃપાથીજ હું જીવન મેળવી શક્યો છું. મેં તને દુઃખ દેવામાં કંઇ પણ બાકી રાખ્યું નથી; છતાં ત્હેં મારી ઉપર ઉપકાર કર્યો. હા ! મનુષ્યને જ્યારે સત્ય સમજાય છે ત્યારેજ તેની આંખો ઉઘડી જાય છે. દિકરા ! મને અત્યારે ઘણોજ પશ્ચાતાપ થાય છે. મારા કર્મોથીજ તારે અને અન્ય જનોને આ અરણ્યવાસ સ્વિકારવો પડ્યો છે. મારાં પાપ અમાપ છે. તે પાપ મારો આ ભગવો વેશ લજાવે છે. પ્રભો ! અનંતનામી ! મારાં પાપોની ક્ષમા આપો. કાળાંતરે મને સત્ય સમજાયું છે. એ સત્યના પ્રતાપથી મારા જીવનનું સાર્થક થયું છે; મારા સ્વરૂપને ઓળખવાનું જ્ઞાન ધીમે ધીમે સ્ફુરતું

જાય છે. ભગવતી બ્હેન ! આ બધું તારી કૃપાનુંજ ફળ છે. ધન્ય છે તને. ”

યોગિનીબાળા મૃદુ મૃદુ હસતી કહેવા લાગી, “ આમાં મ્હેં ઉપકાર જેવું કંઇપણ કર્યું નથી; છતાં શા માટે વારંવાર ઉપકાર શબ્દનો ઉચ્ચાર કર્યા કરો છો ? હું તમારી પુત્રી સમાન છું. પુત્રી તેના પિતાના કલ્યાણને માટે જે કાંઇ કરે તે ઉપકાર કહેવાયજ નહિ. પિતાજી ! આપણે હવે નિરંતર પ્રભુ ભક્તિ કરી બની શકતી સ્વદેશ સેવા કરીશું. પાપીઓના અત્યાચારથી નોત્તમનગરની રાંક પ્રજા ઘણીજ પીડાય છે. આપણુ સાધુનો ધર્મ છે કે પુણ્વાત્માઓનું કલ્યાણ કરવું. ”

“ હા, હવે એમજ થશે. પણ વારૂ વસંતના સમાચાર આપણને ક્યારે મળશે ? ” સાધુએ પ્રશ્ન કર્યો.

“ જે હશે તે કાલે જણાશે. ”

“ કહે હવે તારી શી ઇચ્છા છે ? ”

“ આપની કંઈ આજ્ઞા છે ? ”

“ હા, તને નિદ્રા ન આવતી હોય તો કહું ? ”

“ કહો; આજે મને નિદ્રા આવતી નથી. ”

“ ત્યારે પેલું દેહસ્થ આત્માની પરમાત્માવસ્થાનું ભાન નામની ગઝલ મને સંભળાવ. તે સાંભળવાની મને ઘણીજ ઇચ્છા ઉત્પન્ન થઇ છે. ” સાધુએ કહ્યું.

યોગિનીબાળાએ સાધુની આજ્ઞા અંગીકાર કરી ધીમે ધીમે ગાનની શરૂઆત કરી. તેણે કોકિલ કંઠે ગાવા માંડ્યું. શાન્ત રાત્રિએ કોકીલ કંઠી કન્યકાનું ગાન પવનમાં ચારે તરફ ફેલાઇ અપૂર્વ ભાસ ઉત્પન્ન કરવા લાગ્યું. યોગિનીબાળાનું ગાન ઉપદેશાત્મક અને મધુર હતું. શબ્દો સ્પષ્ટ અને છૂટા હતા. ગાનની અસરથી કાળીરાત્રિ પણ વધુ વધુ શાન્ત જણાવા લાગી. સ્વસ્વરૂપનું ભાન કરાવનાર મંજુલ ગાન આ પ્રમાણે હતું.

અહો આ દેહમાં દેખો, ચેતનજી જ્ઞાન ધન પેખો;
અરૂપી તત્ત્વ છે પોતે, અરે તું બાહ્ય ક્યાં ગોતે.
અનંતિ શક્તિનો સ્વામી, નિઃસંગી શુદ્ધ નિષ્કામી,
સહુ દેખે સહુ જાણે, અનંતાં સુખ દિલ માણે.
પરમબ્રહ્મ સ્વયંશુદ્ધ, પરમ યોગી પરમ બુદ્ધ;
પરમધ્યાતા પરમધ્યેય, પરમજ્ઞાતા પરમજ્ઞેય.
પરમયોગી પરમભોગી, વિગત શોકી વિગત રોગી;
અખંડાનંદ અવિનાશી, પરમ પદ શુદ્ધ વિશ્વાસી.
પરમ ભ્રાતા પરમ ત્રાતા, પરમ નેતા પરમ દાતા;
પરાનો પાર જે પાવે, યોગીશ્વર ચિત્તમાં ધ્યાવે.
પ્રકાશે સર્વને તેજે, રમે જે વીશ્વમાં સ્હેજે;
અનિત્ય નિત્ય છે હીરો, રમે છે ધ્યાનમાં ધીરો.
પ્રકાશે પિંડમાં પોતે, અનંતી જ્ઞાનની જ્યોતે;
બુધ્યબ્ધિ ધ્યાન પોતાનું, કરીને દેખીએ ભાનુ.

મુનીશ્રી બુદ્ધિસાગરજી.

ગાન સમાપ્ત થતાંજ સાધુએ અને યોગિનીએ હૃદયમાં રહેલા આનંદમય–સ્વયંપ્રકાશ પરમાત્માને પ્રણામ કરી થોડીવાર ધ્યાન ધર્યું. ધ્યાનને અંતે યોગિનીએ સાધુને પ્રણામ કરી પૂછ્યું, “ પિતાજી! હવે કંઇ સાંભળવાની ઇચ્છા છે?”

“ હા, મને આજે કંઇ ચેન પડતું નથી. જો તું આનંદમય હોય તો હવે એક સ્વદેશ ગિતામૃતનું મને પાન કરાવ ?”

“ આપ સિતાર બજાવો તો અધીક આનંદ મળે ?”

“હું બજાવું છું.” કહી સાધુએ સીતાર હાથમાં લઇ સૂર મેળવવા માંડયા. સૂર મળતાંજ રમણીએ પુનઃ ગાન આરંભ્યું.

પરમ સુખની વિધાતા તું, અચળ યશપ્રાપ્ત માતા તું,
હૃદયને ધર્મ દાતા તું, હમારી હિન્દ માતા તું.
ચરણ પૂજી તુને ભજતાં, જગતનાં દુઃખ ભય તજતાં,

સદા ભક્તિ ઉરે સજતાં, જપું મુખ હિન્દ માતા તું.
મણિ મુક્તા સુરત્નોથી, રસેલી ઈશ યત્નોથી,
પૂજાયેલી પ્રયત્નોથી, હમારી હિન્દ માતા તું.
બિચારા બાળ બહુ ત્હારા, સહેતા કષ્ટ અસી ધારા,
છતાં ત્હારાજ રહેનારા, ગણીને હિન્દ માતા તું.
નહિ પરના થનારા એ, અધર્મે ના જનારા એ,
રહી નીજ દેશ-ધારાએ, ઉચરશે હિન્દ માતા તું.
ઋષિમુની દેવ ગાંધર્વો, ઉજવશે ઉન્નતિ પર્વો,
વદી મહિમા મુખે ગરવો, કહીને હિન્દ માતા તું.
શિશુ નરનારી જય કહેતાં, સહર્ષે આશિષો દેતાં,
વધાવી વારણાં લેતાં, સમરતાં હિન્દ માતા તું.
ગુણી ગુરૂ વિપ્ર કે જ્ઞાની, ખરા જે દેશ અભિમાની,
ગણી આ જીંદગી ફાની, ભજે છે હિન્દ માતા તું.
શુણી તુજ નામના બોલો, ઉછળતી હર્ષની છોળો,
હૃદય પટ આ થતો પહોળો, કહેતાં હિન્દ માતા તું.
ગવાતાં મા ! તમારાં ગીત, હૃદયમાં જે વહે છે પ્રીત,
કહું તે શબ્દમાં શી રીત ? વર્ણું હિન્દ માતા તું.

અજ્ઞાત.

આવું હૃદયવિદારક મંજુલ-મધુર ગાન યોગિનીએ ઉલટાવી ઉલટાવીને ગાયું. ઝાડ-પાન વગેરે જડ વસ્તુઓ પણ સંગિત શાન્તિથી શ્રવણ કરી ભારત માતાને વંદન કરતાં હોય એમ સર્વત્ર ભાસ થઇ રહ્યો. નભ મંડળમાં ઝગઝગી રહેલાં નક્ષત્રો ભારત સ્તુતિ સાંભળી વધુ પ્રકાશવા લાગ્યાં. નિશાચર-હિંસક પ્રાણીઓની બૂમો સંગિતની શરૂઆતની સાથેજ બંધ થઇ ગઇ હતી. રાત્રિની વન લીલા આ પ્રમાણે ચાલી રહી હતી. આખરે સાધુ મહાત્માએ હાથમાંના સિતારને યથાસ્થાને મૂકી યોગિનીને નિદ્રા લેવાનું જણાવ્યું. યોગિનીબાળા ઉભી થઇ અને કુટિરના એક ખૂણામાં કામળ પાથરી, તે પછી

સાધુને માટે આસન પાથરી યોગિનીએ પર્ણકુટીનું દ્વાર લગીર ઉઘાડીં બહારની બાજુએ જોયું. બહાર દૃષ્ટિ કરતાંજ તેના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. દૂરથી કંઇક અજવાળા જેવું જણાયું. યોગિની વિસ્મયતાથી એ તરફ જોઇ રહી. તેને એવી રીતે જોઇ રહેલી જોઇ સાધુએ પૂછ્યું, "બેટા! બહાર શું જોઇ રહી છે?"

"પિતાજી! દૂરથી કંઇક પ્રકાશ જણાય છે, તેમાં માણસોનું ટોળું આ તરફ ચાલ્યું આવતું હોય એમ અનુમાન થાય છે." યોગિની બાળાએ જણાવ્યું.

સાધુ તત્કાળ તેની પાસે જઇ બહાર જોવા લાગ્યો; તો થોડીવારે તેને અત્યંત અજાયબીની અંદર જણાયું કે માણસોનું ટોળું આ તરફ ચાલ્યું આવે છે. સાધુ વિસ્મય પામ્યો અને મધ્યરાત્રિના સમયે ટોળાનું આગમન ભેદ ભરેલું કલ્પી તર્ક–વિતર્ક કરવા લાગ્યો. તેને વિચારમાં ડૂબેલો જોઇ યોગીનીએ પૂછ્યું, "બાપુ! એ આવનારા કોણ હશે?"

"શું ખબર પડે? જે હશે તે હમણાં જણાશે. પણ મને લાગે છે કે આજે કોઈ રાજ્ય કુટુંબમાં મરી ગયું હશે? તે કારણથી એ ટોળું શબને બાળવા કદાચ આ તરફ આવતું હોય?" સાધુએ વિચાર ત્યાગી કહ્યું.

'હા, એમ પણ બને, કારણ કે રાજ્યકુટુંબનું સ્મશાન અહિં નજીકમાંજ આવેલું છે. ખરેખર એમજ પિતાજી જુઓ, જુઓ; હવે સ્પષ્ટ જણાય છે." કહી યોગિનીએ તે તરફ પોતાનો હાથ લંબાવ્યો. સાધુએ જોયું તો જણાયું કે સૌથી આગળ બે મશાલ વાળાઓ ચાલે છે અને તેમની પાછળ ચાર મનુષ્યોએ એક શબને ઉપાડયું છે. શબની પાછળ બીજા ચારેક માણસો એક ઘોડેસ્વારની સાથે વાતો કરતા ચાલ્યા આવે છે. રાજ્યકુટુંબમાં કોણ મરી ગયું હશે?।" સાધુએ વિચાર કર્યો; પણ કંઇ જાણી શકયો નહિ. પણ એટલામાં યોગિનીને કંઇક યાદ આવતાં તે બોલી ઉઠી, "બાપુ! માનો યા ન માનો પણ મને લાગે છે કે એ વસંતનુંજ શબ હોવું જોઇએ?"

"હા, એમ પણ બની શકે ખરૂં."

"પિતાજી! મારૂં માનવું સત્યજ છે. કારણકે દુર્જનસાલ આજેજ તેની પાસે જનાર હતો. તે આજે જરૂર ત્યાં ગયો હશે અને તેના પરીણામેજ વસંતની આ દશા થએલી હોવી જોઇએ. બાપુ! એ લોકો વસંતના દેહને ભસ્મીભૂત કરશે તો મહા ઉત્પાત થશે." યોગિનીબાળાનું મુખ ઉતરી ગયું. સાધુ તેનું શાન્તવન કરતાં બોલ્યો, "બેટા! નિરાશ શા માટે થાય છે? પ્રભુ સર્વેનો સ્હાયક છે. આપણા ધારવા પ્રમાણે જો તે વસંતનુંજ શબ હશે તો આપણે હરકોઇ ઉપાયે તેને ભષ્મ કરવા દઇશું નહિ. આપણે હાલ શાન્તિથી જોયા કરો કે તેઓ કોણ છે અને કોના મુડદાને ઉપાડી લાવ્યા છે." સાધુ અને યોગિનીબાળા ધ્યાનપૂર્વક એ તરફ જોઈ રહ્યાં. સ્મશાન ત્યાંથી બહુ દૂર નહોતું. આથી ત્યાંનો દેખાવ સાધુ અને યોગિની બાળા તેમ નિવાસસ્થાનમાંથી બરાબર જોઇ શકે એમ હતું. થોડો સમય વ્યતિત થતાં આવનાર માણસો સ્મશાનમાં આવી પહોંચ્યા. ઉંચકનારાઓ મુડદું નીચે મૂકી થાક ખાવા બેઠા. મશાલવાળાઓ દૂર ઉભા. રણમલ્લ ઘોડાપરથી નીચે ઉતર્યો. એક માણસે ઘોડાને ઝાડના થડ સાથે બાંધ્યો. સઘળા વિશ્રામ લેવા બેઠા; કારણકે લાકડાંનું ગાડું પાછળથી આવનાર હતું. રણમલની સાથેના માણસો ખાસ રણમલનાજ હતા. હજી રણમલ્લે તેઓની આગળ ભેદનો ખુલાસો કર્યો નહોતો. તેના મનમાં ભેદ ખોલવો કે નહિ તેના વિચાર થયા કરતા હતા. રણમલ વિચાર વશ હતો. તેનાં માણસો વિવિધ પ્રકારનાં ગપ્પાં હાંકતા હતા. રણમલ વિચારની ધૂનમાં હાએ હા કરતો હતો, વિચાર ઘણી વાર લંબાયો. અંતે તેણે ભેદ ખોલવાનો નિશ્ચય કર્યો. એટલામાંજ કાષ્ટનું ગાડું ત્યાં આવી પહોંચ્યું. સઘળાએ મળી લાકડાં ગાડામાંથી ઉતારી લીધાં. ગાડુ લાવનાર ગાડુ લઈ પાછો ચાલ્યો ગયો. રણમલ્લે ચિતા ખડકવાની આજ્ઞા કરી. તત્કાળ ચિતા તૈયાર થવા લાગી. તમામ મનુષ્યો સ્ફુરતીથી કામ કરી રહ્યા હતા; થોડીવારમાં ચિતા તૈયાર

થઇ ગઇ. હજી પણ રણમલ કંઇક વિચારની ધનમાં હતો. પોતાના સરદારને વિચારવશ જોઈ તેના માણસોના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. અંતે એક માણસે વસંતના શબને ચિતામાં સૂવારવાને માટે પૂછ્યું. રણમલ સાવધ થયો. તેણે પૂછનાર સામે જોયું અને તે કંઇ જવાબ આપે તે પહેલાં સાધુની પાસે ઉભી રહી સઘળું હૃદય અવલોકી રહેલી યોગિની બાળા ધીમે કદમે ત્યાં ચાલી આવી સર્વની સમક્ષ ઉભી રહી. કાળી રાત્રે સુકુમાર સૌન્દર્યમયી યોગિનીને જોતાંજ સર્વના આશ્ચર્યની સીમા રહી નહિ. સઘળા તેને વનદેવી અથવા સ્મશાન નિવાસી દેવી સમજવા લાગ્યા. રણમલ વિસ્મયતાથી યોગિનીના વદન સામે નિહાળી રહ્યો. તરતજ શાન્ત—ગંભીર દેખાતે ઉભેલી યોગિનીએ રણમલને ઉદ્દેશી કહ્યું, "સરદાર! આ મધ્યનિશાએ કોને અગ્નિસંસ્કાર કરવાને લાવ્યા છો?"

"એક નિર્ભાગી બાલીકાને." રણમલે શોકમય વદને જણાવ્યું.

"તે મૃતબાલીકા સાથે આપને શું સંબંધ છે?" યોગિનીએ પૂછ્યું.

"તે મારી ધર્મની બ્હેન છે. વારૂ આપ કોણ છો? અને અત્યારે અત્રે આવવાનું શું પ્રયોજન છે?" રણમલે પૂછ્યું.

"મારૂં આવવું અવનવું છે. તમે મારી સાથે થોડેક દૂર આવો. મારે તમને કંઈક ગૂપ્ત વાત કરવી છે." યોગિની ત્યાંથી ચાલી થોડેક દૂર જઈ ઉભી રહી. રણમલ તેની પાસે જઇ ઉભો કે તરત યોગિનીએ કહ્યું, "રણમલ! મને ઓળખો છો?"

રણમલ સંભ્રમમય થઈ તેના મુખ સામે જોઈ બોલ્યો, "ના, પણ તમારો અવાજ મ્હેં ઘણી વખત સાંભળ્યો હોય એમ મને લાગે છે."

"જુવો હવે ઓળખાણ પડે છે?" યોગિનીએ કફનીનો આગળનો ભાગ અલગ કરી પૂછ્યું. રણમલ આનંદનો ઉદ્દગાર કાઢી બોલ્યો; "ઓહ! તમે ક્યાંથી? રાજકન્યા! તમારા ગમનથી મને ઘણું લાગી આવ્યું હતું. મ્હેં તમારી ઘણી શોધ કરી હતી; પણ સઘળું વ્યર્થ. રમાબ્હેન! તમે હાલ ક્યાં નિવાસ કરો છો?"

" અત્રેજ. "

" શું આ સ્મશાનમાં ? " રણમલે વિસ્મયતાથી પ્રશ્ન કર્યો.

" હા, યોગિનીને સ્મશાન અને નગર સમાન છે. રણમલ ! હું અહિં નિર્ભય છું. એક ધર્મપિતાના શરણમાં છું. "

" શું તે કોઇ સાધુ છે ? "

" હા, સાધુથી પણ કંઇક વધારે છે. "

" તે કયાં છે ? "

" નજીકમાં, ચાલો હું તેમની સાથે તમારી મુલાકાત કરાવું. " કહી યોગિનીબાળા આગળ ચાલી. રણમલ્લ તેની પાછળ જવા લાગ્યો. રણમલનાં માણુસો અનેક પ્રકારના તર્ક–વિતર્ક કરતા બન્નેને જતાં જોઇ રહ્યા. યોગિનીબાળા રણમલને લઇ સાધુ સમક્ષ આવી. સાધુએ રણમલને આશિષ આપી પૂછ્યું, " સરદાર ! શું સમાચાર છે?"

રણમલને સાધુનો શબ્દ પરિચિત લાગ્યો. તેણે જાણે એ અવાજ ઘણા વખત પર સાંભળ્યો હોય એમ થઈ આવ્યું. તેણે વિનીત સ્વરે કહ્યું, " પ્રભુ ! આપ સર્વજ્ઞ છો. વધુ શું કહું ? પૃથ્વી પર પાપાચારની વૃદ્ધિ થઇ રહી છે. "

" પ્રભુ દયાળુ છે, સમય સમયનું કામ કરે જાય છે. સરદાર ! તમે અત્યારે સ્મશાનમાં કોનું શબ લઈ આવ્યા છો ? " સાધુએ પૂછ્યું.

" એક નિર્દોષ કુમારીકાનું. "

" તેનું શાથી મરણ થયું છે ? "

રણમલે શોકાર્ત હૃદયે તમામ વાત વિદીત કરી, અને એ મૃત કુમારીકા પ્રાતઃકાળ થતાં જીવતી થશે; આ ભેદ મારા માણુસોને જણાવવો કે નહિ તે વિષે સાધુને તેણે પ્રશ્ન કર્યો. સાધુએ થોડીકવાર કંઇક વિચાર કરી કહ્યું, " તમારા માણુસો વફાદાર છે એવી તમને પૂર્ણ ખાત્રી છે કે નહિ ? "

" છે; પણ લક્ષ્મીના ગુલામ મનુષ્યોનાં મન કયારે ફરે તે કેમ

કહી શકાય ?"

"ઠીક; ચાલો હું તેમની ખાત્રી કરી જોઉં."

"પણ તે પહેલાં આપ કૃપા કરી મને આપનો થોડોક પરીચય કરાવો." રણમલે કહ્યું.

"રણમલ ! તારા જેવા વિચાર છે; એવા મારા પણ છે. હું પાપાત્માઓના ત્રાસથી પિડાતી પ્રજાનો ઉદ્ધાર કરવા ઇચ્છું છું. સ્વ-દેશની રક્ષા કરવા ચાહું છું. મારો આ સન્યસ્ત પારકાના કલ્યાણને અર્થેજ છે. આમ છતાં પણ જો તારે મારી વધુ ઓળખાણ જાણવી હોય તો જોઇ લે કે હું કોણ છું." આટલું કહી તે વૃદ્ધ સંન્યાસીએ પોતાના મુખમાં કંઇક ફેરફાર કર્યો કે જેથી રણમલ એકદમ આનંદની ચીસ પાડી પાંચ કદમ પાછળ હઠી બોલી ઉઠયો, "ઓહ ! હું આ શું જોઉં છું. આતે સ્વપ્ન કે સત્ય."

"સઘળું સત્ય. શાન્ત થા. રણમલ ! મારી ઓળખાણ કોઇને આપીશ નહિ."

રણમલ સાધુને પગે પડયો. આ પછી એ ત્રિપુટી સ્મશાનમાં આવી. મધ્યરાત્રે રણમલની સાથે સાધુ અને યોગિનીને આવેલાં જોઇ સઘળા માણસોએ નમન કર્યું. સાધુએ આશિષ આપી તે મનુ-ષ્યોને પૂછ્યું, "તમે સઘળા કોણ છો ?"

એક માણસે આગળ આવી જવાબ આપ્યો, "અમે આ સરદારના સેવકો છીએ."

"તમારી જાતી કઇ છે ?"

"રાજપૂત."

"તમે રાજપૂતનો ધર્મ જાણો છો ?"

"હા; સત્યને ચ્હાવું અને નિર્દોષિજનોનું રક્ષણ કરવું."

"ત્યારે તમે ધર્મથી વિમુખ કેમ થયા છો ?"

"અમને ધર્મથી વિમુખ થએલા કોણ માને છે ?"

"જગત અને ઇશ્વર. જો તેમ ન હોત તો તમે એક દુષ્ટ રાક્ષસી નારીની સેવાનો કયારનોએ ત્યાગ કર્યો હોત. રાજપૂતો ! શું

તમે તે ઝેરી નાગણના અને તેના અત્યાચારી અમલદારોના જાલીમ જુલ્મી અત્યાચારો નથી જોયા? શું તે અત્યાચારીઓને દંડ દેવાનો તમારો ધર્મ નહોતો; પણ તમે એક જડ શરીરના પેટને પોષવા માટે મૌન ધરી રહ્યા અને નિર્દોષજનોને રીબાતાં જોઇ પાપના ભાગીદાર થયા. શું આજ તમારો રાજપૂતનો ધર્મ કે?" સાધુ વક્રનેત્રે તેઓની તરફ દૃષ્ટિ કરી રહ્યો. સઘળા સ્તબ્ધ બન્યા. જવાબ આપનાર માણસ હાથ જોડી બોલ્યો, "પ્રભુ! અમે આ સરદારના સેવકો છીએ. દુષ્ટોના અત્યાચારથી અમને ઘણું લાગી આવે છે; પણ અમે આ સરદારની આજ્ઞાને આધીન છીએ. જો તેઓ આજ્ઞા આપે તો આ સમયેજ અમે અત્યાચારીઓનો નાશ કરવા તૈયાર છીએ. દેવ! અમારા હૃદયમાં દયા છે. અમે પત્થર હૃદયના નથી. પાપીઓના અત્યાચારથી અમારાં હૃદય કંપી ઉઠયાં છે. આ નિર્દોષ કુમારીકાના અકાળ મરણથી અમને અત્યારે ઘણું લાગી આવે છે અને મનમાં થયા કરે છે કે ચાલો આ કુમારીકાનો ઘાત કરનાર નરાધમ દુર્જનસાલનો વધ કરી તેને પણ આ સ્મશાનમાં લાવી ભષ્મ કરીએ. પણ અમારા સરદાર ઘણા શાન્ત છે. તેઓ અમને વારે વારે અટકાવે છે."

"તમે તમારા આ રણમલને ખરા જીગરથી ચાહો છો?" સાધુએ પૂછ્યું.

"હા, તેમના માટે અમારા પ્રાણ તૈયાર છે?" સઘળા એક સાથે બોલી ઉઠયા.

"પ્રતિજ્ઞાથી કહો છો?"

"હા, અમારા હૃદયની ખાત્રી અમારા સરદારને છે; છતાં જો અવિશ્વાસ હોય તો અમને આજ્ઞા આપો કે જેથી અમે અત્યારેજ નગરમાં જઇ પાપાત્માઓ આગળ અમારાં પરાક્રમો પ્રકાશ કરી પ્રાણાર્પણ કરીએ."

"ધન્ય છે; રાજપૂત કુળદીપકો! તમને હજારો ધન્યવાદ છે. ભાઇઓ મને તમારા હૃદયની પૂર્ણ ખાત્રી હવે થઇ ચૂકી છે. તમે ખરેખરા દેશભક્ત છો. તમારા શુભ પ્રયાસથીજ દેશનો ઉદય થનાર છે. વીર-પુત્રો! તમારી વફાદારી જોઇ હું ઘણો પ્રસન્ન થયો છું અને તેથી હું તમને મારી કંઈક ઓળખાણ કરાવવા ઇચ્છું છું. પણ તે પહેલાં મારે તમને જણાવવું જોઇએ કે જ્યાં સૂધી આપણા કાર્યની સંપૂર્ણ સીદ્ધિ ન થાય ત્યાં સૂધી તમારે મારી વાત તદન ગૂપ્ત રાખવી. બોલો, મારી વાત સૌને કબુલ છે?"

"હા, અમે પ્રતિજ્ઞા સાથે કહીએ છીએ કે અમને કબુલ છે."

"ત્યારે જુઓ કે હું કોણ છું." કહી તે સાધુ પુરૂષે પ્રથમ પ્રમાણે પોતાના ચ્હેરામાં કંઇક ફેરફાર કર્યો. વિજળીના એકાએક ચમકારાથી અગર ભયંકર ધરતી કંપથી મનુષ્યો જેમ ચોંકે એ પ્રમાણે સઘળા રજપૂતો ચમકયા અને સાનંદાશ્ચર્યથી હર્ષાશ્રુ વહેવરાવતા અમારા પ્રભુ કહી સાધુના ચરણમાં પડયા. સાધુએ સઘળાને ઉભા કરી આશ્વાસન આપ્યું. આ પછી રણમલે તેઓને સઘળી સત્ય બીનાથી વાકેફ કર્યા. સત્યનિષ્ટ સેવકો ઘણા આનંદ પામ્યા. સાધુએ તેમને અને રણમલને હવે કેમ વર્તવું, શું કરવું વગેરેનો ઉપદેશ આપી જવાને સૂચવ્યું. રણમલે વસંતના શરીરને સાધુના શરણમાં સોંપી ચિતાને સળગાવી મૂકી. ખાલી ચિતા ભડભડાટ સળગવા લાગી. બાદ વસંતના શબને પર્ણકુટીમાં મૂકી રણમલ્લ અને તેના સેવકો સાધુ મહારાજને નમન કરી નગર તરફ જવા પ્રયાણ કર્યું. રાત્રિના પાછલા પહોરે સઘળા નગરમાં આવ્યા અને પોતપોતાના સ્થાને જઇ નિદ્રાવશ થયા. પ્રાતઃકાળે રણમલ નિત્યકર્મથી મૂક્ત થઇ રાજમહેલે ગયો અને વસંતના શબની વ્યવસ્થાના સમાચાર રાણીને આપ્યા. રાણી વસંતના મરણથી શોકાતુર થઇ હતી. રણમલ આશ્વાસન આપી ત્યાંથી બહાર નીકળ્યો. રાજમહેલના દ્વારમાંજ લક્ષ્મી મળી. રણમલે હશી દીધું. અને તેને પોતાની સાથે ચાલવાની સંજ્ઞા કરી. લક્ષ્મી રણમલની સાથે ચાલી. બન્ને મકાને આવ્યાં.

રણમલે તમામ વાત તેને વિદીત કરી. લક્ષ્મીએ પ્રભુનો ઉપકાર માન્યો. બાદ બન્ને પ્રેમી હૃદયો વાર્તા–વિનોદ કરવા લાગ્યાં. સૂર્યોદયની કળા વધુ પ્રકાશિત થતી જાય એ મુજબ બન્નેના પ્રેમનો મીઠો–મધુર રંગ વિશેષ જામવા લાગ્યો. પાઠકો ! આ બન્નેને પ્રેમ વિનોદમાં રહેવા દઈ ચાલો આપણે સાધુ બાવાની પર્ણકુટી તરફ જઇએ.

## પ્રકરણ ૧૬ મું.

### મિલન અને ગમન.

પ્રાતઃકાળનો સમય હતો. સૂર્ય ભગવાનનાં બાળ કિરણો ધીમે ધીમે પ્રખર થતાં હતાં. વનરાજીની શોભા અલૌકિક ભાસતી હતી. પશુ પંખીઓ ચારોચરી રહ્યાં હતાં. નૌતમગઢના સ્મશાન ક્ષેત્રથી થોડેક દૂર આવેલી પર્ણકુટિમાં સંન્યાસી અને યોગિનીબાળા તેમની નજીક પડેલા વસંતના શરીરને સાવધ કરવાના ઉપચાર કરતાં હતાં. યોગિનીબાળા વસંતના કપાળપર વનસ્પતીનો રસ ઘસતી હતી. આવી રીતના કાર્યમાં લગભગ એક કલાક વિતતાં વસંતના શરીરમાં શુદ્ધિ આવવા લાગી. નિશ્ચેષ્ટ શરીર ધીમે ધીમે હાલવા લાગ્યું. શ્વાસોચ્છ્વાસની ગતી શરૂ થઈ. વસંતે આંખ્યો ઉઘાડી. તેને સઘળી વાતનું સ્મરણ થયું. મુખ દીન બની ગયું. તેણે ઉઠીને બેઠા થવાનો પ્રયત્ન કર્યો, પણ શરીર અશક્ત જણાયું. સાધુ મહારાજે યોગિનીબાળાને દુધ લાવવાની આજ્ઞા કરી. યોગિની બાળાએ અગાઉથી દુધ ગરમ કરી રાખ્યું હતું તે પાત્ર લઈ આવી અને વસંતને હાથનો ટેકો આપી બેઠી કરી દૂધ પી જવાને કહ્યું. વસંત દુધ પી ગઈ. દવાની અસરથી સુકાતું ગળું દુધ પીવાથી શીતળ થયું. તેના અશક્ત શરીરમાં શકતી પ્રાપ્ત થઇ. તેણે પોતાને શુદ્ધિમાં લાવનાર સાધુ અને યોગિનીબાળા તરફ નજર કરી બોલવા માંડયું, “ તમારી કૃપાથી હું જીવન પ્રાપ્ત કરી શકી છું. આ અભાગીનીએ

તમને ઘણું કષ્ટ આપ્યું છે. યોગિનીબાળા! હું તમને ઓળખું છું. તમે ભગવત ભજન ગાતાં ગાતાં આવ્યાં હતાં અને દવાની ડબ્બી આપી ગયાં હતાં. તે દવાના યોગેજ હું મારા અમૂલ્ય સતીત્વનું રક્ષણ કરી શકી છું. તમારો મારી ઉપર મહાન ઉપકાર થયો છે. તમે દેવી છો. મારા તમને પ્રણામ છે." વસંતે બન્નેને પ્રણામ કર્યા. યોગિની બાળાએ તેને હૃદય સાથે દાબી કહ્યું, "વસંત! જ્ઞાની માણસે સુખ-દુઃખમાં સમાનતાથી રહેવું જોઇએ. મારી માતા પાસેથી મને બાલ્ય કાળમાંજ એવો અમૂલ્ય ઉપદેશ મળેલો છે કે જેથી ગમે એવા દુખદ પ્રસંગમાં પણ હું મારૂં ધૈર્ય ત્યાગતી નથી. બ્હેન! આ સંસાર કેવળ દુઃખને માટેજ છે. સુખદુઃખ આવે જાય છે. આપણે હિંમત અને ધૈર્યથી આપણાં કામ કરી જીવન ઉજવળ કરવું જોઇએ. પ્રભુ આખરે સ્હાય થાય છે."

"તમારાં વચન દુઃખમાં શાન્તિ આપવાને પૂરતાં છે, પરંતુ હું જન્મથી જ દુઃખી છું. વારંવાર પડતાં સંકટોથી મારૂં ધૈર્ય ઓછું થતું જાય છે; આથી ઇશ્વર પરની શ્રદ્ધા પણ ધીમે ધીમે ઓછી થતી જાય છે." વસંતે કહ્યું,

આથી તત્કાળ સાધુએ બોલવા માંડયું, "વસંત! પુણ્યાત્મા જનોની કસોટી દુઃખમાં જ થાય છે. સુવર્ણ અગ્નિમાં ખૂબ તપ્યા પછીથીજ ઉત્તમ થાય છે. સંસારની ઘટમાળ એવીજ છે. તું એમ ન સમજીશ કે તું પોતેજ દુઃખી છે; પણ તારા કરતાં આ યોગિની બાળા જો માને તો ઘણી જ દુઃખી છે."

"શું આ દેવી દુઃખી છે?" વસંતે વિસ્મયતાથી યોગિની બાળા તરફ દષ્ટિ કરી પૂછ્યું.

"હા, દુનિયાંની નજરે એમ કહ્યા અને માન્યા સિવાય ચાલે એમ નથી. કારણ કે આ યોગિનીબાળા એક વખતે પૂર્ણ વૈભવી મહારાજની પુત્રી હતી. તેની સેવામાં હજારે હજાર દાસ-દાસીઓ હાજર રહેતા. અનેક પ્રકારનાં હિરા-માણીકયથી મઢેલાં સુવર્ણ અલં-

કારો સાથે કીમતી વસ્ત્રો તેના દેહને દિપાવતાં હતાં, તેજ આ રાજકન્યા કર્મના સંસ્કારે કહો અથવા તો દુઃખના કારણે કહો કે જેથી એક ગરીબ-રંકની માફક આસ્થાનમાં હિંસક પશુઓવાળા વિકટ સ્મશાનમાં શરીર-પર ભગવી કંથા ધારીને નિવાસ કરે છે. બોલ બ્હેન! તેને કંઇ નહિ લાગતું હોય કે?"

વસંતની આંખ્યોમાં ઝળઝળીયાં ભરાઈ આવ્યાં. તેને પણ પોતાના વૈભવોની સ્મૃતિ થઇ આવી. તેણે કરૂણ દૃષ્ટે યોગિની બાળા તરફ જોઈ પૂછ્યું, "બ્હેન! તમારી સત્ય ઓળખાણ આપો?"

"વસંત! આપણે ઘણો વખત સાથેજ રહેલાં છીએ." યોગિની બાળાએ જણાવ્યું.

"કોણ રમાદેવી?" વસંતે આનંદનો ઉદ્ગાર કાઢ્યો.

"હા, બ્હેન." કહી રમાએ પુનઃ વસંતને હૃદય સાથે દાબી. બન્નેના મિલનથી સાધુ આનંદ પામ્યો. તેણે બે હાથ ઉંચા કરી બન્નેને આશિષ આપી. ત્રિપુટીમાં બની ગએલી વાતો થવા લાગી. વસંતે નોત્તમનગરમાં બનતા દુઃખદ પ્રકારની તમામ બીના જાહેર કરી. પાપીઓનાં પૈશાચિક કર્મો સાંભળતાં સાધુ ક્ષણે ક્ષણે ઉશ્કેરાઈ જતો; પણ પાછો ધીરજ ધરી શાન્ત થતો. વાતોને અંતે વસંતે પૂછ્યું. "બ્હેન! કનક અને વિજયસિંહ આનંદમાં છે ને?"

"હા, તે બન્ને કમળા સાથે આજ મધ્યાન્હે અહિં આવનાર છે." રમાએ જણાવ્યું.

"પ્રભુનો મહાન ઉપકાર કે જેથી આ આંખ્યો આજે ઘણા વખતે તેનાં પ્રિયજનોને જોશે. વારૂ બહેન! ભુજંગસિંહના શું સમાચાર છે?"

"તેઓ હાલ સૈન્ય એકત્ર કરવામાં રોકાયા છે. તેમણે ઘણાં માણસો એકત્ર કર્યાં છે. તેઓ હવે થોડુંકમાં નોત્તમનગર જઇ પાપીઓને પાયમાલ કરનાર છે." આટલું કહી રમાએ સમરસિંહ–સ્નેહસિંહ વગેરેની તમામ પ્રવૃત્તિ તેને જણાવી. પોતાનાં માતા–પિતા અને

પ્રિયજનો આનંદમાં છે જાણી વસંત ઘણી ખુશી થઇ. તે તેનું તમામ કષ્ટ ભૂલી ગઇ હોય એમ જણાવા લાગી. તેણે અંતઃકરણથી પ્રભુની સ્તુતિ કરી. આ પછી રમા ત્યાંથી ચાલી ગઇ અને ભોજનને માટે ફળ લઈ પાછી આવી. ત્રણે જણાંએ ફળ પ્રાસન કરી ક્ષુધાને શાન્ત કરી. મધ્યાન્હ થયા. સૂર્ય ભગવાનની ઉષ્ણતામાં વૃદ્ધિ થઇ. અરણ્ય શાન્ત જણાયું. પશુ પક્ષીઓ સખ્ત તડકાના કારણે શીતળ વૃક્ષની છાંયામાં બપોરા ગાળવા લાગ્યાં. આવા સમયે આ અરણ્યમાં ત્રણ ઘોડેસ્વારો ઘોડાઓને ઘણા ધીમે કદમે ચલાવી આવતા નજરે પડયા. આ ત્રણ ઘોડેસ્વારો યુવાન વયના હતા. દેખાવ પરથી રાજવંશી હોય એમ અનુમાન થતું હતું. મુખ ગૌર હતાં. પણ અત્યારે સખ્ત તાપથી તેમનાં ગૌર મુખ લાલ થએલાં જણાતાં હતાં. તેમણે પહેરેલાં વસ્ત્રો પસીનાથી ભીંજાએલાં હતાં. આ અશ્વારોહીઓ સાધુ મહારાજની પર્ણકુટી સમિપે આવી ઘોડાપરથી નીચે ઉતર્યા. રમાદેવી કુટિરના દ્વાર આગળ બેઠેલી હતી. તેણે એ આવનારાઓને જોઈ હર્ષઘ્વની કર્યો. ત્રણે સ્વારોએ ઘોડાઓને ઝાડના થડે બાંધી રમા સાથે કુટિરમાં પ્રવેશ કર્યો અને સાધુ મહારાજને પ્રણામ કર્યા. સાધુએ આશિષ આપી નીચે બેસવાનું સૂચન કરી કુશળ પૂછ્યું. વસંત આગંતુકોને નિહાળતાંજ હર્ષ ઘેલી થઇ ગઇ. આ આવનારાઓ અન્ય કોઇ નહિ પણ વિજય–કનક અને કમળાં હતાં. વસંત–વિજયનું મિલન થયું. વસંતને મૂક્ત થયેલી જોઇ વિજયના આનંદનો પાર રહ્યો નહિ. રમાએ તેની મુકતીની તમામ વાત કહી સંભળાવી. વિજયે મદદગારોનો ઉપકાર માન્યો. આ પછી સાધુએ તેમને હવે શું કરવાનું છે અને અત્રેથી કયાં પ્રયાણ કરવું છે એમ પૂછ્યું. પ્રત્યુત્તરમાં કનક કહેવા લાગ્યો કે, “ સરદાર ભુજંગસિંહ, સ્નેહસિંહ મહારાજા સમરસિંહ, રાણી અને અન્ય સ્ત્રી વર્ગના રક્ષણનું કાર્ય દિગ્વિજય અને વીરકેતુને સોંપી ગુપ્ત સ્થળનો ત્યાગ કરી બહાર નીકળ્યા છે અને દુશ્મનોનું મૂળ ઉખેડવાના પ્રયત્નો કરી રહ્યા છે. બાદ અમે પણ તે પછી ત્યાંથી નીકળ્યાં છીએ. મારો વિચાર કનકપુર

જવાનો છે. તે નગર નાનું છે અને અહિંથી લગભગ સાઠ ગાઉના અંતર પર આવેલું છે. ત્યાં મારા કાકા વીરમદેવ રાજ્ય કરે છે. મારો વિચાર ત્યાં જઈ તેમની મદદ માગવાનો છે. "

કનકનું કહેવું સાંભળી સાધુએ ગંભીર વદને પૂછ્યું, " વીરમદેવ તમારા સગા કાકા થાય છે ? "

" ના, તે મારા પિતાને સગા માસીના દીકરા થાય. પણ અમારા પર તેમનો સગા કાકા જેવોજ પ્રેમ છે. મારા પિતાની હયાતીમાં તે ઘણી વખત આવતા; અને અમને પોતાને ત્યાં લઇ જવા ઘણો આગ્રહ કરતા પણ અમે હજી સૂધી તેમના રાજ્યમાં જઇ શકયાં નથી. આથી આ વિપદ પ્રસંગે ત્યાં જઇ તેમની મદદ માગવાનો વિચાર કર્યો છે. "

સાધુએ કંઇક ગુઢ હાસ્ય કરી કહ્યું, " કુમાર ! હું જો કે તારા વિચારમાં વિક્ષેપ પાડવા નથી ઇચ્છતો પણ તારા પ્રતિના સ્નેહે મારે તને સત્ય જણાવવું ઉચીત સમજું છું. તું જેની મદદની ઇચ્છા રાખે છે તેના પરીચયથી મને માલમ પડયું છે કે તે એક તદ્દન નાલાયક માણસ છે. તે વૃદ્ધ છે પણ બુદ્ધિમાં બાળક સમાન છે. તેના રાજ્ય અમલમાં ખુશામતિયાનું રાજ્ય છે. વિરમદે નામનો રાજા છે, અધીણી વિલાસી છે; તેની તરફની મદદની આશા વ્યર્થ છે. છતાં તું જા અને ખાત્રી કરી જો; પરંતુ પૂર્ણ સાવધતાથી રહેજે કે જેથી જીવ જોખમમાં આવી પડે નહિ. કુમાર ! આ વસંતને પણ તમે સાથે લઇ જાઓ. તેને આ સ્થળે રાખવી તે સલામત નથી. તમે ચારે જણાં પૂર્ણ સમજુ-પરાક્રમી છો એટલે વધુ કહેવું ઉચીત નથી. જાઓ, પ્રભુ તમને તમારા કાર્યમાં યશ આપો" સાધુ બોલતો બંધ થયો. કનક વિચારમાં પડયો. કાકાના આશ્રયે જવું કે ન જવુંના વિચાર થયા. અંતે એકવાર જવું તો ખરૂંજ એમ નિશ્ચય કરી, કનક પોતાની બ્હેન રમાનું રક્ષણ કરવાનું સાધુને સૂચવી જવાને ઉભો થયો. વસંત તૈયાર થઈ વિજયની જોડે ઉભી હતી. તેણે રમાને મળી ભેટી સાધુને નમન કર્યું. બાદ નમતો પહોર થતાં તેઓ પર્ણકુટિમાંથી બહાર નીકળ્યાં અને ઘોડાઓપર સ્વાર થયાં.

વિજયે વસંતને પોતાની સાથે ઘોડાપર બેસાડી. સધળાંએ પુનઃ સાધુને નમન કરી અશ્વોને દોડાવી મૂક્યા. રમા અને સાધુ જનારાંની પાછળ જોઇ રહ્યાં અને જ્યારે તેઓ દેખાતાં બંધ થયાં ત્યારે પર્ણ-કુટિ તરફ પાછાં ફર્યાં.

# પ્રકરણ ૧૭ મું.

## કાકાના આશ્રયે.

કનકપુર નાનું નગર હતું. આ નગરને તાબે બીજાં સો નાનાં ગામ હતાં. રાજાનું નામ વીરમદે હતું. વીરમદે નૌત્તમનગરના માજી રાજા દુર્મદસિંહનો મસીઆઈ ભાઈ થતો હતો. તેનું રાજ્ય ઘણે દૂર અને ડુંગરાળ પ્રદેશમાં આવેલું હોવાથી તે સ્વતંત્રપણે રાજ્ય અમલ ચલાવતો હતો. વીરમદે બાલ્યકાળથીજ એશઆરામી હતો. ગોલા ખવાસના હાથથી તે ઉછરીને મોટો થયો હતો. તેની નાની અવસ્થામાં તેના પિતા મરણ પામવાથી તેને સિંહાસનારૂઢ થવું પડયું હતું. તે પછી થોડા વખતે તેની માતા પણ મરણ પામી હતી. આથી નાનો રાજા સરદારો અને ભાયાતોના કહ્યા મુજબ રાજ્ય અમલ ચલાવવા લાગ્યો. જગતમાં દરેક જણ સુખને ઇચ્છે છે. જેમ જેમ સુખ મળતું જાય છે તેમ સુખની વધુ તૃષ્ણા વધતી જાય છે. સંસારીજનો સર્વ સુખ લક્ષ્મીમાંજ રહેલું સમજે છે. લક્ષ્મી મેળવવા અનેક પ્રકારનાં ભયંકર કર્મો કરે છે. સુખ આપનારી લક્ષ્મીના કારણે અનેક ઉત્પાતો મચ્યા છે. આ પવિત્ર ભારતવર્ષ લક્ષ્મીના કારણેજ લુંટાયો છે અને અનેક પરદેશી રાજાઓના હુમલાથી ઉજડ બની રહ્યો છે. લક્ષ્મી સુખ આપે છે પણ તે કેવો ઉત્પાત મચાવે છે, કાળો કેર વર્તાવે છે એનું ભાન લક્ષ્મી પૂજકોને હોતું નથી. લક્ષ્મી દેખી મોટા મુનીવરો ચળે છે, તો અન્યની શું વાત? કનકપૂરના સરદારો નાના રાજાને હાથમાં રાખી મન ગમતો રાજ્ય કારોબાર

ચલાવતા હતા; અને નિર્દોષ પ્રજાને લુંટી-ઝુંટી પોતાના ધનભંડાર ભરપૂર ભરી આમોદ-પ્રમોદ ઉડાવતા હતા. અફીણ કસુંબા-મદિરા-નાચ-તાન-ગાન વગેરેના જલસા નિરંતર ચાલ્યા કરતા. રાજા વીરમદે પણ ઉમ્મરે વધતાં વ્યસનાધિન અને વિષય લંપટ થતો ગયો. ઉમ્મરે આવતાં તેનું લગ્ન થયું. રાણી સાથે ચારેક વર્ષ આનંદમાં ગુજાર્યાં પછી રાજાને નવી રાણી કરવાની ઇચ્છા થઇ. હાજી હા કરનારા સરદારોએ રાજાને બીજી પત્ની આણી આપી. આ રાણી પણ પાંચ વર્ષે જુની થઈ. તરત ત્રીજી આવી. આવી રીતે વીરમદેવ નિશાની ઝુમમાં એશઆરામ કરવા લાગ્યો. તેની ચાળીસ વર્ષની ઉમ્મરમાં તો વીસ રાણીઓ અને અનેક ઉપપત્નિઓ થઈ ગઇ. રાજ્યમાં અંધેર ચાલવા લાગ્યું. ખરેખરૂં રાજ્ય સરદારો અને ભાયાતોનું હતું. રાજા તો નામનોજ હતો; રાજ્યમાં 'ટકે શેર ભાજી ટકે શેર ખાજાં' એ નિયમ હતો. પ્રજામાંનો ઘણોખરો ભાગ કનકપૂર ત્યાગી અન્ય નગરોમાં જઇ વસ્યો હતો. બીચારાં ગરીબ ગરબાં ઘરબાર મૂકી જઇ શક્યાં નહિ. તેઓ નિરંતર ત્રાસ સહન કરી રહ્યાં. કનકપૂરમાં ખુશામતીયા, વ્યસની અને ગાનતાન કરવામાં કુશળ ગણીકાઓની વિશેષ વૃદ્ધિ થઇ રહી હતી. દિવસ અને રાત્રિ મોજમજાહમાં વિતતાં, વિરમદે કોઇ કોઇ વખતે નૌત્તમનગર જઇ મહારાજા દુર્મદસિંહનો મહેમાન થતો અને થોડા દિવસ ત્યાં રહી કનકપુર આવતો. રાજા દુર્મદસિંહના અવશાન સમાચાર સાંભળી તેને ઘણું દુઃખ ઉત્પન્ન થયું હતું; પણ તે હૃદય દુઃખ મદિરાના સેવનથી તેને વધુ વ્યથિત કરી શક્યું નહિ. વીરમદેએ નૌત્તમનગર નહિ જવાનો નિશ્ચય કરી આનંદમાં સમય ગૂમાવવા માંડયો. વ્યસનથી અને રમણીઓના સેવનથી વીરમદે ચાળીસ વર્ષની વયે છેક વૃદ્ધ જેવો જણાવા લાગ્યો. તેના ગાલમાં ખાડા પડયા. નિશાથી ચળકતી આંખ્યો ઉતરી, દાંત પણ ઘણાખરા પડી ગયા. આવી અવસ્થા થઇ હતી છતાં તેનું મન વિલાસોથી દૂર થયું નહોતું. રાજ્ય અમલમાં મૂખ્યત્વે કાર્ય દારૂનાં જામ

અને ગણીકાનાં ગાન સાંભળવાનું થતું, ન્યાય–અન્યાય–દાદ–ફરીયાદનું નામ તો કોઇ સાંભળતુંજ નહોતું. આવી રીતે કનકપુરમાં ગંડુ રાજાના કારણે અંધેર ચાલી રહ્યું હતું. જ્યાં આવી રીતે વ્યસની રાજા હોય ત્યાં પ્રજાને ઘણુંજ સંકટ સહન કરવું પડે છે. કહ્યું છે કે,

અવની પર અવનિપતિ, અભણને અજ્ઞાન;
ઉગ્યા આથમ્યાનું કંઈ રાખે નહિ જે ભાન.
અફીણુ કસુંબા લઇ કરી, રહે સદા ચકચૂર;
રાજનીતિને ન્યાય તે, સમજે નહિ કંઈ ભૂર.
પ્રીતે નીજ પ્રજા તણો, સુણે ન જેહ પોકાર;
રૈયત તો રગડાય ત્યાં, જુલમ જુલમ સહુ ઠાર.

રાજા વીરમદેનો રાજ્ય અમલ આવા પ્રકારે ચાલી રહ્યો હતો. શ્રીમાન લોકો તો ક્યારનાએ કનકપુરનો ત્યાગ કરી અન્ય સ્થળે જઈ વસ્યા હતા. ગરીબ ગરબાં અને સાધારણ સ્થિતીનાં પ્રજાજનો સુખે–દુઃખે નિવાસ કરી રહ્યાં હતાં. બીચારાં પ્રજાજનોદિન ઉગે કંઇ કંઈ આફતમાં આવતાં; ત્રાસ–જુલમની સીમા નહોતી. વ્યસની રાજા–અને સ્વાર્થી અમલદારો, આમાં ન્યાય ક્યાંથી મળે ? દરબારમાં નિરંતર નાચગાન–અમોદ–પ્રમોદ ચાલી રહે ત્યાં દુઃખીની ફરીયાદ કોણ સાંભળે ? આવા અજ્ઞાન રાજાના આશ્રયે કનક વિજય–વસંત અને કમળા આવી રહ્યાં હતાં. તેમને આ સ્થળે આવે પંદર દિવસ થઈ ગયા હતા. આટલા ટુંક અરસામાં ત્યાંની તમામ વસ્તુસ્થિતિ તેમણે જાણી લીધી અને આ સ્થળેથી કંઇ પણ મદદ મળવા સંભવ નથી, વળી વધારે રહેવાથી જીવન ભયમાં આવી પડશે. કનક–વિજય ત્યાંથી બીજે સ્થળે જવાનો વિચાર કરી રહ્યા હતા. પોતાના કાકાનું વર્તન નિહાળી કનકને કાકા પ્રત્યે ઘણોજ ધિક્કાર ઉત્પન્ન થયો અને અત્રે આવી રહેવામાં ભયંકર ભૂલ થઇ છે એમ સમજવા લાગ્યો. કનક–વિજય હમેશાં દરબારમાં જતા. દરબારમાં તેમને રાજાની જમણી બાજુના આસનો પર સ્થાન મળતું. દરબારમાં દારૂની રેલમછેલ ઉડતી. સરદારો અમલદારો ખુલ્લી રીતે

રાજાની મશ્કરી કરતા. ગાન ગાનાર ગણીકાઓ સર્વના દેખતાં રાજાના કંઠમાં કર નાખી રાજાને રીઝાવતી. કનક–વિજયને આવો પ્રકાર અવલોકી ઘણું લાગી આવતું. વિજય તો વારંવાર ઉશ્કેરાઇ જતો અને તેના મનમાં થઇ આવતું કે લાવ આ બધા દુષ્ટોનો નાશ કરી નાખું; પણ પોતાની દશાનું સ્મરણ થતાં તેને બળાત્કારે શાન્ત રહી સઘળું જોવું પડતું. આખી સભામાં મદીરાનો યથેચ્છ ઉપયોગ થતો, પણ કનક વિજય તેનો સ્પર્શ કરતા નહિ. આથી સભાસદો બન્નેનીપર અંદર ખાનેથી નારાજ રહેતા હતા. વિરમદે પણ નારાજ હતો અને તેઓ જલ્દીથી જાય એમ ઇચ્છતો હતો. પણ જાહેર રીતે તેમને ચાલ્યા જવાનું કહેવાની તે હિંમત કરી શકતો નહિ. વળી તે અને તેના સરદારો વીજય–કનકના પરાક્રમથી અજાણ્યા નહોતા.

* * * * * *

વસંત વિજય, કનક–કમળાને કનકપુરમાં આવી રહે આજે એક માસ પૂરો થયો છે. સમય મધ્યાન્હ કાળનો છે. ઉન્હાળાના દિવસો હોવાથી સખ્ત તાપ પડી રહ્યો છે. આ વખતે કનકપૂરના રાજમહેલથી થોડેક દૂર આવેલા એક મોટા બગીચામાં બે સુસ્વરૂપા સુંદરીઓ વૃક્ષની ઘટામાં બેઠેલી જણાય છે. આ બન્ને અન્ય કોઈ નહિ પણ કમળા અને વસંત છે. બન્ને પોતાનો ઘણો ખરો સમય આ બગીચામાં જ ગાળતાં. કનક–વિજય પણ તેમની સાથે આવતા. ચારે જણાં આ બગીચામાં બેસી આનંદથી વાર્તાલાપ કરતાં. આજે કનક વિજય આવ્યા નહોતા. તેઓ પછીથી આવવાના હતા.

કમળા–વસંત ગઈ ગૂજરી વાતો કરી શીતળ પવનથી શરીરને સુખ આપી રહ્યાં હતાં. થોડીવાર બીજી વાતો કરી વસંતે કહ્યું, “બહેન! કનકપૂરનો રાજ્ય કાર્યભાર જોયોને? રાજા વિરમદે કેવા છે તેની પૂરી માહિતી મળીને?”

કમળા બોલી, “અહિં આવતાં પહેલાંજ રમાદેવીના ગુરૂજીએ જણાવ્યું હતું કે તેની તરફથી કંઇપણ મદદ મળશે નહિ. તે તેમનું

કહેવું સત્ય થયું છે. અહિં આવતાં મારૂં મન પણ મુંઝાતું હતું. આવા નામ બોળુ રાજા રાજ્ય કરવાને તદ્દન નાલાયક છે. આવાઓને લીધે જ દેશની દુર્દશા થઇ છે અને થાય છે. બહેન! હું તો રાજા વીરમદ્દેને જોઉં છું કે હસવું આવે છે. મુઓ મરવાને ભોંય સુંઘે છે; છતાં શૃંગારીક ગાયનો ગાય છે. ગાલમાં ખાડા પડયા છે તેને માટે મુખમાં બન્ને બાજુએ પાનના ડુચા ભરી રાખે છે. વળી આંખ્યોમાં સુરમો આંજે છે. કાલે હું તેના રાણીવાસમાં ગઇ હતી. રાણીઓ ઘણી દુઃખી છે. આ દુઃખના કારણે તેમાંની કેટલી અધમાચરણી પણ બનેલી છે. પ્રભુ! આવા નાલાયક રાજાને શા માટે ઉત્પન્ન કરતો હશે?"

"બહેન! એમાં પણ ઇશ્વરનો કંઇક છૂપો ભેદ હશે? હું તો જ્યારથી અહિં આવી છું ત્યારની અત્રેનો રંગ-ઢંગ જોઇ વિસ્મય બની ગઇ છું. મેં કનકકુમારને કયારનુંએ જણાવી દીધું છે કે આ રાજ્યમાં વધારે રહેવું તે આપણે માટે સલામતી ભરેલું નથી. વીરમદ્દે પણ આપણને જલદીથી જતાં જોવાને રાજી છે; પણ મોઢેથી આપણને રાખવાનો વિવેક બતાવે છે. રાજા વીરમદ્દેના પગ મૃત્યુના કુંડાળામાં આવી ચૂકયા છે છતાં જોને તેની આંખ્યોમાં વિષયની કેવી છાયા છવાએલી છે. તે અધમ બુદ્ધિ આપણી તરફ પણ કેવાં વિકારમય નેત્રે અવલોકે છે, પ્રભુ જલ્દીથી આપણને સુખરૂપે અહિંથી વિદાય કરે તો સારૂં. જો વધારે રહીશું તો નક્કી કંઇ નવાજુની થશે." વસંતે કહ્યું.

"હમણાં કનક-વિજય આવશે એટલે આપણે કહીશું કે ચાલો અહિંથી જતાં રહીએ. તેઓ પણ અહિં રહેવાથી નારાજ થયા છે. વસંત! આપણી આ શી પરીસ્થિતી? આપણી આવી દશા કરવામાં વીધીનો શો ભેદ હશે? બહેન! મને ઘણું લાગી આવે છે." કમળાએ નિઃશ્વાસ નાખી કહ્યું.

"વીધીનો ગમે એ ઉદ્દેશ હોય પણ આપણે માથે આવી પડેલું કષ્ટ ભોગવ્યા વિના સીદ્ધિ નથી. કાયર મનુષ્યો દુઃખમાં શોક કરી

નિરંતર રડ્યા કરે છે; પણ સત્યને ચાહનારાં બહાદુર જનો દુઃખથી ડરતાં નથી. તેઓ તો હિંમત રાખી આવી પડેલા કષ્ટને દૂર કરવાના પ્રયત્નો કરે છે. દુઃખની સામે અપૂર્વ હિંમતથી લડે છે અને અંતે વિજય મેળવે છે. સુખની કિંમત કષ્ટથી અંકાય છે. આપણે પણ સંકટ સામે હિંમતથી થવાનું છે. ગભરાટ—અકળાટથી કંઈપણ ફળ પ્રાપ્ત થનાર નથી. બ્હેન ! આપણે જો કે અત્યારે ઘણું કષ્ટ પડેલું માનીએ છીએ. પરંતુ આ કષ્ટ કાયમ રહેનાર નથી. આ કષ્ટ તે આપણી કસોટી છે. આ કસોટીમાંથી આપણે જરૂર પાર ઉતરીશું અને પ્રભુ કૃપાથી સુખની પરીસીમાએ પહોંચીશું. માટે જવાદે હવે આ વાત અને પેલું હીંદી ભારત ભજન ગા જોઇએ. ” વસંતે કહ્યું.

“ કનકસિંહ અને વિજયસિંહને આવવા દો. તેમના આવ્યા પછી ગાઇશ. ” કમળાએ કહ્યું.

“ તેઓ આવશે ત્યારે બીજું ગવાશે. ગાનની આપણી પાસે ક્યાં ખોટ છે. ” વસંતે કહ્યું.

“ ગૂજરાતી ગાઉં તો ? ” કમળાએ પૂછ્યું.

“ ના, હિન્દીની મીઠાશ કંઇક ઓરજ હોય છે. મને હિન્દી ભાષા બહુ જ પ્રિય છે. ”

“ લ્યો ત્યારે સાંભળો. હું એક હિન્દી ભારત ભજન ગાઉં છું.” કહી કમળાએ એક સુંદર ગાયન આરંભ્યું.

હિન્દ વહ તેરા જમાના અબ કહાં જાતા રહા,<br>
શાન શોકતકા સિતારા, અબ કહાં જાતા રહા.<br>
તેરી આજાદી દિલેરી હિમ્મતો મરદાનગી,<br>
ધર્મપર સરકો કટાના અબ કહાં જાતા રહા.<br>
આજ લાખો લાલ તેરે હાય ભૂખે મર રહે,<br>
તેરી દૌલતકા ખજાના અબ કહાં જાતા રહા.<br>
શિષ્ય જો અબ હૈ તેરે વહ જંગલી કહતે તુઝે,

જક્ત કો બિઘા શિખાના અબ કહાં જાતા રહા.
ખા રહા હૈ ઠોકરોં કયોં કર એ પ્યારે આજતું.
વિશ્વકા શાસક કહાના અબ કહાં જાતા રહા.

+ + + + +

ક્યા કહે હે મિત્રવર્ય ! કુછભી કહા જાતા નહિ,
દેખ ભારતકી દશાકો, ચૂપ રહા જાતા નહિ.
હાય ! જો ભારતકભી, સબ વિશ્વમેં શિર મૌરથા,
આજ અબ હૈ ક્યા હુવા, યહ કુછ કહા જાતા નહીં.
સત્ય રક્ષા કે લીયેં હરીચંદને સોંપા સબી.
અબ એક પૈસા તક કીસીસેભે દીયા જાતા નહી.
વીરતામેં ભીષ્મ અર્જુન રામ અભીમન્યુ હોગયે,
સાહસી કૈસે હુવે યહભી કહા જાતા નહી.
હો ગયે હૈં કૈસે કૈસે રત્ન ભારત વર્ષમેં,
ઉનકી સંખ્યાકા પતા કુછભી દિયા જાતા નહીં.
એ આર્ય વીરોં અબ તુમ ભારતકો ફિર જગાદો,
બિગડી દશા હૈ ઇસકી એકબાર ફિર બનાદો.
જો થા ગુરૂ સભીકા, અબ વહ ગિરા હુઆ હૈ,
ઉન્નતિ શિખર પૈ અબ તુમ વીરો ઉઠો ચઢાદો.
વિદ્યાદિ શીલ્પ સાસન સબમેં બડા યહી હો,
ઘર ઘર સ્વતંત્રતાકી ચર્ચા તો અબ ચલાદો.
પડે કષ્ટ જોજો તુમપૈ ઉનકો સહો ખુસીસે,
ભારતકી રક્ષાકે લીએ તુમ પ્રાણ તક લગાદો.
કરદો સચેત સબકો એ દેશભક્ત ઉઠ કર,
સબ ભારતીય ભ્રાતા જયદેશકી સુનાદો.

+ + + + + +

જગદિશ મેરા તનએ, નિજ દેશકે લીયે હો,
ધન ધાન્ય જન્મ જીવન, સ્વદેશકે લીયે હો.

ખંજર ચલે જો શિરપર, શુલી લગે ગલેમેં,
પર ચિત્ત મેરા ભગવન રાષ્ટ્રિય રસ પીયે હો.
કંકરવ કંટકો પર સોના યદી પડેગા,
સ્વીકાર વહભી મુઝકો યહ દેશકો લીયે હો.

રા. શ્યામલાલ શર્મા.

કમળાના કોકિલ કંઠમાંથી નીકળતું ગાન બંધ થયું. સર્વત્ર શાન્તિ છવાયેલી જણાઇ. વસંત પૂર્ણ ધ્યાનથી સંગત શ્રવણ કરી વિચારવશ થઈ. કમળા પણ ગાએલા ગાનથી ભારતની દુર્દશાનો શોક કરવા લાગી. મધ્યાન્હકાળનો ઉગ્ર તાપ જગતને કંપાવી રહ્યો હતો. પવનં પ્રચંડ વેગથી વૃક્ષોનાં પાંદડાંને ખખડાવતો હતો. વૃક્ષોની ઘટામાં ઉષ્ણ સમીર શીતળ બની અંદર બેઠેલી બાળાઓને કંઇક આનંદ સુખ અર્પી રહ્યો હતો. આવા વખતે એક પ્રચંડ કાય સશસ્ત્ર પુરૂષ વસંત અને કમળા જ્યાં બેઠાં હતાં ત્યાંથી થોડેક દૂર એક આમ્રવૃક્ષના ઓથે છૂપાઇ રહી ઉપરનું સંગીત સાંભળી રહ્યો હતો. જે વખતે ગાન ગવાઇ રહ્યું હતું, તે વખતે એ શ્રવણ કરનાર મનુષ્ય ગાનાર રમણીની મન સાથે પ્રશંસા કરી રહ્યો હતો. સંગીત સમાપ્ત થયું. તે પુરૂષ હજી પણ બેઠેલી રમણીયો પ્રતી અનીમેષ દૃષ્ટે જોઈ રહ્યો હતો. કમળા—વસંત તેમના વિચારમાં હતાં. બગીચો નિર્જન હતો. સર્વત્ર શૂન્યકાર ભાસતું હતું. છૂપાઇ ઉભેલો મનુષ્ય તેના વદન પરથી સારો માણસ હોય એમ જણાતું નહોતું. તેની આંખ્યો વિકાળ પણ આ વખતે વિષયી જણાતી હતી. વાચકો ! એ માણસ રાણી કળાવતીનો એક વિશ્વાસુ સરદાર હતો અને તેને ગૂપ્તચરનું કાર્ય સોંપવામાં આવેલું હતું. તે નાશી ગએલા શત્રુઓની શોધમાં નીકળ્યો હતો, અને ફરતો ફરતો આ નગરમાં આવી પહોંચ્યો હતો. તે કનકપૂરમાં આજે આવ્યો હતો, તેણે તેનો મુકામ આ બગીચાની બહાર આવેલી એક પડી ભાંગેલી ધર્મશાળામાં રાખ્યો હતો. તેની સાથે બીજું કોઈ માણસ નહોતું.

## પ્રકરણ ૧૮ મું.

### પિશાચની પાપમય ઇચ્છા.

આ સરદારનું નામ પ્હાડસિંહ હતું. મધ્યાન્હ કાળના તાપથી અકળાઇ તે બગીચામાં આવ્યો હતો અને કમળાએ ગાએલું ગાન સાંભળી પ્રસન્ન થયો. ગાન ગાનાર કમળા તરફ તે હજી પણ એકાગ્ર નજરે જોઇ રહ્યો હતો અને આત્મગત બોલતો હતો કે, જેને આવું મધુર ગાન ગાનારી પ્રેમદા મળી હશે તેના સુખમાં શી ખામી હશે? ખરેખર તે જીવતાંજ સ્વર્ગ સુખ ભોગવતો હશે? પણ આ સુંદર સુંદરીઓ આ ખરા બપોરે અહિં કેમ આવીને બેઠી હશે? શું કોઈ ભોગી ભ્રમરને મળી આનંદ કરાવતો નહિ આવી હોય? એમ પણ બને? પણ એ રમણીયો કોણ હશે? મને તો તેઓ આ નગરની હોય એમ જણાતું નથી. આવાં મનહર રત્નો આ ઉજડ કનકપૂરનાં કદાપિ હોય જ નહિ. મને લાગે છે કે આ રમણીયો અહિં કોઇને ત્યાં મહેમાન તરીકે આવેલ હશે? ગમે તેમ હો, પણ આવી મદભરેલી મહિલાઓ મેં અદ્યાપિ પર્યંત કયાંઇ પણ નિહાળી નથી. એ ગોરી ગૌરાંગનાઓએ મારા ચિત્તને એકદમ ચકડોળે ચઢાવી મુક્યું છે. હા! ઉપરથી ઉન્હાળાનો પ્રખર તાપ અને હૃદયમાં થયો એકાએક મદનનો ઉત્પાત. શું કરવું? કયાં જવું? શું આ રમણીઓ મારી પર દયા કરશે? અહા!

> "બન્યું દિવાનું દિલડું આ રમણીઓના રૂપથી,
> છે મોહિનીયો મદ ભરી કંઈ ન્યુનતા તેમાં નથી.
> સૌન્દર્યમાં શોભા ભરી, ગાલો મહીં લાલી વશી,
> અનુપમ અતી છે રૂપમાં, ખામી નથી તેમાં કશી.
> હા, હૃદય મારૂં માનનીના મોહથી અકળાય છે,
> ભેટી પડું હું ભૂજથી, દિલડું હવે મુંઝાય છે."

પ્હાડસિંહ આવી રીતે મનોદ્ગાર કાઢી રહ્યો હતો. આ તરફ વિચારવશ વસંતે વિચારનો ત્યાગ કરી કહ્યું, " કમળા ! તારા સંગીતે મને ઘણીજ અસર કરી છે. સંગીત ભારતમાતાની દુર્દશાનો તાદશ્ય ચિતાર બતાવે છે. પ્રભુ ! આ દુઃખી ભારતનો સત્વર ઉદ્ધાર કરે તો સારૂં. "

" પરસ્પરના કુસંપથીજ આપણા દેશની અધોગતિ થઇ છે, અને હજી થતી જાય છે. આનું પરિણામ વિપરીત આવશે. બેની લડાઇમાં ત્રીજાને જરૂર લાભ થશે. વસંત બ્હેન ! જ્યાં સુધી આપણા ભારતમાં સંપ ધર્મ–કર્મનું યથાર્થ જ્ઞાન ફેલાશે નહિ ત્યાં સુધી દેશની ઉન્નતિ થવાનો સંભવ નથી. રાજાઓ પ્રજાપાલક થઇ પોતાની પ્રજાનુંજ ભક્ષણ કરે છે, આ પ્રત્યક્ષ દાખલો જુઓને કે વીરમદેવ રાજા પ્રજા પ્રત્યેની પોતાની ફરજ કેવી રીતે બજાવે છે ? તેના રાજ્ય અમલથી પ્રજા કેટલી રિબાય છે ? કહે છે કે આ કનકપૂર આજથી પચીસ વર્ષપર ઘણુંજ સ્મૃદ્ધિવાન હતું. તે વખતે આ રાજાના પિતા રાજ્યગાદીપર હતા. બ્હેન ? પચીસ વર્ષમાં કેટલો મોટો ફેરફાર ? કાળની લીલા ન્યારી છે. હવે તો પ્રભુ કરે તે ખરૂં. તે જે કરે છે તે સારૂં એમ માની મનને મનાવ્યા સિવાય છૂટકો નથી." કમળાએ કહ્યું.

" કમળા ! દુઃખને અંતે સુખ રહેલું છે. રાત્રિ–દિવસની માફક સુખદુઃખની ઘટમાળ ફર્યા કરે છે. પ્રભુ જે રંગ દેખાડે તે જોવા કષ્ટમાં હિંમત હારવી નહિ અને સુખમાં અભિમાની થવું નહિ." વસંતે કહ્યું. પુનઃ બન્નેમાં મૌન પ્રવર્તાયું. પ્હાડસિંહે બન્નેનું બોલવું સાંભળ્યું. બન્નેનાં નામ યાદ રાખ્યાં. એવામાંજ વસંત ત્યાંથી ઉભી થઈ પુષ્પોનાં વૃક્ષો તરફ ગઇ. કમળા હાથનું ઉશીકુ કરી જમીનપર આડી થઈ. પ્હાડસિંહ વસંતને જતી જોઇ રહ્યો.

તેનો વિચાર વસંતને દૂર જવા દઇ કમળાની પાસે જવાનો હતો. પાપાત્મા કમળાની પર મોહાંધ થયો હતો. એકાન્તસ્થાન મધ્યાન્હ સમય અને અસહાય રમણી આ સંયોગોમાં વિષયાંધજનો તેમનું કાર્ય

કરવાને તત્પર થાય છે. સર્વ પ્રસંગ અનુકુળ જાણી પ્હાડસિંહના આનંદનો પાર રહ્યો નહિ. તે ધીમે પગલે કમળાની તરફ જવા લાગ્યો. કમળા વિચારવશ અવસ્થામાં પડેલી હતી. પાપીના આગમનની તેને ખબર પડી નહિ. પ્હાડસિંહ ધીમે પગલે કમળાની પાછળ ચાલી આવી બોલ્યો, " સુંદરી ? "

પુરૂષનો અવાજ સાંભળી કમળા ચમકી અને તેણે પાછળ દૃષ્ટિ કરી તો એક સૈનિક પુરૂષને ઉભેલો જોયો. તે તત્કાળ ઉભી થઈ બોલી ઉઠી, " તું કોણ છે અને આ એકાન્તમાં આવવાનું શું કારણ છે ? "

" સુંદરી ! આશકની ઇચ્છા શી હોય તે તમેજ વિચારી જુઓ. હું ક્યારનોએ આ એકાન્ત સ્થળમાં આવી એક સ્થળે છૂપાઇ રહી તમારા મનમોહક મૂખનાં દર્શન કરી રહ્યો હતો. તમારી સાથે તમારી સખી હોવાથી હું તમને મારી ઇચ્છા જાહેર કરતાં અચકાયો. પણ જ્યારે તમારી સખી તમારાથી દૂર ગઇ ત્યારે મારૂં દિલ વશમાં રહી શક્યું નહિ અને તે મને અહિં પરાણે ખેંચી લાવ્યું. દેવાંગના ! કૃપા કરો, દાસનો જીવ અકળાય છે." આમ બોલતો પ્હાડસિંહ હસતા વદને કમળા સામે જોઈ પ્રેમચેષ્ટા કરવા લાગ્યો. કમળા કંપી ઉઠી—સ્તબ્ધ બની. તે હિંમતવાન હતી. તેણે અનેક સંકટોના સપાટા સહન કર્યા હતા. તેણે સાડીમાં છૂપાવેલી કટારની મૂઠપર હાથ મૂકી પ્હાડસિંહ પ્રત્યે કહ્યું, " જા, દુષ્ટ, ચાલ્યો જા. જેની આગળ તું તારી અધમ ઇચ્છા જણાવે છે તે એક સિંહનું સંતાન છે. મારે જીવ બચાવવો હોય તો અહિંથી ચાલ્યો જા; અને જીવન ઉજ્વળ કરવાને કંઈક સભ્યતા શીખ. અહિં તારૂં કંઈ વળનાર નથી. હઠ કરીશ તો કમ્હોતે માર્યો જઇશ. "

" સુંદરીના હાથથી મરવામાં હું સુખ માનીશ. હું તારા સૌન્દર્યથી દિવાનો બન્યો છું. હું તને છોડનાર નથી. મધુરી ! સીધી રીતે માની જાઓ, નહિ તો મારે એક પગલું વધારે ભરવું પડશે. બળાત્કારમાં મઝા નથી. એ સમજીને જ હું તમને વિનંતિ કરી રહ્યો છું.

છતાં તમે નહિ માનો તો મારે બળાત્કારે તમને હૃદય સાથે દાબવાં પડશે." કામાંધે કહ્યું.

"તે પહેલાં તો આ કટાર તારા હૃદયમાં સ્થાન લેશે. ચાલ હિંમત હોય તો આવી જા." કહી કમળાએ કાળની જીભ સમાન કટાર બહાર કાઢી. પ્હાડસિંહ દિગ્મૂઢ બની તેની તરફ જોઈ રહ્યો. મૌનતા પથરાઇ રહી. એવામાંજ સામેથી વસંત આવતી જણાઇ. તેની પર દ્રષ્ટિ પડતાંજ પ્હાડસિંહ ચોંકયો, તેણે વસંતને ઓળખી. મરી ગએલી મનાતી વસંતને જીવતી જોઈ તેના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. વસંતની નજરે પણ સઘળો દેખાવ પડયો. વસંત કટાર ખેંચી કમળાની મદદે આવી. પ્હાડસિંહ બોલ્યો, "વસંત! સારૂં થયું કે તું મારી દ્રષ્ટે પડી. સરદાર દુર્જનસાલની આજ્ઞાથી હું શત્રુઓની શોધમાં ફરતો હતો. તું જીવતી છે જાણી મારા સરદાર ખુશ થશે અને બદલામાં મને અમુલ્ય ઇનામ મળશે. બસ હવે તમે બન્ને મારે તાબે થઇ હું કહું ત્યાં ચાલો."

"જા, જા, ગમાર! તું અમને તાબે કરનાર કોણ મુઓ છે? અમને તાબે કરતાં તું કયાંક તાબે થઇ ન જાય એનો ખ્યાલ રાખજે." વસંતે કહ્યું.

"શું કોમળ સુંદરીઓ આ પ્હાડસિંહને તાબે કરશે?" પ્હાડસિંહે મૂછપર હાથ નાખ્યો.

"પાપાત્મા! તું જેને કોમળ સુંદરીઓ માને છે તે તો ખપ્પર યોગિનીઓ છે અને તે તારૂં લોહી પીવાને આતુર થઈ રહી છે." કમળાએ કહ્યું.

"તમે યોગિનીઓ હો કે પિશાચિનીઓ હો, તે મારે જોવાનું નથી. હું તમારાથી લેશ માત્ર પણ ભય પામતો નથી. સુંદરીઓ! જો તમે તમારૂં શુભ ચાહતાં હો તો એક ક્ષણનો પણ વિલંબ નહિ કરતાં મારે તાબે થઇ જાવ." પ્હાડસિંહે કહ્યું.

" અમારા શરીરમાં પ્રાણવાયુ છે ત્યાં સુધી અમને તાબે કરનાર કોણ છે ?" વસંત ગર્જી ઉઠી.

" આ જવાંમર્દ પ્હાડસિંગ." દુષ્ટે જવાબ આપ્યો.

" સિંહના સંતાનને શીયાળવું સપડાવશે ?" પુનઃ વસંત બોલી.

" સિંહના સંતાનને શીયાળવાં તો નહિ પણ શીકારી બરાબર સપડાવે છે."

" એમ કરતાં શીકારીને પણ પ્રાણ જોખમમાં નાખવો પડે છે. પાપાત્મા ! હજી પણ સમજ, હાથે કરી વિનાશના કુંડમાં પડવાનો વિચાર ત્યાગ કર."

" મારો નિશ્ચય એકજ છે. હું તમને મારા તાબે કરી મારા સરદારની પાસે લઇ જઇશ અને ઇનામના બદલામાં આ સુંદરીની માગણી કરી તેને પરણીશ."

" ચૂપ કર ગુલામ ! નહિ તો આ પળેજ તારી જીભના કટકે કટકા કરી નાંખીશ." વસંત તેની તરફ આવેશમય વદને જોઇ રહી. પ્હાડસિંહ ખડખડાટ હશી પડયો. કમળાને પણ ક્રોધ ચઢયો. તેણે ધીમે રહી નીચે પડેલો એક પત્થર ઉપાડયો અને જોરથી પ્હાડસિંહ તરફ ફેંકયો. પ્હાડસિંહના કપાળમાં પત્થરનો પ્રહાર થયો. રૂધીર નીકળ્યું. પણ ઘાની વધુ વેદના તેને જણાઇ નહિ. તેણે બૂમ મારી પૂછ્યું, " સુંદરી ! આ શું ? પત્થર ઉપાડી ફેંકવાથી તમારો નાજુક હાથ તરછોડાયો હશે ? યાચકને પ્રેમનો બદલો આવી રીતે અપાતો હશે કે ? હા ! મને હવે સમજ પડી. રમણીઓના મનમાં કંઇક હોય છે અને ઉપરથી જુદું જણાવે છે. ચાલો, દિવ્ય સુંદરીઓ ! મારૂં માની મારી સાથે ચાલો, નહિ તો મારે તમને જોર જુલમથી લઇ જવાની ફરજ પડશે."

" અરે તે પહેલાં તો તારે પ્રાણહીન થઇ આ પૃથ્વીપર પટકાવું પડશે. શયતાન ! ચાલ, સામર્થ્ય હોય તો બતાવ તારૂં જોર."

વસંત કટારને હાથમાં પકડી ઉભી. પ્હાડસિંહે ભયંકર અવાજે પૂછ્યું, " શું આજ વિચાર ?"

" હા, શ્વાનની માફક વારંવાર શું ભસે છે ?" પ્હાડસિંહ ગુસ્સે થઈ ગયો. તેણે વસંત તરફ જવા માંડયું. વસંત તેને કટારથી દૂર રાખવા લાગી. પ્હાડસિંહ તેને પકડી લેવાનો પ્રયત્ન કરવા લાગ્યો. કમળાએ બૂમો પાડવા માંડી. પ્હાડસિંહે કમળાને બૂમો પાડતી અટકાવવાને તેની તરફ આક્રમણ કર્યું, અને એકાએક તેનો હાથ પકડી પ્રથમ તેની કટાર છીનાવી લઇ તેના મુખપર હાથ ઢાંક્યો. તત્કાળ વસંતે ધસી જઈ તેના હાથપર કટારનો ઘા કર્યો. પાપીનો હાથ નિર્માલ્ય થયો. રક્તની ધારા વહેવા લાગી. છતાં પ્હાડસિંહ તેનું પાપી કર્મ કરતાં અટકયો નહિ. બન્ને બાળાઓ આમથી તેમ ફરી પોતાનો બચાવ કરવા લાગી, રમણીઓ અને રાક્ષસનું યુદ્ધ મચી રહ્યું. એ અરસ્સામાંજ બગીચા તરફ આવવા નીકળેલો કનકકુમાર ત્યાં આવી પહોંચ્યો. તેની નજરે એ ભયંકર દેખાવ નજરે પડતાંજ તેણે દોટ મૂકી અને નજીક આવી પ્હાડસિંહની કમ્મરમાં એક લાત લગાવતાં ભયાનક સ્વરે કહ્યું, " નરાધમ ! દૂર રહે, અબળાઓને સતાવતાં શરમાતો નથી. "

પ્હાડસિંહે તેને ઓળખી બૂમ મારી કહ્યું, " કોણ કનક ! તું જીવતો છે ?"

" હા ! તારા જેવા અધર્મીઓના વિનાશને અર્થે હજી હયાત છું. ઓ નિમકહરામ ! રાજા દુર્મદસિંહના અન્નથી પોષાયેલા પિશાચ ! ધીક્કાર છે તારી જાતને. ચાલ યમનગર તરફ ગમન કરવાને તૈયાર થઇ જા. તારા જીવનથી આ પૃથ્વી કંપી રહી છે. " આમ બોલતા કનકે ભરેલી પિસ્તોલ હાથમાં પકડી બહાર કર્યો. પ્હાડસિંહે નીચા નમી બ્હાર નિષ્ફળ કર્યો. અને એ સાથેજ તેના મનમાં જીવ બચાવવાનો વિચાર સ્ફુર્યો. તેની પાસે પિસ્તોલ હતી નહિ. તેણે જીવ જોખમમાં મારી નાશી છૂટવાને માટે મૂઠીઓ વાળી દોડવું શરૂ કર્યું.

તરત કનકે બીજી ગોળી છોડી. નાસતા પ્હાડસિંહના ખભામાં ગોળી આબાદ વાગી. પણ તેની દરકાર નહિ કરતાં પ્હાડસિંહે દોડવું ચાલુ રાખ્યું. કનક પણ તેની પાછળ પડયો. તે ઉપરાસાપરી ગોળી બહાર કરે જતો હતો. પ્હાડસિંહ આમ તેમ દોડી ગોળી બહાર નિષ્ફળ કરી અતી વેગથી દોડતો હતો. તે દોડવામાં ઘણો કુશળ હોવાથી જોત-જોતામાં ઘણે દૂર નીકળી ગયો. પાપાત્મા જોવામાં નહિ આવતાં કનક આગળ નહિ વળતાં પાછો ફરી કમળા અને વસંત પાસે આવ્યો. પાછો આવતાં તેણે વિજયને ત્યાં આવેલો જોયો. વસંત અને કમળાએ બનેલા બનાવની બીના વિદીત કરી. વિજયના ક્રોધનો પાર રહ્યો નહિ. પિશાચના જીવતા જવાથી તેને ઘણું લાગી આવ્યું. તે થોડીકવાર વિચારમાં પડી કંઇક નિશ્ચય કરી ઉભો થતાં બોલ્યો, " કુમાર ! તમે આ બન્ને બાળાઓને લઈ નગરમાં જાઓ. હું પાપીની પાછળ જાઉં છું. તેનું જીવવું આપણને જોખમ ભરેલું છે. પાપાત્મા નૌત્તમ-નગર જઇ જરૂર આફત લાવશે. આમ ન થાય તેને માટે તેનો નાશ કરી નાખવો ઉત્તમ છે. તે શયતાન બચ્ચો શરીરે જખમી હોવાથી હજી ઘણે દૂર ગયો નહિ હોય, તે નજીકમાંજ ક્યાંક છૂપાઇ રહ્યો હશે. હું તેને ગમે ત્યાંથી ખોળી કાઢી ઠાર કરીશ. " કહી વિજય જવાને તત્પર થયો. પણ વસંતે તેને જવા દીધો નહિ. કનક-કમળાએ પણ ના પાડી. તેમની હઠ આગળ વિજયનું કંઈ ચાલી શક્યું નહિ. શત્રુની શોધમાં જવાનો વિચાર માંડીવાળી વિજય નીચે બેઠો. તેણે થોડીવાર શાન્ત રહી પૂછ્યું, " કુમાર ! બોલો હવે શું કરવું છે ? પાપીના જીવતા જવાથી થોડા દિવસમાં અહિં આફત આવશે. માટે આપણે સમયસર ચેતવું જોઇએ. વળી અહિંના નિર્માલ્ય રાજાને ત્યાં પડી રહેવામાં કંઇ પણ લાભ નથી. વિરમદે રાજા મૂર્ખનો શિરો-મણી છે. સર્વત્ર અંધેર ચાલે છે. મારે તેની તલ્વાર જેવો ઘાટ છે. આવા સ્થળમાં આપણા જેવાએ નિવાસ કરવો એ અતી હાનીકારક છે. "

" આપણે હવે અહિંથી જવું જોઇએ. પણ જવું કયાં તેની સમજ પડતી નથી. " કનકે જણાવ્યું.

" ગમે ત્યાં જવું પણ અહિં હવે રોકાવું નહિ. આપણે અહિંથી નીકળી ભુજંગસિંહ પાસે જઈશું. તેમણે અને મહારાજાએ આટલા સમય સુધીમાં શત્રુઓને સંહારવાનાં સાધન એકત્ર કર્યા હશે. " વિજયે કહ્યું.

" આ વિચાર પણ યોગ્ય છે. ચાલો ત્યારે આપણે નગરમાં જઈ આજેજ જવાની રજા માગીએ. " કહી કનક ઉભો થયો અને સઘળાંની સાથે નિવાસ સ્થાને આવ્યો. ત્યાં થોડીકવાર વિશ્રાન્તિ લઇ વિજય સાથે રાજાની પાસે ગયો. વ્યસની વીરમદે આ વખતે પલંગમાં પોઢયો હતો. બે ખવાસણો પલંગની બન્ને બાજુએ બેસી રાજાને પંખો નાખતી હતી અને બીજી બે પગ તળાંસતી હતી. એક રૂપવાન રમણી પલંગની નજીક બેસી સીતાર સાથે શૃંગારીક ગાન ગાઈ રાજાને વિનોદ કરાવી રહી હતી. આ સમયેજ કનક અને વિજયે ત્યાં આવી પોતાના આગમનના સમાચાર મોકલાવ્યા. રાજાએ તેમને આવવા દેવાની પરવાનગી આપી. બન્ને વીર કુમારો રાજાની પાસે આવી ત્યાં પડેલા આસનો પર બેઠા. ગાયન બંધ રહ્યું. રાજાએ બન્નેનું કુશળ પૂછવાની સભ્યતા દર્શાવી એકાએક આવવાનું પૂછ્યું. કનકે જવાની રજા માગી. વીરમદેએ થોડીકવાર કંઇકિ વિચાર કરી પંદર દિવસ વધુ રોકાવાનું જણાવ્યું. વિજય–કનકે અનીચ્છા દર્શાવી. રાજાએ કનકની પર સ્નેહ દર્શાવવા સોગન આપી એટલા દિવસ રોકાવાનું કહ્યું. સોગનના કારણે બન્ને વીરોએ બળાત્કારે એટલા દિવસ રહેવાનું કબુલ્યું. આ પછી બીજી આડીઅવળી વાતો કરી બન્ને જણા પોતાના મુકામ પર આવ્યા અને પરસ્પરમાં વાતો કરી કાળક્ષેપ કરવા લાગ્યા.



# પ્રકરણ ૧૯ મું.

## રાક્ષસી રાજ્યતંત્ર.

ગાફીલ બન્દે ! ઇસ દુનિયાં મે શોચ સમજકે ગુજારા કર,
દુનિયાં હએ બાજી ચૌસરકી ઓર તું હએ ખેલાડી ન હારા કર,
નેકો બદકે નરદોકી ઇસિ બાજીમે ગઓરસે રખ પહેચાન સદા.
ચાલપે જીતકી રહે કર કાયમ, અપને નફ્સકો મારા કર.

રા. સૈયદ.

નૌત્તમનગરના મધ્ય વિભાગે એક વિશાળ મહાલય આવેલું હતું, આ મહાલય પૂરાતન કાળનું હતું. તેની અંદર અનેક ગુપ્તસ્થાનો આવેલા હતાં. રાજ્ય ખટપટીયાજનો પોતાના સ્વાર્થને પરીપૂર્ણ કરવાને માટે આ ગુપ્ત સ્થાનો ઉપયોગમાં લેતા. એ ભવ્ય મહાલયોમાંના ગુપ્ત ભોંયરાંઓમાં અનેક નિર્દોષજનોએ પૂરાઇ પ્રાણ ગૂમાવ્યા હતા, અંદર અનેકના રક્ત પ્રવાહ વહ્યાં હતા. રક્તના શ્યામ ડાઘા હજી પણ નજરે પડતા હતા. આવા ભયાનક મહાલયમાં રાણી કળાવતીના રાજ્ય અમલ વખતે શયતાનસિંહ અને વિરોધસિંહ નામક સરદારો રહેતા હતા. શયતાનસિંહ કોટવાળ પદે અને વિરોધસિંહ ખજાનચીના પદે હતો. બને મહાદુષ્ટ હતા. તેઓ દુર્જનસાલના કંઇક દૂરના સગા થતા હતા. નૌત્તમનગરની ગાદીપર જો કે રાણી કળાવતી હતી; પણ ખરૂં રાજ્ય ચલાવનારા તો આ બન્ને સરદારોજ હતા. કળાવતી અને દુર્જનસાલ નીચ એશઆરામમાં સમય વ્યતિત કરતાં હતાં, પ્રજાનું શું થાય છે ? રાજ્યમાં શું બને છે ? અમલદારો કેમ વર્તે છે વગેરે બાબતોની દરકાર તેમને નહોતી. રાજ્યની વ્યવસ્થાનો ભાર શયતાનસિંહ અને વિરોધસિંહના માથે હોવાથી રાણી અને દુર્જનસાલ પ્રમાદમાં પડી રહી જુવાનીનું સાર્થક કરતાં હતાં. શયતાનસિંહ અને વિરોધસિંહ ફાવે એમ વર્તતા. પ્રજાને ત્રાસ આપતા, ગરીબોને ગરદન મારતા, અને ધનીકોનાં ધન પડાવી

લઇ પોતાનો ધન ભંડાર ભરતા. આ બન્ને લુચ્ચાઓએ થોડા વખત પર એક કાયદો ઘડયો. તે કાયદો એકે પ્રજાજનોની પાસે પાંચસો સુવર્ણ મહોરો ઉપરાંત એક પણ વધારે મહોર રહેવા દેવી નહિ. જેની પાસે પાંચસો મહોરો ઉપરાંત હોય તેણે ખજાનચી વિરોધસિંહની આગળ હાજર થઇ તમામ મહોરો રાજ્યની તીજોરીમાં રજુ કરવી. રાજ્ય તરફથી તેને પહોંચ આપવામાં આવશે અને જ્યારે જરૂર પડશે ત્યારે ખાત્રી કરી માગ્યા મુજબ નાણાં પણ આપવામાં આવશે. પ્રજાજનોએ રાજયની તીજોરીમાં જમે મૂકેલાં નાણાં માટે રાજ્ય કોઇ પણ રીતે જવાબદાર નથી. પ્રજાને ભવિષ્યમા ઉન્નતિના શિખરે ચઢાવવાને માટે શાણા અમલદારોએ પૂર્ણ વિચાર કરી આ કાયદો જાહેર કર્યો છે. નૌત્તમનગરનાં તમામ જનોએ આ આજ્ઞાનું–કાયદાનું પ્રતિપાલન કરવું. જે આ કાયદાનું પ્રતીપાલન કરશે નહિ તેને સખ્તમાં સખ્ત સજા થશે. આ કાયદો જાહેર થયા પછી આઠ દિવસમાં તમામ પૈસાપાત્ર જનોએ પોતાની પાસે પાંચસો મહોરો રાખી બાકીની તમામ રાજ્યની તીજોરીમાં જમા કરાવી જવી.

આવી મતલબનો કાયદો ઘડી કાઢી તેમાં રાણી અને દુર્જનસાલની સહીઓ કરાવી. પાયમાલ કરનારો કાયદો જાહેર થતાં પ્રજાના દુઃખનો પાર રહ્યો નહિ. મહા પ્રયાસે એકત્ર કરેલું ધન હવે પાસે રાખી શકાશે નહિ જાણી પ્રજાજનો શોકમાં ડુબ્યાં. રાક્ષસી રાજ્ય અમલમાં ફરીયાદ પણ કયાં જઇ કરે ? અમલદારોની સામે થનારા અનેક પ્રજાજનોના પ્રાણ ગયા હતા. પ્રજાની ફરીયાદ કરનારા અનેક જનો દેશ પાર અથવા ફાંશીએ ચઢયા હતા. આથી પ્રજાનું દુઃખ જાહેર કરવાની કોઇની પણ હિંમત ચાલતી નહિ. આઠ દિવસ પૂરા થતામાં તો નૌત્તમનગરના ધનાઢયોએ પોતાની સંપત્તિ રાજ્યની તિજોરીમાં રજુ કરી. ખાલી રાજ્ય ભંડાર ભરપૂર ભરાયો. રાજ્ય સંચાલકો તે દ્રવ્યથી આનંદ ઉડાવવા લાગ્યા. રાજ્યમાં સર્વત્ર અંધેર ચાલતું હતું. રાણી કરતાં વધુ સત્તા અમલદારોની હતી. એક નાનો

પટાવાળો સિપાહી પણ અપૂર્વ સન્માન મેળવતો. પ્રજાને ઠરીને એસવાનો સમય નહોતો. યુવાન બાળાઓથી બહાર નીકળી શકાતું નહોતું. ભોગ જોગે કોઇ રૂપવાન યા યુવાન અબળા કોઇ અમલદાર અગર સિપાહીની નજરે પડતી; તો તેના ભોગજ મળી ગયા સમજવા. તરતજ તે અબળાની માગણી તેના વાલી પાસે થતી. જો તે બાળાનો વાલી તે બાઇને રાજી ખુશીથી સોંપી દે તો સુખથી રહી શકતો; અને વિરૂદ્ધ વર્તે તો પ્રાણ ગુમાવતો. અનેક અબળાઓ પાપી અમલદારોના કારણે ભ્રષ્ટાચારનો ભોગ થઇ પડી હતી. અનેક પવિત્ર અબળાઓએ શીયળના રક્ષણાર્થે પ્રાણનાં બળીદાન આપ્યાં હતાં. શયતાનસિંહ અને વિરોધસિંહ જેવા પૈસાના પૂજારીઓ હતા; તેનાથી વધારે વ્યભીચારીઓ હતા, બન્ને બદમાસોએ અનેક પવિત્ર બાળાઓનાં સતિત્વ નષ્ટ કર્યા હતાં. એ બન્ને શયતાનોના અમલે કરી ગરીબડી પ્રજા નર્ક સમાન કષ્ટ સહન કરી રહી હતી. નૌત્તમનગરના અને તેના તાબાનાં તમામ ગામ–શહેરોમાં નિવાસ કરનારા પ્રજાજનો કે જેઓ પાંચસો ઉપરાંત સોના મ્હોરોના માલીક હતા; તેઓ પોતાની સીલીકે પાંચસો–છસો મહોરો રાખી વધારાની રાજ્યની તીજોરીમાં મૂકી આવ્યા. આ વખતે નૌત્તમનગરમાં મંગળદાસ કરીને એક ધનાઢ્ય શેઠ રહેતો હતો. તે ઘણો ધર્મી અને દયાળુ હતો. પ્રમાણીકપણે જીવન ગુજારી ભાગ્યબળે તે ધનવાન થયો હતો. તેણે જાવા–ચીન–મલબાર વગેરે સ્થળોએ વહેપાર કરી પુષ્કળ દ્રવ્ય મેળવ્યું હતું, તેને સંતાનમાં એક પુત્ર અને પુત્રી હતાં. પુત્રની ઉમર દસ વર્ષની અને પુત્રીની ઉમ્મર પંદર વર્ષની હતી. તેનો વિવાહ એક શ્રીમાનના પુત્રની સાથે કર્યો હતો. લગ્નનું મૂહૂર્ત કન્યાના સોળમા વર્ષે હતું. પુત્રનું નામ રમણ અને પુત્રીનું નામ તારા હતું. બન્ને પોતાના પિતાના સમાન સદ્દગુણી હતાં. તારા રૂપ ગુણ સંપન્ન હતી. આખા નૌત્તમનગરમાં તેના રૂપ ગુણનાં વખાણ થતાં. આ બાલિકાની ઉપર પાપાત્મા શયતાનસિંહની વિષમ દ્રષ્ટિ થઇ હતી. તારાને

જોવાની ઇચ્છાથી શયતાનસિંહ એક વખતે મળવાને બહાને મંગળદાસ પાસે જઇ તારાને જોઇ દિગ્મૂઢ બન્યો અને પછી હરકોઈ ઉપાયે તેને મેળવવાનો તેણે દ્રઢ ઠરાવ કર્યો હતો.

મંગળદાસ પ્રજામાં માનીતો હતો. તેની પચાસ વર્ષની ઉમ્મર થવા આવી હતી છતાં તેનો બાંધો મજબુત અને બળવાન હતો. પાંચસો મહોરો ઉપરાંતનું તમામ દ્રવ્ય રાજકોષમાં રજુ કરવા વિષેનો કાયદો જાહેર થતાં તેણે વાંધો ઉઠાવી જાહેર કર્યું. કે પ્રજાએ પરિશ્રમ કરી મેળવેલા દ્રવ્યપર રાજ્યનો અધિકાર નથી. તે દ્રવ્યનો પ્રજા ફાવે એમ વ્યય કરે. રાજ્યને આવો કાયદો ઘડવાની જરૂર નથી. આવો વાંધો રજુ કરી મંગળદાસે પૈસાવાળા પ્રજાજનોને સંપ કરી દ્રવ્ય નહિ ભરી આવવાની સૂચના આપી. પ્રરંતુ પ્રજામાં સંપ ક્યાંથી હોય ! સંપના અભાવે તો આખા દેશની દુર્દશા થઇ છે. ભારતના પ્રજાજનોમાં ઐક્યતાનો જો અનુપમ ગુણ હોત તો ભારત પુત્રો આજે આખા જગતપર પોતાનો અધિકાર જમાવી શકત. આ ઐક્યતાના ગુણને વિસારવાથીજ ભારતજનો ભાગ્યહિન બની મૃતઃપ્રાય અવસ્થામાં જીવન ગુજારી રહ્યાં છે. નૌત્તમનગરના જનોએ મંગળદાસની સમક્ષ તો હાજી હા કરી, પણ પછી ગુપ્ત રીતે એક પછી એક રાજ્યની તીજોરીમાં પોતપોતાનું દ્રવ્ય મૂકી આવ્યા. સઘળા આવી ગયા; પણ મંગળદાસ આવ્યો નહિ. આથી શયતાનસિંહ જાતેજ તેની પાસે આવ્યો. આ પહેલાં મંગળદાસે પોતાની પાસેના દ્રવ્યનો લગભગ પોણો ભાગ મકાનમાં અને બહારની કોઇ ગુપ્ત જગામાં દાટી દીધો હતો. શયતાનસિંહે શેઠની પાસે આવી કાયદાનું પાલન કરવાનું સૂચવ્યું. મંગળદાસે અન્યાયી કાયદાને સ્વીકારવાની સ્પષ્ટ ના પાડી. શયતાનસિંહે ધમકી આપી; પણ તે ધમકીની મંગળદાસે કંઈ પણ પરવાહ કરી નહિ. શયતાનસિંહ ગુસ્સે થઈ દુર્જનસાલને મળ્યો. અને દુર્જનસાલે રાણીને મળી સમજાવ્યું કે મંગળદાસ શેઠ બેવફા થયો છે અને આપણા દુશ્મનો સાથે ખાનગી સંદેશા ચલાવે છે માટે તેને કેદ કરવાનો હુકમ થવો જોઈએ. રાણીએ આજ્ઞા આપી.

વિરાધસિંહ હથીઆરબંધ ટુકડી લઇ તેના મકાને ગયો. શેઠના વફાદાર સેવકો શસ્ત્રો લઈ સામે થયા. મંગળદાસ પણ ખુલ્લી તરવારે મેદાન પડયો. ઝપાઝપી થઇ. મંગળદાસ અને તેના સેવકોએ રાજ્યના અનેક સૈનિક સિપાહીઓને સ્વર્ગે મોકલી આપ્યા. પણ અંતે ઘણાની આગળ તેઓ વધુ વખત ટકી શકયા નહિ. શેઠના તમામ નોકરો મૃત્યુ પામ્યા, શેઠ જખમી થઇ કેદ પકડાયા. શેઠનાં સ્ત્રી-પુત્ર-પુત્રીને બહાર કાઢી હવેલીપર સરકારી તાળાં વસાયાં. શેઠને તેનાં સ્ત્રી-સંતાન સાથે શયતાનસિંહને સ્વાધિન કરવામાં આવ્યાં. શયતાનસિંહે ભેદી ભવ્ય મહાલયના એક એકાન્ત ભોંયરામાં સઘળાંને કેદ કર્યાં. આખા નગરમાં હાહાકાર વર્તાઇ રહ્યો. પ્રજાજનો કરૂણ કલ્પાંત કરવા લાગ્યાં. યુવાન જનોએ તોફાન મચાવ્યું. કેટલાક મહોલ્લામાં તોફાન થયાં. સિપાહીઓને માર પડયો. રાજ્યનાં મકાનો સળગ્યાં. રાજ્ય તરફથી એક અમલદાર લશ્કરી ટુકડી સાથે આખા નગરમાં ફર્યો. આ અમલદારે અનેક નિર્દોષ જનોની કત્લ કરી ત્રાસ બેસાડયો. પ્રજા ડરી ગઈ. જુલ્મીઓથી છૂટવાને પ્રભુની પ્રાર્થના કરવા લાગી. ધીમે ધીમે પાછી શાન્તિ ફેલાઇ ગઈ. છેવટે મંગળદાસ શેઠને કેદ થએ ઘણા દિવસો થઇ ગયા હતા. તેમના શરીરપરનાં જખમો પણ રૂઝાઇ ગયાં હતાં. તેમને જે સ્થળે પૂરવામાં આવ્યા હતા, તે એક સમચોરસ ભોંયરાના આકારની એક કોટડી હતી. આ કોટડી મહાલયના છેક અંદરના ભાગમાં આવેલી હતી. કોટડીની આસપાસ લોખંડની જાળીઓ આવેલી હતી. અંદરના ભાગમાં આવેલી કોટડીમાં દિવસે થોડોક પ્રકાશ જણાતો. આ ઓરડામાં નોત્તમનગરનો માનવંતો શેઠ અત્યાચારી અમલદારો અને રાક્ષસી રાણીના રાક્ષસી રાજ્ય અમલથી કેદ પૂરાઇ દુઃખી દિસે દિવસો નિર્ગમન કરતો હતો. રાત્રિ-દિવસ સ્ત્રી-પુત્ર-પુત્રીને શુભ ઉપદેશ સાથે હિંમત ધરવાનું સૂચન કરતો. આ નિર્દોષજનોને બે વખત સાદો ખોરાક મળતો. સુખ વૈભવ ભોગવનારાં જનો જે ખોરાક મળતો તે જમીને ભાવીનો ખેલ જોઇ રહ્યાં હતાં.

આજે સાયંકાળનો સમય હતો. મંગળદાસશેઠ પોતાનાં પ્રિય જનોની સાથે ઓરડાની જાળી આગળ બેઠા હતા. જાળીની બહાર ચોડીવારપર એક સેવકે આવી દીવાનું કોડીયું મૂક્યું હતું. તે દીપકના કોડીયાનો મંદ પ્રકાશ એટલામાં પથરાઇ રહ્યો હતો. શેઠનાં પત્ની વિચારવશ વદને બેસી રહ્યાં હતાં. તેના ખોળામાં રમણ માથું મૂકીને સૂતેલો હતો. શેઠાણી પુત્રના મુખપર હાથ ફેરવી વારંવાર નિઃશ્વાસ નાંખતાં હતાં. એવામાં શાન્ત બેસી રહેલી તારાલક્ષ્મી બોલી, " બાપુ ! આપણે અહિં ક્યાં સુધી પૂરાઇ રહેવું પડશે ? "

પુત્રીના પ્રશ્નથી પિતા કંઇક હસ્યો. પણ તરતજ મુખ ગંભીર રાખી બોલ્યો, " બ્હેન ! હવે આપણે આ સ્થળનેજ આપણું ઘર સમજવું પડશે; અને કદાચ જીવન પણ અત્રેજ પૂર્ણ થશે. "

" આપણા છૂટકારાનો શું એક પણ ઉપાય નથી ? " પુનઃ તારાએ પૂછ્યું.

" છે, અને તે એ કે આપણે આપણી પાસેનું તમામ ધન પાપીઓને આપી દઇએ તો આપણે તરતજ મૂક્તી મેળવીએ. પણ આમ કરવામાં હું મહાપાપ સમજું છું." શેઠે કહ્યું.

" પિતાજી! આપણા છૂટકારાને અર્થે આપણી પાસેનું તમામ ધન દુષ્ટોને આપી દ્યો, જીવન હશે તો ધન ફરીથી આવી મળશે. આપણે અહિંથી છૂટયા પછી બીજા નગરમાં જતાં રહીશું અને તે નગરને આપણી જન્મભૂમિ સમાન માની જીવન સંતોષથી ગુજારીશું. બાપુ ! જુઓને આ કોટડીમાં પૂરાવાથી મારી માતા અને ભાઇનાં પ્રફુલ્લ વદન કેવાં ફિક્કાં અને નિસ્તેજ જણાય છે ? " તારાએ કહ્યું.

મંગળદાસ વિચારમાં પડયો. તેને પુત્રીનું કહેવું વ્યાજબી જણાયું, એ સાથે એક વિદ્વાન વાક્ય યાદ આવ્યુંકે 'પોતાનું અને પોતાના પ્રિયજનોનું રક્ષણ કરવાને—જીવન બચાવવાને ધનનો નાશ થતો હોય તો થવા દેવો. ' મંગળદાસે ધન આપી દેવાનો નિશ્ચય કર્યો. તેણે જાળીમાંથી બહાર દૃષ્ટિ કરી. સર્વત્ર અંધકાર ફરી વળ્યો હતો, કંઇ પણ વસ્તુ જોવાઇ

શકાતી નહોતી. થોડીવારે દૂરથી કોઇના આવવાનાં પગલાં સંભળાયાં. મંગળદાસે અવાજ તરફ જોયું પણ અંધકારના કારણે કંઇ પણ જણાયું નહિ. દૂરથી સંભળાતો અવાજ ધીમે ધીમે નજીક આવવા લાગ્યો અને તેની સાથેજ એક માણસ ફાનસ પકડીને ચાલ્યો આવતો જણાયો. છેક નજીક આવતાં માલમ પડયું કે શયતાનસિંહ અને વિરોધસિંહ આવી પહોંચ્યા છે. વિરોધસિંહ પૈસાનો લોભી હતો. શયતાનસિંહ પણ સંપત્તિનો સેવક હતો પરંતુ તેથી વિશેષ કામિની ભક્ત હતો. વિરોધસિંહને શેઠની સંપત્તિની ઇચ્છા હતી અને શયતાનસિંહને તારાસુંદરીની લગન લાગી હતી. બન્ને જણા પોતપોતાની ઇચ્છાઓ પરિતૃપ્ત કરવાને શેઠની પાસે આ વખતે આવ્યા હતા. દગાબાજ શત્રુઓને જોતાંજ શેઠે તારાને અને તેની માતાને દૂર જઈ બેસવાનું સૂચવ્યું. માતા-પુત્રી દૂર ગયાં. રમણ આંખ્યો ચોળી બેઠો થયો અને ભૂત સમાન ભાસતા ભયંકર શત્રુઓનાં વિકાળ-વિરૂપ વદન તરફ જોઇ રહ્યો. વિરોધસિંહે હાથમાંનું ફાનસ નીચે મૂકી જાળીવાળા દ્વારે વાસેલું તાળું ખુલ્લું કરી શેઠને પૂછ્યું, " કાં મંગળદાસ શેઠ! શું વિચાર ચાલે છે ?"

" તમારા પ્રતાપે આવી પડેલા દુઃખના વિચાર થયા કરે છે. બીજો કોઇ પણ વિચાર મારા મનમાં નથી. આપ મહાશયોનું આગમન અત્યારે કેમ થયું છે વારૂ ?" મંગળદાસે પૂછ્યું.

"આપ નૌત્તમનગરના માનવંતા શેઠ છો. રાણીની આજ્ઞાથી જો કે આપને કેદ કરવામાં આવ્યા છે; પણ અમને તમારી ઘણીજ લાગણી થાય છે. શેઠજી! અમારો ઇરાદો તમને દુઃખથી મુક્ત કરવાનો છે; અને એ વિચારથીજ અમે અહિં આવ્યા છીએ." શયતાનસિંહે કહ્યું.

"તમારો ઉપકાર હું જન્મભર ભૂલી જનાર નથી. હું અને મારાં બાળકો આ સ્થળે ઘણાં દુઃખી છીએ. અમને આ સ્થળેથી મુક્ત કરશો તો હું બદલામાં તમને ઘણું ધન આપી ખુશી કરીશ. કે

જેથી કરીને તમારે અન્યાયી જનોની નોકરી કરવાની જરૂર રહેશે નહિ." શેઠે કહ્યું.

શેઠનું કહેવું સાંભળી બન્ને બદમાસોએ એક બીજાનો હાથ દબાવ્યો. બાદ વિરોધસિંહ બોલ્યો, "શેઠ ! તમે જે ધન આપી અમારૂં દારિદ્ર દૂર કરવાની ઇચ્છા ધરાવો છો તેને માટે અમે આપના આભારી છીએ. પરંતુ આપને દિલગીરી સાથે જણાવવાની રજા લઇએ છીએ કે આપના તમામ ધન સાથે ઘરબાર રાણીએ જપ્ત કર્યા છે. તે તમારી મિલ્કત ઉપર હવે તમારો કંઈ પણ અધિકાર રહ્યો નથી."

"અરે ! આતો ઘણોજ જુલ્મ." મંગળદાસે કપાળ પર હાથ પછડાયો. વિરોધસિંહે આશ્વાસન સૂચક શબ્દો સંભળાવી કહ્યું, "શેઠ ! બનનાર વસ્તુ બને જાય છે. ગએલા ધનનો શોક હવે નકામો છે."

"તે હું સમજું છું. તમે મારી પર દયા કરી મને અહિંથી જલ્દી છોડાવો." શેઠે કહ્યું.

"અમે આ પળેજ તમને મૂક્ત કરવાને તૈયાર છીએ. પણ..." વિરોધસિંહ બોલતાં અટક્યો. શેઠે પૂછ્યું, "કેમ બોલતા બંધ રહ્યા ?"

"તમારે અમારી એક માગણી કબુલ કરવી પડશે." વિરોધસિંહે દાવ અજમાવવા માંડ્યો.

"તમારી વ્યાજબી માગણી હું તરતજ સ્વીકારીશ." શેઠે કહ્યું.

"અમારી માગણી સ્વીકારવામાં તમને અને અમને મોટો લાભ છે." શયતાનસિંહે કહ્યું.

"જણાવો કે તે લાભદાયક શું વાત છે ?" શેઠે પૂછ્યું.

"તમે ગુસ્સે તો નહિ થાવને ?" વિરોધસિંહે પૂછ્યું.

"સત્ય વાતમાં શામાટે ગુસ્સે થાઉં ? તમે વિના સંકોચે તમારા મનની વાત જણાવો."

"શેઠ ! શાન્તિથી સાંભળજો. જાણે કે તમે હાલ તદ્દન ભીખારી જેવા બની ગયા છો. આથી અમને ઘણુંજ લાગી આવે છે. અમે

બન્નેએ મળી આપને સુખી કરવાને માટે એવા વિચાર કરી નિશ્ચય કર્યો છે કે, આપે આપની કન્યા તારાને આ માનવંતા સરદાર શયતાનસિંહ સાથે પરણાવવી. તેના બદલામાં શયતાનસિંહે ગમે એ પ્રકારે તમારી ગયેલી તમામ મિલ્કત પાછી અપાવવી. બોલો મારી આ વાત આપને માન્ય છે ? ” વિરોધસિંહે શેઠ સામે જોયું. શેઠ ક્યારનાએ રાતા પિળા થઇ ગયા હતા. પણ મહા મુશીબતે ગુસ્સો દબાવી બેસી રહ્યા હતા. તે હવે મોટા અવાજે બોલી ઉઠયા, “ મારા પ્રત્યેની તમારી લાગણી જણાઇ આવી છે. તમે બન્ને મહાદુષ્ટ છો. તમારી સ્વાર્થી ઇચ્છા પૂર્ણ કરવાને માટેજ તમે અત્યારે અહિં આવ્યા છો. પાપાત્મ:ઓ ! તમારા ઝેરી શબ્દો મારા હૃદયમાં તીરની માફક ખૂંચી રહ્યા છે. શું કરૂં, મારો કંઇ ઉપાય નથી. ઓ નિર્દોષ જનોને સંતાપનારા અધમો ! જાવ, તમારાં કાળાં મુખ લઇ અત્રેથી ચાલ્યા જાવ. હું પ્રાણાંતે પણ તમારી માગણી સ્વીકારનાર નથી. ભલે આ કેદખાનામાંજ મારો અને મારા બાળકોનો અંત આવશે.

“ શેઠ ! આમ આટલા બધા ગુસ્સે શામાટે થઇ જાવ છો ? અમે તો ફક્ત તમારા ભલાને માટે જ કહીએ છીએ.” શયતાનસિંહ બોલ્યો.

“ મારૂં ભલું કરી ચૂકેલા ભયંકર જનો ! તમે મહેરબાની કરી હવે જતા રહો. ” શેઠે કહ્યું.

“ શું તમારો આજ નિશ્ચય છે ? ” વિરોધસિંહે પૂછયું.

“હા, વારંવાર શું પૂછે છે ?” શેઠે કંટાળીને કહ્યું.

“ મંગળદાસ ! દુ:ખી થઇશ, તું હાથે કરીને શામાટે તારૂં સર્વસ્વ નાશ કરે છે ? તું અમારા પંજામાં છે. અમે ધારીએ તે કરવાને સમર્થ છીએ. અમે જો ધારીશું તો આ પળેજ તારી પુત્રીને તારી પાસેથી લઇ જઇશું. માટે સીધી રીતે અમારી માગણી સ્વીકારી સુખી થા.” શયતાનસિંહે કહ્યું.

મંગળદાસ કંપી ઉઠયો. પોતે અસહાય છે જાણી વ્યાકુળ બન્યો. તે ગાંડાની માફક હોઠ દાંત પીસી ચારેતરફ જોવા લાગ્યો. કંઇપણ

જવાબ નહિ મળવાથી શયતાનસિંહ કોટડીમાં પ્રવેશી તારાની તરફ જતાં બોલ્યો, " જો હું આ પળેજ તારી પુત્રીને મારી પત્ની બનાવવા ઉપાડી જાઉ છું. " આમ બોલતો શયતાનસિંહ આગળ વધ્યો કે તરતજ મંગળદાસે વાઘની માફક છલંગ મારી તેને પાછળથી પકડી જમીનપર પટક્યો—વિરોધસિંહ મિત્રની મદદે દોડી આવ્યો. તેણે મંગળદાસને બાથમાં મજબુત પકડયો. મંગળદાસ બળવાન હતો. તે જોર કરી બાથમાંથી છૂટો થયો અને બન્ને દુષ્ટોને પોતાના હાથનું પાણી બતાવવા લાગ્યો. મંગળદાસની પત્ની પોતાના પુત્ર અને પુત્રીને પડખામાં રાખી ઉભી હતી. તેનો દેખાવ કરૂણ હતો. ભયભીત થએલી ભામિની સર્વાંગે ધ્રુજતી હતી. મંગળદાસે હરીફોને હાથનો સ્વાદ ચખાડયો. આમ ફાવીશું નહિ ધારી શયતાનસિંહે યુકિતપૂર્વક પાછળ ખસી પોતાની પાસેના ડંડાનો બળપૂર્વક પ્રહાર મંગળદાસના માથાપર કર્યો. શેઠ ચક્કરી ખાઈ જમીનપર પડયો; અને જોત જોતામાં બેશુદ્ધ બની ગયો. શયતાનસિંહ શેઠની પત્ની તરફ દોડ્યો અને માતાને વળગી ઉભેલી તારાને ખેંચવા લાગ્યો. રમણ—તારા અને શેઠની પત્ની મદદની બૂમો પાડવા લાગ્યાં. અંદરના ભાગમાં આક્રંદ મચી રહ્યું. આ સમયેજ એકાએક સરદાર દુર્જનસાલ તેની સાથે દશ સેવકો સાથે ત્યાં આવી ઉભો. મોટા સરદારને જોતાંજ શયતાન અને વિરોધ પોતાનું પાપકર્મ કરવું મૂકી તેની પાસે આવી ઉભા. દુર્જને સઘળો પ્રસંગ અવલોકી તેમનો જવાબ માગ્યો. વિરોધસિંહે તેના કાનમાં કંઈક છાની વાત કરી તારા તરફ હાથ લંબાવ્યો. ફાનસના પ્રકાશમાં ભયભીત થઇ ધ્રુજતી તારાપર દ્દષ્ટિ પડતાંજ દુર્જનસાલે આનંદનો ઉદ્‌ગાર કાઢી પોતાની સાથેના સેવકોને તારાને પોતાના મહેલે લઇ જવાની આજ્ઞા કરી. માતાથી છૂટી પડતાં તારાએ હ્રદયભેદક કલ્પાંત કરી મૂક્યું. પૂત્રીની દશા જોઇ માતા છેવટે બેભાન થઈ જમીનપર પડી. દસ વર્ષનો રમણ ભયભીત વદને પોતાની બહેનને લઈ જતાં જોઈ રહ્યો. બાળક શું કરે ? દુર્જનની દ્દષ્ટિ તારાપર પડી અને તે તેના

મહેલે ગઈ જાણી શયતાનના સંતાપનો પાર રહ્યો નહિ. પણ તે કંઇ બોલી શક્યો નહિ."

દુર્જનસાલ અગત્યનું કામ હોવાથી એ બન્ને પાપીઓ પાસે આવ્યો હતો અને તેઓ અંદરના ભાગમાં છે એવી સેવકો પાસેથી ખબર મેળવી અંદર આવ્યો અને સર્વ પ્રસંગ નિહાળ્યો.

તારાને સેવકો સાથે રવાને કરી દુર્જનસાલ પાપીઓ સાથે બહાર આવ્યો અને મોડી રાત સુધી રોકાઈ તેઓની સાથે ખાનગી મસલત ચલાવવા લાગ્યો.

## પ્રકરણ ૨૦ મું.

### રણમલપર આફત.

દુઃખી ભીખારી અને ધનહીન, કુરૂપ હોકે નર નીચ દીન,
કર્તવ્ય પાળે તો અગ્ર ગણ્ય, થાતાં ગણાએ નર ધન્ય ધન્ય.
બ્રહ્મા વીભુ શીવશંભુ મહેશ, વિષ્ણુ કહો કે ગીરીજા ગણેશ,
લક્ષ્મી અને ભારતી સર્વ દેવો તણો સ્નેહ કર્તવ્યથી ઝીલી લેવો.
દારિદ્રયનું દુખ તેથી મટે છે, ને મૂર્ખતા શીઘ્ર તેથી ઘટે છે,
આત્મોન્નતિ દ્વારો તણું ખાસદ્વાર, કર્તવ્યના પાલણે ધાર યાર.
કર્તવ્યમાં જેહને છે ન પ્રીતિ, તે છે મહામુઢની નીચ સ્થિતિ,
ભૂખ્યો મરે કષ્ટ વેઠી અપાર, ભીખે ફરાંને અરે દ્વાર દ્વાર.

સ્વ. કાસરવાળા.

જગતમાં જન્મ ધારણ કરી પોતાના કર્તવ્યનું યથાર્થ પાલન કરનારા જનોનું જીવન ધન્યવાદને પાત્ર ગણાય છે. કર્તવ્ય વિહીન જનોનો જન્મ ભૂમિના ભારરૂપ છે. સરદાર દુર્જનસાલ અને રાણીએ પ્રજા પ્રત્યેનું કર્તવ્ય વિસારી જુલમી રાજ્ય સ્થાપ્યું છે. વિભુના દરબારમાં તેમને તેમનાં પાપનો જવાબ આપવો ભારે થઇ પડશે. રાજા અને

સત્તાધિસ અમલદારોની ફરજ છે કે પ્રજાજનોને સુખી કરવાં. તેઓ પ્રજાના સંરક્ષક છે. તેમણે પ્રજાના સુખ યા દુઃખમાં પૂરતું ધ્યાન આપવાનું છે. પ્રજાને સુખી કરવા—ઈચ્છનાર અમલદાર તેની નામના અમર કરી જાય છે અને અધમ અમલદાર અંતે મહા દુઃખી થઇને મરે છે. પાપીને તો આ જગતમાંજ કર્મનાં ફળ મળે છે. માનવંતા શેઠ મંગળદાસની પુત્રીને પોતાના મકાનમાં લાવી એક શૃંગારેલા ઓરડામાં પલંગપર સૂવારી. તારા બેશુદ્ધાવસ્થામાં હતી. દુર્જને તેની સેવાને અર્થે બે દાસીઓને તેની પાસે મોકલી આપી. બાદ દુર્જનસાલ મહેલની નીચે આવી ચોગાનમાં આમતેમ આંટા મારવા લાગ્યો. રાત્રિનો સમય હતો. દસ વાગી ગયા હતા. જનસમાજનો કોલાહલ શાન્ત થયો હતો. અંધકારમાં દુર્જનસાલ ભૂતના ઓળાની માફક આમતેમ આંટા મારતો હતો. તેના નોકરો મહેલની અંદર હતા. દુર્જન એકલો ફરતો હતો. તેનું મન અસ્વસ્થ હોય એમ જણાતું હતું. પાપીઓના મન નિરંતર અસ્વસ્થજ હોય છે. તેમને કદી શાન્તિ હોતીજ નથી. પોતાના સ્વાર્થની પરીતૃપ્તિને અર્થે તેઓ અનેક પ્રપંચજાળો બિછાવે છે. દુર્જનસાલ તારાલક્ષ્મીનું સૌંદર્ય નિહાળી આશ્ચર્ય પામ્યો હતો. તેને સ્વપ્ને પણ આશા નહોતી કે મંગળદાસને આવું રૂપ માધુર્યથી ખીલતું પુત્રી રત્ન હશે? દુર્જનસાલ તારાલક્ષ્મીના વિચાર સાથે ભવિષ્યના પણ કંઇક ઘાટ ઘડતો હતો. દુર્જનસાલ મહા ભયાનક માણસ હતો. તેનું હૃદય પત્થરનું હતું, દયાતો તેનાથી ઘણે દૂર વસતી હતી. તે રાણીની સાથે પ્યારમાં હતો પણ તેનો શુદ્ધ પ્યાર રાણી પ્રત્યે નહોતો. રાણીનું હૃદય પણ એવુંજ હતું. દુર્જનસાલની ઇચ્છા મહા ભયંકર હતી. તે એ કે જતે દિવસે રાણીનો નાશ કરી રાજસિંહાસન હાથ કરવું. આ તેની મહાન ઇચ્છા હતી. રાણી કળાવતી પણ તેનાથી જાય એવી નહોતી. દુર્જનસાલ કેવા હૃદયનો માણસ છે તેની એને પૂર્ણ માહિતી હતી. તે તેની સાથે આનંદ કરતી, પણ હમેશાં શકની નજરે જોતી. તે પોતાનો પૂર્ણ વિશ્વાસ તેનીપર કદી મૂકતી નહિ.

દુર્જનસાલ તારાલક્ષ્મીના સૌન્દર્યથી મોહમુગ્ધ બની ભવિષ્યના સુખના અનેક વિચાર કરવા લાગ્યો. પણ તે મૂર્ખને તારાલક્ષ્મીના શુદ્ધ હૃદયની ખબર નહોતી. અધમ માણસ દરેકને અધમજ સમજેછે. રાત્રિના દસ વાગ્યા. હજી પણ દુર્જનસાલ આંટા મારી રહ્યો હતો. વિચારને અંતે તેણે તારાલક્ષ્મીની સેવામાં મૂકેલી બે દાસીઓમાંથી એકને બોલાવી પૂછ્યું, " કેમ શી ખબર છે ? તારા શુદ્ધિમાં આવી કે નહિ ? "

દાસી બોલી, " તે હાલ પૂર્ણ શુદ્ધિમાં છે; પણ અત્યંત રડયા કરે છે. "

" તમે બન્ને થઇ તેને સમજાવી તેનો શોક દુર કરજો. જો તમે તેને સમજાવી તેનો પ્યાર મારી તરફ વાળશો તો મારી તરફથી ન્યાલ થશો. હું તમને સોનાથી નવાજીશ. " દુર્જને કહ્યું.

" અમને કંઇપણ કહેવું પડે એમ નથી. થોડાદિવસ વિતતાંજ અમે તેના વિચાર ફેરવીશું અને તે રમણી રત્નને તમારી પ્રેમ પ્રતિમા બનાવશું. " દાસીએ કહ્યું.

" ઠીક ત્યારે જા હવે. " દુર્જને જવાની રજા આપી. દાસી ચાલતી થઈ. દુર્જન એકલો પડયો.

તે ચોગાનમાં પડેલા એક કોચપર બેસી મન સાથે બોલવા લાગ્યો, " કળાવતી ! નોત્તમનગરની મહારાણી ! તારે હવે થોડા દિવસમાં આ સંસાર ત્યાગી ચાલી જવું પડશે. તું તારા મનમાં એમ સમજતી હોઇશ કે આ દુર્જનસાલ તારો વફાદાર પ્રીતિ પાત્ર છે; પણ ના. મારો પ્યાર સ્વાર્થી છે. નોત્તમનગરની રાજ્યગાદી મેળવતાં સુધીજ મારો પ્રેમ તારી પ્રત્યે છે. મારી કાર્ય સિદ્ધી પૂર્ણ થતાં જ તારૂં પણ જીવન પૂર્ણ થશે. હા ! પછી આ દુર્જનસાલ મહારાજાધિરાજ કહેવાશે અને ઉર્વશી સમાન સુંદરી તારાલક્ષ્મી સાથે રાજ્ય ગાદી શોભાવશે." આમ આત્મગત્ બોલતો અને હવાઇ તરંગોમાં ઝુલતો દુર્જનસાલ ત્યાંથી ઉભો થઇ શયનગૃહમાં આવી સુતો. તેના મગજમાં અનેક પ્રકારના વિચારો તરવરી રહ્યા હતા. તેને ઉંઘ આવી

નહિ. તેણે ઘણીવાર પાસાં ઘસ્યાં પણ નિદ્રાની કૃપા થઈ નહિ. તે ઉઠયો અને મહેલના ખુલ્લા ધાબામાં આવ્યો. મધ્યરાત્રિ થઈ હતી. ભયાનક અંધકારે નૌત્તમનગરને અદશ્ય કર્યું હતું. પ્રકૃતિ શાન્ત હતી. પવન મંદ મંદ વ્હાતો હતો. દુર્જનસાલ ભયાનક કાળીરાત્રિનું અવલોકન કરી રહ્યો. દુર્જનસાલ ઘણીવાર ઉભો રહ્યો. એવામાં એક કૌતુક થયું. દૂર એક મોટું તાપણું સળગતું તેને જણાયું. રાત્રિએ તાપણાનું અજવાળું જોઇ દુર્જન ચમકયો. તેને વ્હેમ પડયો. પાપાત્મા તાપણા તરફ જોઈ રહ્યો. તાપણાની આસપાસ અનેક માણસો ઉભેલા હતા. તે સર્વે કાળાં કપડામાં ઢંકાએલા હતા. દુર્જન ભય પામ્યો અને એ સર્વને ભૂત સમજવા લાગ્યો. એવામાં વળી એકાએક રણશીંગું વાગ્યું. રણશીંગાનો નાદ ચારે તરફ ફેલાઇ રહ્યો. દુર્જનનું હૃદય કંપી ઉઠયું. નક્કી કંઇક ભેદ છે. દુર્જન ફાટી આંખે એ તરફ જોઇ રહ્યો. એકત્ર થએલા માણસોમાં શોરબકોર થઇ રહ્યો અને પછી અર્ધા કલાકમાં તો તે સઘળા માણસો ત્યાંથી જતા રહ્યા. તાપણું પણ હોલવાઇ ગયું. દુર્જન વિચારવા લાગ્યો કે “આશું? ત્યાં એટલા બધા માણસો એકઠા કેમ થયા હશે? શું ભૂતાવળનું ટોળું તો ફરવા નીકળ્યું નહિ હોય? ના, ભૂતની હયાતી છે એમ તો હું માનતો જ નથી. મારા ધારવા પ્રમાણે તે એકત્ર થએલા માણસો કોઇક દુષ્મન યાતો બહારવટીયા હોવા જોઇએ. આજકાલ બહારવટીયાનો ત્રાસ ઘણો વધી પડયો છે, ખરેખર એ લોકોજ કંઇક વિચાર કરવાને એકઠા થયા હશે.” આમ મનનું સમાધાન કરી દુર્જનસાલ શયનાલયમાં આવી પલંગમાં પડયો. છેવટે પાછલી રાત્રિ થતાં તેની પર નિદ્રાદેવીએ કૃપા કરી. પણ શાન્ત નિદ્રા પ્રાપ્ત કરી શકયો નહિ. તારાલક્ષ્મીના રૂપથી મોહમુગ્ધ થએલા દુર્જનસાલને તારાલક્ષ્મી સ્વપ્નમાં આવી; અને પોતાની મૂક્તિને માટે તેના પગે પડી કાલાવાલા કરવા લાગી. દુર્જન તેને અનેક પ્રકારે સમજાવવા લાગ્યો એક ગુલામની માફક તેના પ્રેમની ભીખ માગવા લાગ્યો અને અનેક લાલચો આપી–બતાવી તારાને લલચાવવા લાગ્યો, પણ તારાલક્ષ્મી

તેના ધર્મથી ડગી નહિ. આથી તે પાપી તેની પર જુલ્મ ગુજારવા તત્પર થયો. તારા થરથર ધ્રુજવા લાગી. પાપીએ તેની નજીક દોડી જઇ તારાને જોરથી છાતી સાથે દબાવી. તારાએ કારમી ચીસ પાડી અને તેની સાથે જ દુર્જનસાલની પીઠ પાછળ કોઇની જોરથી લાત વાગી. દુર્જને તારાને છોડી દઇ પાછળ જોયું તો રાણી કળાવતીને ગુસ્સાથી કંપતી ઉભેલી જોઇ. તેના હાથમાં લોહીથી રંગાએલું ખંજર હતું. વળી રાણીની સાથે કાળા રંગના ચાર હબસી ગુલામો પણ ખુલ્લી તલ્વારો હાથમાં પકડી ઉભેલા હતા. આવું દશ્ય જોતાંજ દુર્જનસાલ ભયભીત બન્યો. તેણે દયાદ્ર નેત્રે રાણીના મુખ સામે જોયું. રાણીએ તેની તરફ ધિક્કારમય નેત્રે નિહાળી કહ્યું, " બદમાસ! આશું કરે છે ? એકને પ્રેમ અર્પી બીજીનો પ્રેમ કેમ ચાહે છે ? જાણતો નથી કે ત્હેં તારો પ્રેમ મને સમર્પ્યો છે ? તું મારો ગુલામ છે ? શું તું મારા પ્યારમાંથી છટકવા માગે છે ? શું ભ્રષ્ટ કરેલી ભામિનીને ત્યાગી બીજીથી પ્રેમ જોડી જગતમાં મને હલકી પાડવા ઇચ્છે છે ? ગુલામ ! યાદ રાખજે કે તું જેના પ્રેમમાં ફસાયો છે તે એક ભયાનક ભામિની છે, તે તારૂં આવું કુટિલ વર્તન કદાપિ સહન કરી શકશે નહિ. હું આ પળેજ તારા કર્મની શિક્ષા તને કરૂં છું. બોલ, તારે કંઈ કહેવું છે ? "

દુર્જનસાલે ધ્રુજતા શરીરે કહેવા માંડયું. " મહારાણી ! મને ક્ષમા કરો. મારી મોટી ભૂલ થઇ છે. હું હવે આવું કામ કદી પણ નહિ કરૂં. "

" પણ જે કર્યું છે તેની તો તારે શીક્ષા ખમવીજ પડશે. તને નગરના બજારમાં વસ્ત્રવિહીન કરી ઉભો રાખવામાં આવશે અને આ હબસીઓ તારી ખુલ્લી થએલી પીઠપર ચાબુકોના સપાટા લગાવશે. સરદાર ! આ સજા ઘણી ઓછી છે અને તે તારે સહન કરવીજ પડશે. " આમ કહી રાણીએ હબસીઓને આજ્ઞા આપી કે દુર્જનસાલને પકડી લઇ જાવ. હબસીઓએ દુર્જનને દોરડાંથી બાંધવા

માંડયો. દુર્જન બૂમે બૂમ પાડવા લાગ્યો; અને રાણીને અપશબ્દો સંભળાવવા લાગ્યો. આથી રાણી અત્યંત ગુસ્સે થઇ અને હાથમાંનું ખંજર ઉંચુ કરી તેના પેટમાં ભોંકયું. દુર્જને ભયાનક ત્રાડ પાડી. આ સાથે જ તેની આંખ્યો ઉઘડી ગઇ. નિદ્રા જતી રહી. સ્વપ્ન પૂરૂં થયું. પાપાત્મા ભયથી વિહ્‌વળ બની પલંગમાં બેઠો થયો અને આંખ્યો ચોળતો ચારે તરફ જોઈ રહ્યો. સ્વપ્નમાં જોએલા દેખાવથી અને ભોગવેલા કષ્ટથી તેનું મુખ અવાચક દીન થઇ ગયું. એવી અવસ્થામાં તેણે થોડોક સમય વ્યતિત કર્યો અને જ્યારે તેની ખાત્રી થઇ કે આતો સ્વપ્ન હતું, ત્યારે જ તે પલંગપરથી નીચે ઉતર્યો. પરંતુ સ્વપ્નના ભયંકર ભાસથી તેના હૃદયનો ભ્રમ–ભય હજી પણ દૂર થયો નહોતો. શયનસ્થાનમાં દીપક મંદ મંદ પ્રકાશે પ્રકાશી રહ્યો હતો. દુર્જનસાલે દીપક સમક્ષ જઇ તેને સતેજ કર્યો. પાણીથી મુખ ધોઈ તે એક ગાદીપર આડો પડયો. સ્વપ્નની સ્મૃતિ થઈ આવી. તેનું મન બોલી ઉઠયું, " આશું ? આશો દેખાવ ? રાણી શું ? મારૂં ખૂન શું ? ખરેખર અજબ દેખાવ. આવું સ્વપ્ન મને કદી પણ આવ્યું નથી. હા ! રાણી ! તું સ્વપ્નમાં મારી વૈરી બની. તારા પ્રેમીના હૃદયમાં ખંજર ભોકયું. હા ! કેવો અજબ–ભયાનક દેખાવ ! "

દુર્જન વિચારમાં પડયો. વિચારમાં તેણે ઘણો સમય ગુમાવ્યો. વિચારને અંતે કંઇક નિશ્ચય કરી તે ઉભો થયો અને ઉપરથી ઉતરી નીચે આવ્યો. પ્રાતઃકાળ થવાને થોડી વાર હતી. પ્રકાશ પથરાયો હતો. તારાઓ આકાશમાં છૂપાતા હતા. નોકરો હજી નિદ્રાવશ હતા. દુર્જને નિચે આવી નોકરોને અપશબ્દો સંભળાવી જગાડયા. ગરીબ નોકરો ગભરાટથી જાગી ઉઠયા અને સવારના પહોરમાં પાપીનું મુખ જોવાથી મનમાં પશ્ચાતાપ કરવા લાગ્યા. એક નોકરે દાતણ પાણી હાજર કર્યાં. દુર્જન મહેલના મયદાનમાં પડેલી પાટપર બેસી દાતણ કરવા લાગ્યો. આ વખતે એક ઘોડેસ્વાર ત્યાં આવ્યો અને ઘોડેથી નીચે ઉતરી દુર્જનસાલ પાસે આવી સલામ કરી.

દુર્જનનો નોકર તે સ્વારના ઘોડાને પકડી ઉભો. દુર્જને આવનારને ઓળખી આનંદનો ઉદ્દગાર કાઢતાં કહ્યું, "કોણ પ્હાડસિંહ ?"

"હા, નામદાર." આવનારે સવિનય પ્રત્યુત્તર આપ્યો.

"અત્યારના પહોરમાં કયાંથી આવ્યો ?" દુર્જને પૂછ્યું.

"શું આપ નામદારને ખબર નથી કે હું ઘણા સમયથી બહાર ગામ હતો ? મને આપશ્રીએ જ દુશ્મનોની તલાસને અર્થે મોકલ્યો હતો તે." પ્હાડસિંહે કહ્યું.

"હા, હવે યાદ આવ્યું. પ્હાડસિંહ ! તું ઘણા દિવસ બહાર રખડી આવ્યો નહિ વારૂ ?"

"હા, દુશ્મનોની તપાસમાં હું ઘણાં ગામ રખડ્યો. મને બહુજ શ્રમ પડ્યો." પ્હાડસિંહે જણાવ્યું.

"જો બરાબર કામ કરીને આવ્યો હોઇશ તો મહેનતનો બદલો બરાબર મળશે. કહે હવે તું શું કરી આવ્યો જોઇએ ?" દુર્જને વ્યંગમાં પૂછ્યું.

"ઘણી તપાસ-શોધ કરી ત્યારે એક ગામમાં દુશ્મનોનો પત્તો લાગ્યો." પ્હાડસિંહે કહ્યું.

"પણ કોનો ?"

"વિજય-કનક અને કમળાનો."

"હેં ! શું તેઓ જીવતાં છે ? બોલ, જલ્દી જણાવ કે તેઓ કયાં મુઆં છે ?" દુર્જને પૂછ્યું.

"પેલા બાયલા રાજાના નગરમાં."

"કયો રાજા ? તેનું નામ શું ?"

"વીરમદે."

"હાં હવે સમજ પડી. તે નામર્દ ઠાકોર તો કનકનો કાકો થાય. વારૂ બીજું કાંઈ ?"

"બીજા સમાચાર જણાવવા પહેલાં મને કંઇક ઇનામ મળવું જોઇએ." પ્હાડસિંહે હસીને કહ્યું.

"કેવો મૂર્ખ જેવો ? જાણ્યા પહેલાં ઇનામ કેવું ? એવા તે શું સમાચાર બન્યા છે ?"

" ભયંકર ભેદના ? "

" સ્પષ્ટ જણાવ ? "

" અરે શું જણાવું ? ભારે ગોટાળો થયો છે. "

" ઝટ ભસી મરને ? "

" તમારૂં પેલું પ્રેમપાત્ર જીવતું છે. "

" કયું પ્રેમપાત્ર ? " દુર્જને અકળાઇને પૂછ્યું.

" ઇનામ જાહેર કરો તો આ પળેજ જણાવું. " પ્હાડસિંહે હસ્તાવદને કહ્યું.

" હરામખોર–ચોર–નાલાયક–ચાલ ઝટ કહી દે. હું તારી સારી કદર કરીશ. "

" તમારી વસંત જીવતી છે. "

" હેં ! તું શું કહે છે ? " દુર્જને આશ્ચર્ય પામી પૂછ્યું.

" હું ખરૂં કહું છું. મેં તેને મારી નજરો નજર જોઇ ઓળખી છે અને તે એજ છે કે કોઇ બીજી તેની પણ પૂરી ખાત્રી કરી છે."

" સઘળી વાત સવિસ્તર જણાવ ? " દુર્જને કહ્યું.

પ્હાડસિંહે તમામ વાત તેને જાહેર કરી. પોતે કમળાપર આશક પડ્યો અને છેવટે નાસવાનો પ્રસંગ પ્રાપ્ત થયો એ પણ જણાવ્યું. સઘળી વાત શ્રવણ કરી દુર્જનસાલ આશ્ચર્ય પામ્યો. તેના મનમાં અનેક વિચારો થઇ આવ્યા. વસંત જીવતી છે જાણી તેને રણમલપર સંશય આવ્યો.

તે પ્રથમથીજ રણમલ પ્રત્યે શંકા ધરાવતો હતો, તે શંકામાં વૃદ્ધિ થઈ અને વસંતને જીવતી નસાડી મૂકવામાં રણમલનોજ હાથ છે જાણી તેના ક્રોધનો પાર રહ્યો નહિ. તે તત્કાળ મહેલમાં ગયો અને વસ્ત્ર બદલી પ્હાડસિંહને લઈ રાણી કળાવતીના મહેલે આવ્યો. સવારના પહોરમાં દુર્જનસાલને પોતાની પાસે આવેલો જોઈ રાણી વિસ્મય થઇ. કારણકે દુર્જનસાલ કોઇ દિવસ આટલો વહેલો રાજ-મહેલે આવ્યો નહોતો. દુર્જનસાલ રાણીને નમન કરી ગમગીન

વદને એક બાજુએ ઉભો. રાણીએ તેને અને પ્હાડસિંહને બેસવાની આજ્ઞા આપી પૂછ્યું, "સરદાર ! અત્યારમાં કેમ આવવું થયું ?"

"મહારાણી! કંઇ કહેવાનીજ વાત નથી." દુર્જને જણાવ્યું.

"કેમ વારૂ?" રાણીએ પૂછ્યું.

"સઘળી વાત જણાવતાં મારૂં હૈયું ફાટી જાય છે."

"પણ છે શું ?" રાણીએ આશ્ચર્યતાથી પૂછ્યું.

"હું ભયંકર અંધકાર જોઉં છું."

"એટલે ?"

"મોટું કાવત્રુ રચાયું છે."

"શાનું ?"

"આપણો જીવ લેવાનું."

"તમે શું કહો છો એની મને સમજ પડતી નથી, તમારા શબ્દો દિવાના માણસની માફક છે. રાત્રે દારૂ પુસ્કળ પીધો હોય એમ જણાય છે." રાણીએ કહ્યું.

"મહારાણી ! મારૂં બોલવું તમને ભલે ગાંડા જેવું લાગે પણ હું જે કહું છું તે ખરૂંજ છે."

"પણ શું ? સ્પષ્ટ જણાવો ?" રાણીએ કહ્યું.

"વસંત જીવતી છે." દુર્જને જણાવ્યું.

"અરે જાવ, જાવ; વસંત જીવતી છે એવું કોણ કહે છે ? આપણા રણમલેજ તેના શબને ભસ્મીભૂત કર્યું છે."

"અરે એમાંજ સઘળી ખૂબી સમાએલી છે. દેવી ! મારા કહેવા પર આપને શંકા થતી હોય તો આ પ્હાડસિંહને પૂછો. તે આજેજ બહાર ગામથી આવ્યા છે અને તેમણે વસંતને નજરો નજર નિહાળી છે."

"શું આ વાત ખરી છે ?" રાણીએ પ્હાડસિંહ સામે જોઈ પૂછ્યું.

"હા, નામવર ! સઘળી વાત ખરી છે." પ્હાડસિંહે કહ્યું.

"સઘળી વાત સવિસ્તર જણાવ." રાણીએ આજ્ઞા આપી.

પ્હાડસિંહે તમામ હકીકત રાણી આગળ જાહેર કરી. રાણી સ્તબ્ધ બની. તેને રણમલપર વ્હેમ આવ્યો. દુર્જને વિજયસિંહને નસાડવામાં પણ તેનો હાથ છે કહી રાણીના વ્હેમમાં વૃદ્ધિ કરી. રણમલ આવો બેવફા નીકળ્યો જાણી કળાવતીના ગુસ્સાનો પાર રહ્યો નહિ. તેનું શરીર ગુસ્સાથી કંપવા લાગ્યું. તેણે તત્કાળ પોતાનાં અંગરક્ષકોને બોલાવી આજ્ઞા આપી કે રણમલને હાલને હાલ અહિં બોલાલાવી લાવો. અંગરક્ષકોમાંથી ચાર માણસો રણમલના મકાને ગયા. સવારનો સમય હોવાથી રણમલ દેવસેવામાં બેઠેલો હતો. રાણીના સેવકોએ રણમલ પાસે આવી રાણીનો હુકમ કહી સંભળાવ્યો. રણમલ વિચારમાં પડયો. સવારના પ્હોરમાં રાણી શામાટે બોલાવતી હશે ? આમ વિચારતા રણમલનું વામ નેત્ર ફરકવા લાગ્યું. તેના મનમાં અમંગળ શંકા ઉત્પન્ન થઈ. તેણે પૂજનની સમાપ્તિ કરી રાણી પાસે જવા વસ્ત્ર–શસ્ત્ર ધારણ કર્યાં. રાણીના સેવકો સાથે રણમલ મકાનની બહાર નીકળ્યો. અપશુકુન થયા. તેની શંકામાં વધારો થયો. શંકાના કારણે તેના પગલાં પણ મંદમંદ ઉપડવાં લાગ્યાં. તેણે રાણીના સેવકોને પોતાને રાણી શામાટે બોલાવે છે ? અત્યારમાં શું કામ પડયું છે ? વગેરે પૂછ્યું. પણ સંતોષકારક જવાબ મળ્યો નહિ. આવી રીતે શંકાશિલ થએલો રણમલ થોડીવારે રાણીના મહેલે આવ્યો અને જે સ્થળે રાણી–દુર્જનસાલ અને પ્હાડસિંહ બેઠેલાં હતાં ત્યાં આવી તેણે રાણીને નમન કર્યું. રણમલને જોતાંજ રાણીની આંખ્યો ગુસ્સાથી ચળકવા લાગી. રણમલે નમન કર્યું. પણ રાણીએ નમન પ્રતીકાર વાળ્યો નહિ. રણમલ આશ્ચર્ય પામ્યો. તેણે વારાફરતી ત્યાં બેઠેલાઓનાં મુખનું નિરીક્ષણ કરી જાણી લીધું કે આજે કંઇ અવનવો બનાવ બનવાનો છે. વળી ઘણા દિવસથી બહારગામ ગએલા પ્હાડસિંહને જોઇ રણમલના મનમાં નિશ્ચય થયો કે નક્કી આજે કંઇક નવાજુની થનાર છે. પ્હાડસિંહ રણમલને હમેશાં દ્વેષની નજરથી

જોતો હતો. રણુમલનું અનિષ્ટ કરવાને તે નિરંતર પ્રયત્નો કરતો પણ રણુમલની કાર્યદક્ષતા આગળ તેનું કંઈ ચાલી શકતું નહિ.

આજે રણુમલને ગૂન્હામાં આવેલો જોઇ પ્હાડસિંહના આનંદનો પાર નહોતો. તે વારંવાર રણુમલ સામે જોઇ મૂછપર હાથ ફેરવતો હતો. રણુમલ મૌનતાથી થોડીકવાર ઉભો રહ્યો. રંગ વિચિત્ર જણાયો. રાણી તેની તરફ ધિક્કારમય નજર ફેંકી રહી હતી. રાણીના સેવકો બાજુપર ઉભા હતા. રાણીની વફાદાર–માનીતિ દાસી અને રણુમલની પ્રેમ પાત્ર મહાલક્ષ્મી પણ એક બાજુએ ઉભી રહી પ્રાતઃકાળમાં ઉપસ્થીત થએલા પ્રસંગને વિકળતાથી નીહાળી રહી હતી. આવો પ્રકાર અવલોકી રણુમલે બોલવાની શરૂઆત કરતાં રાણીને પૂછ્યું, " મહારાણી ! મને અત્યારમાં કેમ બોલાવવામાં આવ્યો છે ? "

" મુદ્દાના કારણુસર, ત્હેં મહાન અપરાધ કર્યો છે." રાણીએ કંઈક શાન્તસ્વરે કહ્યું.

અપરાધ શબ્દ સાંભળતાં જ રણુમલનું મુખ લાલચોળ બન્યું. તેણે ઉચ્ચસ્વરે પૂછ્યું, " શું હું અપરાધી છું ? "

" હા, અપરાધી અને રાજદ્રોહિ. " રાણીએ જણાવ્યું.

" મને રાજદ્રોહી કહેનાર કોણ છે ? " રણુમલે તીવસ્વરે પૂછ્યું.

" હું પોતેજ કહું છું. "

" મેં એવું શું કાર્ય કર્યું છે કે આપ મને રાજદ્રોહિ માનોછો ? "

" રણુમલ ! તે તું તારા મલીન મનને પૂછી જો. હું તને આજ દિન સુધી વફાદાર માનતી હતી પણ આજે તારા પાપનો ઘડો ફુટી ગયો છે. તું નિમકહરામ થયો છે ? "

" શા ઉપરથી કહો છો કે રણુમલ નીમકહરામ થયો છે ? "

" રણુમલ ! તું જેવો ઉપરથી સફેત દેખાય છે; તેવો અંદરથી કાળો છે. જો તું તને પોતાને સાચો સાબીત કરવા માગતો હોય તો જણાવ કે વસંત જીવતી છે કે મરેલી છે ? "

વસંત શબ્દ સાંભળતાંજ રણુમલ ફિક્કો પડી ગયો. પોતાને

બોલાવવાનું કારણ પણ સમજી ગયો. ગ્હાડસિંહે વસંતને જોએલી હોવી જોઇએ, રણુમલ વિચારવા લાગ્યો. ભાવીની ભયંકરતા તેને નજર સમિપ જણાવા લાગી. ગમે એમ કહીશું પણ હવે ચાલી શકશે નહિ. ગમે એમ થાવ પણ હવે સત્યજ જણાવીશ. આમ વિચારતા રણુમલને પુનઃ રાણીએ પૂછ્યું, "બોલ વસંત જીવતી છે કે નહિ ?"

"તે હું આપને કેવી રીતે કહી શકું ? હું અને આપના સેવકો તેને નિર્જીવ અવસ્થામાં જ સ્મશાનમાં લઇ ગયા હતા." રણુમલે કહ્યું.

"રણુમલ ! તારા આવા નજીવા જવાબથી તું તારો બચાવ કરી શકનાર નથી. નિમકહરામ! તારા પ્રપંચનો પડદો આજે ખુલ્લો થઇ ગયો છે. જે વસંતને તારે સ્વાધિન કરી હતી તેને ત્હેં ભસ્મ કરી નથી. તે છોકરી હાલ જીવે છે અને રાજા વીરમદેના આશ્રયે કનકપુરમાં વિજય કનકની સાથે રહે છે. આ ગ્હાડસિંહ તેઓને જાતેજ જોઇને અહિં આવ્યો છે, અને તેણે જ તારા પાપકુંભને ફોડ્યો છે ? રણુમલ ! આ ઉપરથી મારી ખાત્રી થાય છે કે વસંતને બચાવવામાં અને વિજયને જેલખાનામાંથી તારી નસાડી મૂકવામાં પૂર્ણ સહાયતા મળેલી છે. બોલ આ બે અપરાધને માટે તું શો જવાબ આપે છે ?"

"હું પોતાને તદ્દન નિર્દોષ માનું છું." રણુમલે શાન્તિથી જવાબ આપ્યો.

"પણ હું માનતી નથી."

"ત્યારે તો આપ ધારો તે કરવાને શક્તિવાન છે."

"તું તારો અપરાધ કબુલ કર ?"

"હું અપરાધી નથી તો શા માટે અપરાધ કબુલ કરૂં ?"

"વસંત–વિજયનો બચાવ કરી ત્હેં શું ગૂન્હો કર્યો નથી ?"

"હું ગૂન્હો કરતોજ નથી. હું જે કાંઇ કરૂં છું તે સારૂંજ કરૂં છું."

"વસંત વિજયને જીવતાં રાખ્યાં તે શું ત્હેં સારૂં કર્યું ?"

"હા, હું પોતે તો એમજ માનું છું."

"બસ તારા આ શબ્દોજ જણાવે છે કે વસંત વિજય જીવતાં છે."

" હા, તે બેઉ જીવતાં છે. "

" તેમને શા માટે જીવતાં રાખ્યાં ? "

" પ્રભુના ડરથી. "

" રણમલ ! તું આ જવાબ કોને આપે છે તેનો કંઇ ખ્યાલ છે?"

"હા, એક નીચ નિષ્ઠુર રાણીને ? " રણમલે સ્પષ્ટ જણાવી દીધું. આવા શબ્દો સાંભળતાંજ રાણીના ગુસ્સામાં વૃદ્ધિ થઇ. તે વ્યાકુળતાથી બોલી ઉઠી, " ઓ ઝેરી સાપ ! તું અત્યારે જે બોલે છે; તે તને તારો કાગળ બોલાવે છે. ઓ રાજદ્રોહી..." રાણી આગળ બોલે એ પહેલાંજ રણમલ ગર્જી ઉઠયો, " બસ કરો, રાજદ્રોહી હું છું કે તમે છો તે આખું જગત્ જાણે છે. પોતાના વ્હાલા પતીનું અનિષ્ટ ઇચ્છનારી રાણી ! તું કેવી ભયંકર છે ? કેવી વિશ્વાસ ઘાતક છે ? કેવી પાપીણી છે ? તારા હૃદયમાં કેવું ભયંકર હળાહળ ભરેલું છે ? એ પણ આખું જગત અને જગતની–આકાશની તમામ વસ્તુઓ જાણે છે. પિશાચિની ! આ આનંદભૂમિને સ્મશાન સમાન બનાવનાર તુંજ છે. તું ભયાનક...."

રાણી આકળવીકળ થઈ વચ્ચેજ બોલી ઉઠી, " ઓ બેઅદબ ગુલામ ! તારૂં હવે આવી બન્યું છે. "

" મારૂં કે તારૂં તેની હવે પછી ખબર પડશે. રાણી ! યાદ રાખજે કે આ રણમલ સિંહનું સંતાન છે. " રણમલે તલ્વારની મૂઠ પર હાથ નાખી કહ્યું.

" રાણીએ ક્રોધાંધ થઇ દુર્જન પ્રત્યે કહ્યું, " સરદાર શું જોઇ રહ્યા છો ? શું સાંભળી રહ્યા છો ? નૌત્તમનગરની મહારાણીનું અપમાન કરનારા આ રાજદ્રોહીને પકડો, તેને જંજીરોથી જકડો. "

દુર્જન ઉભો થયો. તેણે રાણીના અંગરક્ષકોને રણમલને પકડવાની આજ્ઞા આપી. અત્યાર સુધી સર્વ પ્રકાર અવલોકી રહેલી મહાલક્ષ્મી રણમલપર આવેલી વિપત્તિ જોઈ ગભરાઈ તે થરથર ધ્રુજવા

લાગી. દુર્જને પ્હાડસિંહને પણ સૂચના આપી કે રણમલને કેદ કરો. પ્હાડસિંહ અને સિપાહીઓ રણમલ તરફ જવા લાગ્યા કે તરત વીર રણમલે તલ્વાર ખેંચી કહ્યું, "સિંહને સતાવનારા શૃગાલો! આવો, નર્કમાં સિધાવવા જલ્દીથી ચાલ્યા આવો."

પ્હાડસિંહ તેના શબ્દો સાંભળી બોલ્યો, "રણમલ! શામાટે મૃત્યુના મુખમાં પ્રવેશે છે? ચોરી અને વળી શીરજોરી? ચાલ મુંગે મોઢે સ્વાધીન થા. તું જુનો સરદાર છે, તેથીજ કંઇક દિલ દયાવાન થાય છે."

"તારા જેવા પાપના પુતળાની દયા મારે જોઇતી નથી. આ રણમલ વીરપુત્ર છે. તે મુંગે મોઢે કદાપિ તમારે તાબે થશે નહિ. મને તાબે કરતાં અનેક માણસો મારી આ પ્રચંડ અસીના તાબે થઇ જશે." રણમલે તલ્વાર ઉંચી કરી કહ્યું.

રાણી કર્કશ સ્વરે બોલી, "સરદાર! પકડ એ બદમાસને."

પ્હાડસિંહ તલ્વાર ખેંચી રણમલ તરફ ધસ્યો. રાણીના સેવકોએ પણ તેનું અનુકરણ કર્યું. રણમલ ચારે તરફ તલ્વાર ફેરવી પોતાનો બચાવ કરવા લાગ્યો. તેની ચારે તરફ તલ્વારો ઉછળવા લાગી. આટલા માણસો રણમલને પકડી શકશે નહિ ધારી રાણીની પાસે ઉભેલા દુર્જને નીચેથી એક સિપાહીને બોલાવી બીજા સૈનિકોની મદદ મગાવી. બહારથી બીજા સૈનિકો આવે તે પહેલાં તો રણમલે પાંચ અંગરક્ષકોને ધરાશાયી બનાવી દીધા. રણમલ છેડાએલા સિંહ સમાન ભાસતો હતો. મહેલના ઉપરના ભાગમાં બૂમરાણ અને કાપાકાપી ચાલી રહી હતી. પ્હાડસિંહ અને રણમલ સામસામે આવી દાવ ખેલતા હતા. પ્હાડસિંહ બળવાન હતો. તેણે ઘણીવાર સુધી રણમલ સામે ટકાવ કર્યો, પણ અંતે રણમલના પરાક્રમ આગળ તેને નમવું પડયું. રણમલના પ્રહાર ચૂકાવતો પ્હાડસિંહ પાછળ ખસવા લાગ્યો. રાણી અને દુર્જનસાલ ગભરાઇ ગયાં. રણમલનો ઇરાદો પ્રથમ પ્હાડસિંહનો નાશ કરી દુર્જનને સંહારવાનો હતો. પણ એ અરસામાંજ બહારથી અનેક

સૈનિકોએ અંદર આવી રણુમલપર આક્રમણ કર્યું. રણુમલ ચારે તરફથી ઘેરાઇ ગયો. તે મરવા કે મારવાનો નિશ્ચય કરી ભૂતરાજની માફક ઘુમવા લાગ્યો. તેણે જોતજોતામાં દસબાર સૈનિકોને જમીનપર સૂવાડયા. ચારે તરફથી ઉછળતાં શસ્ત્રોના પ્રહારે તેના શરીરપર અનેક ઘા થયા. પણ ઘાને નહિ ગણકારતાં શત્રુઓને સંહારતો હતો. આ યુદ્ધ લગભગ એક કલાક ચાલ્યું. છેવટે સઘળા સૈનિકોએ એક સામટા ધસારો કરી થાકેલા અને ઘવાએલા રણુમલને પકડી લીધો. જે સમયે રણુમલને પકડી તેના હાથમાંથી તલ્વાર લઇ લેવામાં આવી તે વખતે રણુમલ બેશુદ્ધ જેવો બની ગયો હતો. સિપાહીઓએ તેને જમીનપર સૂવાડી તેના હાથ–પગે સાંકળ બાંધી દીધી. સિંહને બેશુદ્ધાવસ્થામાં જમીનપર પડેલો જોઇ દુર્જન અને કળાવતીએ લાતોના પ્રહારથી પોતાના ક્રોધને શાન્ત કર્યો. આ પછી રાણીએ અંગરક્ષકોના સરદાર પ્રત્યે કહ્યું, “ આને અહિંથી લઇ જાવ અને કાલ બપોરે તેને નગરની બહાર લઈ જઇ કત્લ કરો. તેના માથાને કાપી સાથે લેતા આવજો. આપણે તેના શીરને બજારના મધ્ય ભાગે ભાલાપર ચઢાવી ભાલો ઉભો કરીશું કે જેથી અન્યજનો પણ રાજ્યદ્રોહી થતાં વિચાર કરે. જાવ, લઇ જાવ.”

રાણીની ભયાનક આજ્ઞા સાંભળી સમસ્ત શરીરે ધ્રુજતી મહાલક્ષ્મી ચોધાર અશ્રુ વરસાવતી દોડી આવી રાણીના ચરણમાં પડી બોલી, “ મહારાણી ! દયા–દયા. ”

રાણી આશ્ચર્ય પામી અને બોલી, “ મહાલક્ષ્મી ! ઉઠ, ઉભી થા. તું કોને માટે દયા માગે છે ? ”

મહાલક્ષ્મીએ ઉભી થઈ બે હાથ જોડી કહ્યું, “ રાજ્યમાતા ! રણુમલપર દયા કરો. એક બહાદુર પુરૂષને કત્લ કરવાનો હુકમ પાછો ખેંચી લ્યો. ”

“ શું રણુમલપર હું દયા કરૂં ? એક નાફરમાન ગુલામને જીવતો છોડું ? નહિ, કદાપિ નહિ. છોકરી ! તું રણુમલપર શા માટે દયા કરવાનું કહે છે ? રણુમલ અને તારે શું ? ” રાણીએ ના પાડતાં પૂછ્યું.

"મહારાણી ! મારા દિલની વાત હું આજેજ જાહેર કરૂં છું. માતા ! જો તમારી દયા આ દાસીપર હોય તો કૃપા કરી રણમલનું જીવન મને દાનમાં આપો. રણમલ મારૂં સર્વસ્વ છે. માતા ! દયા કરો." મહાલક્ષ્મી પુનઃ રડી પડી.

આ વાત સાંભળતાં રાણી વધુ ઉશ્કેરાઈ. તે ઘોર અવાજે બોલી, "બેઈમાન છોકરી ! શું તું રાજદ્રોહિને ચાહે છે ? મારી દાસી થઇ મારા શત્રુનો પક્ષ કરે છે ? પણ જા, હું તારો ગૂન્હો માફ કરૂં છું. તું મારી વિશ્વાસુ દાસી છે. તું રણમલને ભૂલી જા અને બીજાની સાથે પ્રેમ જોડી સુખી થા. આ પ્હાડસિંહ તારે માટે લાયક છે." રાણીએ કહ્યું.

"માતા ! જે દિલ એકને આપ્યું છે તે બીજાને નહિ અપાયી જો રણમલને કત્લ કરાવો તો કૃપા કરી આ તમારી રંક દાસીને પણ કત્લ કરવાનો હુકમ આપો." મહાલક્ષ્મીએ રાણીના પગ પકડી કહ્યું. રાણીએ ઉશ્કેરાઇ તેને લત્તા પ્રહાર કરતાં કહ્યું, "ચાલ દૂર જા. ઢોંગ મૂકી દે. અત્યારે મારા જીગરમાં દયાનો એક પણ છાંટો નથી." આમ બોલતી રાણીએ રણમલને લઇ જવાની આજ્ઞા કરી. સૈનિકો રણમલને ઉપાડી ચાલતા થયા. લક્ષ્મી અશ્રુપૂર્ણનયને રણમલને ઉપાડી જતો જોઈ રહી. તેનું હૃદય ચિરાઈ ગયું. તે હતાશ બની ગભરાએલા વદને ત્યાંથી ઉઠી અને ધીમે પગલે બહાર નીકળી મહેલની નીચે આવી. તે ગાંડા જેવી જણાવા લાગી. તે થોડીકવાર નીચેના એક સ્થળે ઉભી રહી અને પછી કંઇક વિચાર કરી ત્યાંથી ઉતાવળે પગલે ચાલી નૌત્તમનગરના બજારના રસ્તે ઝડપથી જવા લાગી. રણમલને ઉપાડી ગયા પછી રાણીએ પ્હાડસિંહને થોડાંક માણસો સાથે વીરમદેના રાજ્યમાં જઇ વસંત–વિજય અને કનકને પકડી લઇ આવવાની આજ્ઞા કરી. પ્હાડસિંહ તેની સાથે પચીસ હથીઆરબંધ માણસોને લઈ તેજ પળે ત્યાંથી રવાના થયો. બાદ રાણી અને દુર્જનસાલ મહેલના અંદરના ભાગમાં ચાલ્યાં ગયાં. રણમલને કત્લ કરવાના હુકમથી સૂર્ય ભગવાન પણ ઉગ્રતા ધારણ કરી તપવા લાગ્યા.

નૌત્તમનગરમાં રણમલને કત્લ કરવાની વાર્તા વાના વેગે પ્રસરી. સર્વત્ર હાહાકાર થઇ રહ્યો. પ્રજાજને કંપી ઉઠયાં અને રાક્ષસી રાણી પર ફીટકાર ધિક્કારનો વરસાદ વરસાવવા લાગ્યા. વાચકે ! ચાલો આપણે મહાલક્ષ્મીને ખોળી કાઢીએ કે તે કયાં ગઇ ?



## પ્રકરણ ૨૧ મું.



### અબળાનું સાહસ.

દુનિયામે જો ચલા નેકી પર બેડા ઉસકા પાર હુવા,
માલ ખરીદા જીસને અચ્છા નફા મીલા જરદાર હુવા;
ખોટા સઓદા જીસને કીયા નુકશાન ઉઠાયા ખ્વાર હુવા,
પરખા જીસને અપને આપકો દીલકી કસોટી પર કસકર;
શરમીન્દા ફીર દુનીયામે ઇનસાન ન વોહ જીનહાર હુવા.

દા. આસીફ.

આ કળીકાળના સમયમાં નીતિવાન દુઃખના ડુંગર તળે કચડાય છે અને અનીતિવાન સુખમાં મલકાય છે. શું આમાં દૈવનો હાથ હશે ? નીતિવાન પ્રભુને માને છે, અનીતિવાન પ્રભુની પરવાહ નહિ કરતાં પોતેજ પ્રભુ છે એમ માની મદમાં મ્હાલે છે. ત્યારે તે સુખી અને નીતિવાન દુઃખી કેમ ? જો અનીતિમાંજ સુખ રહેલું હોય તો દરેકે અધમતાનો આશ્રય કરવો જોઇએ. પરંતુ એમ નથી. અધમોને મળતું સુખ ક્ષણીક છે—સ્વપ્નવત છે. પ્રભુને પૂજનારા, નીતિને ચ્હાનારા ભલે પ્રથમ દુઃખી થાય પણ આખરે તેમને સદકાળ દૈવી સુખમાંજ રહેવાનું નિર્માણ થએલું હોય છે. હમેશા સાચાનીજ કસોટી થાય છે. જગત પુણ્યાત્માનેજ પૂજે છે અને અધર્માને ધીક્કારે છે. જેણે સંસારમાં આવી નીતિમય જીવન ગુજાર્યું છે તેને ધન્ય છે. તે દેવ સ્વરૂપ છે. સત્યની કસોટીના પરીણામે દયાળુ—પર દુઃખ ભંજન રણમલ્લ પાપીઓનો શીકાર

થયો. રાક્ષસી રાણીએ તેને કત્લ કરવાનો હુકમ આપ્યો. પ્રજામાં ત્રાસ વર્તાયો. રણમલને રાજમહેલમાંથી ઉપાડી જઇ એક અંધારી કોટડીમાં પૂરવામાં આવ્યો. આ બનાવથી રણમલની પ્રેમ પ્રતિમા, રાણી કળાવતીની માનીતિ દાસી લક્ષ્મીનું હૃદય ચિરાઇ ગયું. રણમલ વિના તેને સમસ્ત સંસાર શૂન્ય જણાવા લાગ્યો. સર્વત્ર અંધકારનો ભાસ થયો. તે ઉન્માદિની સમાન બની દોડવા લાગી. રાણીની માનીતિ દાસીની એવી વિકાળ દશા જોઇ જોનાર પ્રજાજનો આશ્ચર્ય પામ્યાં. મહાલક્ષ્મી અતી ઉતાવળે પગે ચાલી જતી હતી. આવી અવસ્થા અનુભવતી મહાલક્ષ્મી બજારના મધ્ય ભાગમાં થઇ આગળ ચાલી અને અંતે રાજમાર્ગ પર આવેલા એક બેઠા ઘાટના મકાનમાં પ્રવેશી. આ મકાન નોત્તમનગરના કોટવાળ સાહેબ સુંદરસિંહનું હતું. સુંદરસિંહ રણમલનો વ્હાલો મિત્ર હતો. બન્નેના દેહ જુદા હતા પણ આત્મા એક હતો. ત્યારે શું તેણે રણમલપર ગુજરેલી આફતની વાત નહિ સાંભળી હોય ? ના, સુંદરસિંહ આ વખતે નોત્તમનગરમાં નહોતો. નોત્તમનગરથી વીસ ગાઉ દૂર આવેલા એક નાના ગામડાને બહારવટીઆઓએ લુંટેલું હોવાથી તે ત્યાં તપાસને અર્થે ગયો હતો. મહાલક્ષ્મીને ખબર નહોતી કે તે બહાર ગામ ગયો હશે. તે તેની મદદ માગવા આવી હતી. મકાનમાં એક લાંબી પાટ પડેલી હતી. તેની પર એક વૃદ્ધ સિપાહી બેઠો—બેઠો હુક્કો પીતો હતો. મહાલક્ષ્મીએ તેની પાસે જઇ પૂછ્યું. " સરદાર અંદર છે કે ? "

" ના. " વૃદ્ધ સિપાહીએ જવાબ આપી મહાલક્ષ્મી સામે જોઇ તેને ઓળખી પૂછ્યું, " કોણ મહાલક્ષ્મીબાઈ ? "

" હા. " મહાલક્ષ્મીએ વિચારવશ વદને જવાબ આપ્યો.

" કેમ આવવું થયું છે ? " સિપાહીએ પૂછ્યું.

" અગત્યના કામ માટે. "

" એવું તે અગત્યનું શું કામ છે ? તમે આમ ગભરાએલાં કેમ જણાવ છો ? " વૃદ્ધે તેની વિકળ દશા જોઇ પૂછ્યું. લક્ષ્મીની આંખોમાં જળ ભરાઈ આવ્યું. સુંદરસિંહ હાજર નથી જાણી તેના

શોકનો પાર રહ્યો નહિ. તે કંઇ પણ બોલી શકી નહિ. પુનઃ સિપાહીએ પૂછ્યું. “ બાઇ તમે કેમ રડો છો ? ”

“ ભાઈ! શું કહું ? મારા કમનસીબે સરદાર આજે હાજર નથી. હા ! જુલ્મ–ગજબ થઇ ગયો છે. ”

“ હેં ! તમે આ શું બોલો છો ? શું ગજબ થયો છે ? ” સિપાહીએ ચમકીને હાથમાંનો હુક્કો દૂર મૂકતાં પૂછ્યું.

“ ભાઈ! રણમલસિંહ આફતમાં ફસાયા છે. આવતી કાલે તેમને કત્લ કરવાનો હુકમ થયો છે. ”

“ કોને ? રણમલસિંહને ? ” સિપાહી સફાળો ઉભો થઈ બોલી ઉઠયો.

“ હા, તમારા સરદારના મિત્રને કાલે પ્રાતઃકાળમાંજ ગરદન મારવામાં આવનાર છે. ”

“ તેમનો વાંકો વાળ કરનાર આ વિશ્વમાં કોઈ નથી. ” આમ બોલતો વૃદ્ધ સિપાહી મૂછો પર હાથ નાખી શૌર્યથી ધ્રૂજવા લાગ્યો. મહાલક્ષ્મી બોલી, “ હવે શું કરવું ? ”

“ હું પણ તેજ વિચાર કરૂં છું. મારા સરદાર આ વખતે હાજર પણ નથી. તેમને આ ખબર કોણ પહોંચાડે ? ” સિપાહી વિચારમાં પડેલો જણાયો. મહાલક્ષ્મીએ થોડીકવાર મૌન રહી પૂછ્યું.

“ તે કયા ગામ ગયા છે તેની કાંઇ ખબર છે ? ”

“ હા, તેઓ ભવાનીપુર ગયા છે.” સિપાહીએ જણાવ્યું.

“ ભવાનીપુર અહિંથી કેટલે દૂર થાય છે ? ”

“ આશરે વીસ ગાઉ. ”

“ વારૂ મને એક સારો ઘોડો લાવી આપશો ? ”

“ કેમ વારૂ. ”

“ હું જાતેજ ત્યાં જવા ધારૂં છું. ”

“ તમને ઘોડે બેસતાં આવડે છે ? ”

“ હા, તમે હવે મહેરબાની કરી મને જલ્દીથી ઘોડો લાવી

આપો. જેમ જેમ સમય જાય છે, તેમ મારા હૃદયના ચૂરેચૂરા થાય છે. સમય થોડો અને કામ ઘણું. મારે વીસ ગાઉ જઇ સરદારને લઇ કાલ પ્રાતઃકાળ પહેલાં અહિં આવવુંજ જોઇએ." મહાલક્ષ્મીએ ઉતાવળ કરતાં કહ્યું.

વૃદ્ધ સિપાહીએ મોટી બૂમ મારી એક બીજા સેવકને બોલાવ્યો અને તેને અશ્વ શાળામાંથી એક અશ્વ લઇ આવવાને કહ્યું. સેવક ઘોડો લેવાને ચાલતો થયો, એટલા વખતમાં મહાલક્ષ્મીએ તે વૃદ્ધ સિપાહી પાસેથી પુરૂષ પોશાક માગી લઇ પોતાના સ્ત્રી વેશનો પરીત્યાગ કરી પુરૂષ સ્વાંગ ધારણ કરી લીધો અને ઉપયોગી શસ્ત્રો પણ કમ્મરે ખોસી દીધાં. વૃદ્ધ સિપાહી એ બહાદુર બાળાનું સાહસીક કાર્ય જોઇ રહ્યો. અશ્વ લેવા ગએલો સિપાહી થોડીવારે ઘોડાને તૈયાર કરી લઇ આવ્યો. લક્ષ્મીએ ઘોડાની લગામ હાથમાં પકડી તે વૃદ્ધને કહ્યું, " હું જાઉં છું, તમે સાવધ રહેજો અને આપણા વચ્ચે થએલી વાત તથા હું સુંદરસિંહની પાસે ગઇ છું વગેરે વાત કોઇને જણાવશો નહિ. હું અને સરદાર મધ્યરાત્રિના સૂમારે પાછાં આવીશું. " આટલી સૂચના આપી મહાલક્ષ્મી ઘોડાપર સ્વાર થઇ. તેણે તે વૃદ્ધ સિપાહીને પુનઃ સાવધ રહેવાની ભલામણ કરી. આ પછી તેણે ઘોડાને ચાબુકનો પ્રહાર કરી દોડાવી મૂક્યો. ઘોડો ચપળ હોવાથી પૂરવેગે ચાલ્યો અને મહાલક્ષ્મીને લઇ નૌત્તમનગરની બહાર નીકળી ભવાનીપુરના માર્ગે વીજળી વેગે જવા લાગ્યો. મધ્યાન્હકાળનો સમય થયો હતો. ઉન્હાળાના દિવસો હોવાથી ગરમી સખ્ત પડતી હતી. સૂર્ય ભગવાનનાં કિરણોમાંથી આગ વરસતી હોય એમ ભાસ થતો હતો. ઉન્હી લુ વ્હાતી હતી. જમીનમાંથી ઉષ્ણ વરાળો નીકળતી હતી. આવા વિકટ દુઃખદાયક સમયે લક્ષ્મી અશ્વારૂઢ થઇ ગમન કરતી હતી. તેનું સર્વાંગ પસીનાથી તરબોળ થઇ ગયું હતું. પ્રખર તડકાથી તેનું ગૌરમુખ લાલચોળ બન્યું હતું. કંઠ પાણીથી સૂકાતો હતો. રણમલના વિચારમાં લીન્ન થએલી રમણી આ કષ્ટને નહિ ગણકારતાં માર્ગ કાપતી હતી. અવાચક અશ્વની

પણ એવી દશા થઈ રહી હતી. તેના મુખે ફીણુ આવ્યું હતું. તેને વારં-વાર ઠોકરો વાગતી હતી. છતાં જાતવાન જાનવર અતી ઝડપે ચાલતું હતું. સાંજના ચાર વાગતાં તો તેણે અર્ધો માર્ગ કાપી નાખ્યો. માર્ગમાં એક સ્થળે પાણીનો ઝરો નજરે પડતાં લક્ષ્મીએ ઘોડાની ગતી અટકાવી. ઘોડો તરસના કારણે ઝરા આગળ જઇ ઉભો અને પાણી પીવા લાગ્યો. મહાલક્ષ્મીએ પણ નીચે ઉતરી હાથ મુખ ધોઇ જળપાન કર્યું. મહા-લક્ષ્મીએ સવારમાં કંઈ પણ ખાધું નહોતું. રણમલના વિચારે તે ભૂખને પણ ભૂલી હતી. તેના મનમાં એકજ વિચાર થઈ રહ્યો હતો અને તે વિચાર રણમલને બચાવવાનો હતો. લક્ષ્મી થોડીકવાર વિરામ લેવા એક વૃક્ષ નીચે બેઠી. તાપ કંઇક ઓછો થયો હતો. ઉન્હા પવનમાં કંઇક સ્હેસાજ શીતળતા જણાતી હતી. એટલામાં એક રબારી–ભરવાડ ગાયો બકરાંના ટોળાને પાણી પાવા ઝરા આગળ આવ્યો. લક્ષ્મીએ ભરવાડને જોઇ પૂછ્યું, "ભાઇ! ભવાનીપુર અહિંથી કેટલે રહ્યું?"

"દશ ગાઉ." ભરવાડે તેના સામે જોઇ જવાબ આપ્યો.

મહાલક્ષ્મીએ કષ્ટથી કાયર થઇ નિઃશ્વાસ નાખ્યો. તેને હવે આગળ જવાનું હતું. અહિં સૂધીનો માર્ગ સપાટ અને સીધો હતો, પણ આગળનો માર્ગ વિકટ આવતો હતો. સામે મોટા ડુંગરાઓની હારો પથરાએલી હતી. માર્ગ પ્હાડી હતો. હિંસક પશુઓનો ભય પણ વિશેષ હતો. એકલ–દોકલ માણસથી તો એ માર્ગે જઇ શકાતું નહોતું. લક્ષ્મી એ જાણતી હોવા છતાં સાહસ–હિંમત કરી નીકળી હતી. ભવાનીપુરનું નામ સાંભળી ભરવાડે થોડીક ક્ષણ મહાલક્ષ્મી સામે જોઈ રહી પૂછ્યું, "તમારે ભવાનીપર જાવું છે?"

"હા."

"તમારી હંગાથે કોઇ છે કે તમે એકલા છો?" પુનઃ રબારીએ પૂછ્યું.

"નહિ, મારે એકલાનેજ ત્યાં જવાનું છે."

" અલ્યા જવાન ! તેં જબરી હિંમત ભીડી છે. ભવાનીપર જવાનો માર્ગ ઘણો ભો વાળો છે. વાઘ વરૂ તો ઘણાં રહે છે અને વળી હમણું-હમણુંમાં બહારવટીયા પણ ડુંગરામાં ફરે છે. તું એકલો કયમ કરી જાઇશ. હાથે માહણો લીધાં હોત તો ઠીક થાત." ભરવાડે કહ્યું.

" જેને રામ સંભાળનાર છે, તેને શત્રુઓ શું કરી શકનાર છે. વળી મ્હોત આવ્યું હશે તો ગમે ત્યાંથી પણ લઇ જશે. ત્યારે ડરવું શામાટે. લે ભાઇ રામ-રામ." કહી મહાલક્ષ્મી ઉભી થઈ અને નજીકમાં ઉભેલા અશ્વપર સ્વાર થઇ ત્યાંથી ચાલતી થઇ. ભરવાડ વિસ્મયતાથી તે દૃષ્ટિમર્યાદામાંથી અદસ્ય ન થઇ ત્યાં સૂધી તેની પીઠ પાછળ જોઇ રહ્યો. લક્ષ્મી દેખાતી બંધ થઇ કે તરત તે પણ તેનાં જાનવરો સાથે તેના પંથે પળ્યો. સાંજનો સમય અને તાપ ઓછો થવાથી ઘોડો પૂરવેગે ચાલતો હતો. બે ત્રણ ગાઉ ગયા પછી લક્ષ્મીએ પર્વત પ્રદેશમાં પ્રવેશ કર્યો. ચારે તરફ પ્હાડો આવી રહેલા જણાયા. વૃક્ષોનાં ઝુંડ નજરે પડવા લાગ્યાં. સર્વત્ર શૂન્યકાર જણાતું હતું. દૂરના ભાગમાં વાઘની ભયાનક ગર્જના સંભળાતી હતી. લક્ષ્મી હિંમતથી આગળ વધે જતી હતી. આગળ જતાં એક ખીણ આવી. તે ખીણમાં થઇને તેને આગળ જવાનું હતું. ઘોડો ખીણમાં ઉતર્યો. થોડેક દૂર જતાંજ લક્ષ્મીની નજરે એક મુખવટો પ્હેરેલો હથીઆરબંધ પુરૂષ એક પત્થર પર બેઠેલો જણાયો. નક્કી બહારવટીયાનો માણસ, લક્ષ્મીને નિશ્ચય થયો. તેણે ભરેલી પીસ્તોલ તરફ જોયું. એક ઘોડેસ્વારને આ વિકટ સ્થાનમાં થઇને મુસાફરી કરતો જોઇ તે હથીઆરબંધ માણસ પણ આશ્ચર્ય પામ્યો અને તરત ઉભો થઇ માર્ગ વચ્ચે ઉભો. ઘોડો તેની નજીક આવ્યો, કે તત્કાળ તે પુરૂષે કંઇ માલ મળવાની આશાએ પ્હાડી અવાજે કહ્યું, " ઘોડાની લગામ ખેંચી પકડો, તમારાથી આગળ જવાશે નહિ."

લક્ષ્મીએ ઘોડાની લગામ ખેંચી ઘોડાને આગળ વધતો અટ-

કાવી પૂછ્યું, "મારાથી આગળ કેમ જવાશે નહિ ? શું આગળ કંઈ ભય જેવું છે ?"

"હા, તારી પાસે જે માલ હોય તે મને સોંપી દે." તે માણસે કહ્યું.

"મારી પાસે માલમાં કંઇ નથી. તું કોણ છે ?" લક્ષ્મીએ પૂછ્યું.

લક્ષ્મીના કોમળ અવાજથી લુંટારો આશ્ચર્ય પામ્યો અને પછી બોલ્યો, "હું આ પ્હાડી પ્રદેશનો માલીક છું. અમારી સત્તા સબળ છે. તારી પાસે માલ નથી; તે હમણાં જણાશે. સાચું જણાવી દે કે તારી પાસે શું છે? જો જુઠું બોલીશ તો આ ઘડીએજ કપાઇ મરીશ."

"મેં એક વખત તને કહ્યું કે મારી પાસે કંઇ નથી; છતાં શામાટે પૂછે છે? હું તારાથી ડરી જાઉં એમ નથી." લક્ષ્મીએ હિંમતથી કહ્યું.

"અલ્યા! મુખપર તો હજી મૂછ પણ ફુટી નથી; બોલવાના અવાજમાં પણ બહાદુરી નથી; છતાં હિંમત તો જબરી રાખે છે. ભગવાન પણ ભૂલ્યો કે તને બૈરીને બદલે મરદ બનાવ્યો." આમ બોલતો લુંટારો હસવા લાગ્યો. લક્ષ્મીને સમય જતો જોઇ અકળામણ થવા લાગી. તેણે કહ્યું, "ચાલ દૂર ખસી જા અને મને આગળ જવા દે."

"અહિંથી આગળ નહિ જવાય."

"પણ મારે જવું છે. ચાલ દૂર થા." કહી લક્ષ્મીએ ઘોડાની લગામ ખેંચી. ઘોડો આગળ વધ્યો કે તરત લુંટારો તલ્વાર ખેંચી ઘોડાપર ઘા કરવાને તત્પર થયો. લક્ષ્મીએ લાગલીજ પિસ્તોલ ખેંચી કાઢી અને લુંટારા તરફ બહાર કરતાં કહ્યું, "પાપાત્મા! જો ઘા તો આમ થાય." પિસ્તોલની ગોળીએ લુંટારાને જખમી કરી જમીનપર ફેંક્યો. પિસ્તોલનો અવાજ પર્વત પ્રદેશમાં ચારે તરફ વ્યાપી રહ્યો. લુંટારો લોહીલુવાણ થઇ તરફડવા લાગ્યો. લક્ષ્મીએ ઘોડાને પૂરવેગે ત્યાંથી દોડાવી મૂક્યો. છેવટે સાંજ પડી. ભાનુ ભગવાને પશ્ચિમાકાશ

તરફ પ્રયાણ કરવા માંડ્યું. લક્ષ્મી પર્વત પ્રદેશમાંથી નીકળી સપાટ મેદાનમાં આવી. ત્યાંથી થોડેક દૂર જતાં તેને લાકડાંના ભારા માથે મૂકી ગામમાં જતા માણસો મળ્યા. લક્ષ્મીએ તેમને પૂછી જાણી લીધું કે તેઓ ભવાનીપૂર જાય છે અને તે ગામ ફક્ત એક ગાઉ દૂર રહ્યું છે. લક્ષ્મીને હિંમત આવી. તે મુસાફરીના પરીશ્રમથી થાકી ગઈ હતી. ગમે તેવી પણ અબળા. તેણે રૂમાલથી મુખ લ્હોયું. ભારાવાળા આગળ ચાલતા હતા. લક્ષ્મીએ તેમની આગળ ઘોડો દોડાવી મૂક્યો, કારણ કે તેને સુંદરસિંહ સાથે પાછા ફરવાનું હતું. લક્ષ્મી થોડીવારે ભવાનીપૂરના પાદરે આવી. ત્યાં ગામનાં માણસો નજરે પડયાં. ગ્રામ્ય જનો ઘોડેસ્વારને જોઇ નજીક આવ્યાં. લક્ષ્મીએ સરદાર સુંદરસિંહ કયાં છે એમ તેમાંના એક માણસને પૂછ્યું. મારી પાછળ ચાલ્યા આવો કહી એક માણસ આગળ ચાલ્યો. લક્ષ્મીએ તેની પાછળ ઘોડો ચલાવ્યો. તે માણસ આવનાર ઘોડેસ્વારને લઇ ગામમાં આવ્યો. ગામ નાનું હતું. લક્ષ્મી તે માણસની સાથે એક મકાન આગળ આવી. આ મકાન ચોરાના નામથી ઓળખાતું હતું. આ ચોરામાંજ સુંદરસિંહે મુકામ કર્યો હતો. ચોરાના ઓટલાપર બે પટાવાળા બેઠેલા હતા. તેમણે ઉભા થઇ સલામ કરી. લક્ષ્મી ઘોડેથી નીચે ઉતરી અને ઘોડાની લગામ એક પટાવાળાના હાથમાં મૂકી મકાનની અંદર પ્રવેશી. સરદાર સુંદરસિંહ એક ઢોલીયાપર બેઠેલો હતો. ઢોલીયાની પાસે પાથરેલી શેતરંજીપર ગામના ચારેક માણસો બેઠેલા હતા. લક્ષ્મી સુંદરસિંહના નજીક આવી નીચે બેસી ગઇ અને હૃદય ભરાઈ આવવાથી રડી પડી. સુંદરસિંહ આશ્ચર્ય પામ્યો. તેણે લક્ષ્મી સામે જોયું. ત્યાં બેઠેલા ગામના લોકો પણ વિસ્મય પામ્યા. ચતુર સરદાર સુંદરસિંહે અવાજપરથી તરત ઓળખી પુછ્યું, “ કોણ મહાલક્ષ્મી ? ”

લક્ષ્મી જવાબ આપવાને બદલે વધુ રડવા લાગી. સુંદરસિંહ વિસ્મયતાથી તેની તરફ જોઈ રહ્યો.

# પ્રકરણ ૨૨ મું.

## મિત્રની વ્હારે.

विपादि धैर्यमथाभ्युदये क्षमा ।
सदसि वाक्पटुता युधि विक्रमः
यशसि चाभिरूचिर्व्यसनं श्रुतौ,
प्रकृति सिद्ध मिदं हि महात्मनाम्.

સંકટની વેળાએ ધૈર્ય, શરણાંગતને ક્ષમા, સભામાં વાણીનું ચાતુર્ય, યુદ્ધને વિષે પરાક્રમ, યશ મેળવવાને માટે ઇચ્છા અને વિદ્યાને વિષે વ્યસન એ ગુણ મહાન પુરૂષોમાં સ્વાભાવિક ઉત્પન્ન થએલા હોય છે. સંસારમાં અનેક માણસો નજરે પડે છે; પણ જેઓનામાં ઉપરોક્ત ગુણો નથી તેઓ તો પુતળાં જેવાંજ ગણાય છે. બહાદુર સુંદરસિંહ ઉપરના તમામ ગુણોથી અલંકૃત હતો. નૌત્તમનગરના તમામ અમલદારોમાં તે શ્રેષ્ટ પદ પૂજાતો. લોકો તેને દેવ જેવો ગણી તેને માનની નજરે જોતા. સુંદરસિંહ પોતાની ફરજ યથાર્થ બજાવતો અને લોકોને સુખી કરવાની નિરંતર કાળજી રાખતો. સમાન ગુણવાળાની સાથેજ મૈત્રિ બંધાય છે એ ન્યાયે સુંદરસિંહ અને રણમલમાં ગાઢ મૈત્રિ બંધાએલી હતી. ભવાનીપુરમાં બહારવટીઆઓએ ધાડ પાડવાથી સુંદરસિંહ બંદોબસ્તને માટે આવ્યો હતો. બહારવટીયા લુંટ કરી નાશી ગયા હતા. તેઓની શોધમાં સુંદરસિંહના વફાદાર સિપાહીઓ લાગેલા હતા. સુંદરસિંહને આ ગામમાં આવે આજે આઠ દિવસ પૂરા થતા હતા. તે પોતાની સાથે સો માણુસોને લઇને આવ્યો હતો. તેમાંના અર્ધા લુંટારાઓની શોધમાં ગયા હતા અને બાકીના તેની પાસે રહ્યા હતા. આ સો બહાદુર માણુસો ખરેખરા સ્વામી ભક્ત હતા. સુંદરસિંહને માટે પ્રાણાર્પણ કરતાં. પણ પાછા હઠે નહિ તેવા હતા આથી સુંદર-

સિંહ તેમને પોતાના સેવકો તરીકે નહિ પણ મિત્રો તરીકે માનતો. તેમને રાજ્ય તરફથી મળતા પગાર ઉપરાંત તે પોતાની તરફથી પણ પગાર આપતો. સર્વ ગુણ સંપન્ન સુંદરસિંહે તમામનાં દિલ જીતી લીધાં હતાં. લક્ષ્મીને ત્યાં આવેલી જોઈ અને તેને હૃદયફાટ રડતી નિહાળી સુંદરસિંહ ગભરાયો. તેણે લક્ષ્મીને રડવાનું કારણ પૂછયું; પણ હૃદય ભરાઇ આવેલું હોવાથી લક્ષ્મી જવાબ દઇ શકી નહિ. સુંદરસિંહની વ્યાકુળતા વધવા લાગી. તેનું મન અમંગળ શંકાઓને સ્થાન આપી તેને અકળાવવા લાગ્યું. થોડીવાર લક્ષ્મીને રડવા દઈ તેણે પૂછયું. " લક્ષ્મી ! શાન્ત થા. શું છે એતો જણાવ ? "

લક્ષ્મીએ કંઇપણ નહિ બોલતાં કપાળે કર પછાડયો. સુંદરસિંહ ગભરાયો. તેણે લક્ષ્મીનો હાથ પકડી પૂછયું, " બહેન ! લક્ષ્મી ! જલ્દી જણાવ કે શું છે ? તારૂં આક્રંદ જોઇ મારૂં મન મુંઝાય છે. કહે કે તું શામાટે રડે છે ? તને શું થયું છે ? તું મારી પાસે કેમ આવી છે ? "

લક્ષ્મી અશ્રુ લ્હોઇ કંઈક શાન્ત થતાં બોલી, " શું કહું ? કહેતાં જીભ ઉપડતી નથી. ગજબ થઇ ગયો છે; મારૂં અને તમારૂં સર્વસ્વ નાશ થઈ ચૂક્યું છે." લક્ષ્મી આગળ બોલી શકી નહિ. સુંદરસિંહ વધુ ગભરાઈ બોલી ઉઠયો, " હેં ! તું શું કહે છે ? શાનો ગજબ ? શું નાશ ? લક્ષ્મી ! સ્પષ્ટ જણાવ ? મને ગભરાવ નહિ. બોલ શું છે ? "

લક્ષ્મીએ ગદ્‌ગદ્ કંઠે કહ્યું, " રણમલ્લસિંહને આવતી કાલે સવારમાં કત્લ કરવામાં આવનાર છે, મારૂં રૂદયધન મારી પાસેથી લુંટી લેવામાં આવનાર છે. "

સુંદરસિંહ સફાળો ઉઠી ઉભો થતાં બોલી ઉઠયો, " રણમલને કત્લ કરનાર કોણ છે ? સુંદરસિંહના મિત્રને મૃત્યુના મુખમાં મોકલનાર જગતમાં કોણ છે ? "

"નોત્તમનગરની મહારાણી કળાવતી." લક્ષ્મીએ અશ્રુપૂર્ણ નયને કહ્યું.

" રણમલ્લનો અપરાધ ?" સુંદરસિંહે પૂછયું.

લક્ષ્મીએ તમામ વાત સુંદરસિંહને જણાવી. સઘળી વાત શ્રવણ કરતાંજ સુંદરસિંહ રાતો પીળો થઇ બોલી ઉઠયો, " લક્ષ્મી ! દેવી ! તારો હું અત્યંત ઉપકારી છું. કારણકે તું મહા કષ્ટ ઉઠાવી અહિં આવી છે અને મારા મિત્રપર આવેલી આફતની મને ખબર આપી છે. લક્ષ્મી ! રડીશ નહિ, ગભરાઇશ નહિ. મારા શરીરમાં રક્તનું એક ટીપું રહેશે ત્યાં સૂધી રણમલને બચાવવાનો પ્રયત્ન કરીશ. રણમલના જીવનની સાથેજ મારૂં જીવન જોડાયેલું છે. તેના સુખે સુખી અને દુઃખે દુઃખી છું. તેનરાધમ નારીના રાજ્ય અમલથી હુંતો ક્યારનોએ કંટાળ્યો છું પણ રણમલના કહેવાથી મૌન ધારી બેસી રહ્યો હતો. હવે મારે મૌન બેસી રહેવાનો સમય નથી. રણમલના યુદ્ધને અર્થે કાળો કેર વર્તાવીશ, રણમલના માટે નૌત્તમનગરમાં લોહીનો વરસાદ વરસાવીશ. મહાલક્ષ્મી ! ચાલો, આપણે આ પળેજ નૌત્તમનગર તરફ રવાના થઈએ." સુંદરસિંહે સેવકોને તૈયાર કરવાની આજ્ઞા કરી. સેવકો અશ્વોને તૈયાર કરવા લાગ્યા એ અરસ્સામાંજ બહારવટીઆને પકડવા ગએલા બીજા સૈનિકો પણ લુંટારાઓને પકડી આવી પહોંચ્યા. સુકુન ફત્તેહના છે જાણી સુંદરસિંહને કંઇક સંતોષ થયો. સૈનિકોએ પકડી આણેલા ધાડપાડુઓને સરદાર સામે ઉભા કર્યા. સુંદરસિંહે નીચું જોઇ ઉભેલા લુંટારાઓને લુંટ જેવું અધમ કાર્ય કરવાને માટે સખ્ત શબ્દો સંભળાવી તેમને મજુરી સાથે દસદસ વર્ષ કેદની શીક્ષા કરવાનો પોતાનો વિચાર કહી સંભળાવ્યો. લુંટારાઓ ધ્રુજી ઉઠયા. તેઓ ગળગળા થઇ સુંદરસિંહના પગે પડી દયાની યાચના કરવા લાગ્યા. સુંદરસિંહ વિચારવા લાગ્યો કે, જો આ લોકો પર દયા દર્શાવી મારા ઉપકાર નીચે રાખું તો તેઓ ભવિષ્યમાં ઘણા ઉપયોગી થઈ પડશે. વળી ગુન્હેગારોને કેદની સજા કરવાથી કંઇ પણ અસર થનાર નથી. કેદની સજા તો ગુન્હાને ઉત્તેજન આપવા જેવી છે. ગુન્હેગારોને સારા રસ્તે ચઢાવવાને માટે કેદની શિક્ષા નહિ કરતાં તેઓને યુક્તિ પૂર્વક સુધારી ગૂન્હાનો ત્યાગ કરાવી નીતિના પંથે ચઢાવવા જોઇએ. હું આ લુંટારાઓને સુધારીશ

અને સમય જતાં પ્રજાને પીડનારા આ લુંટારાઓને પ્રજાના સેવક બનાવીશ. આમ નિશ્ચય કરી સુંદરસિંહે તેઓની પાસેથી સારી રીતે વર્તવાનાં વચન લઇ તેમની પર દયા કરી તેઓને પોતાની નોકરીમાં રાખ્યા. લુંટારાઓ સુંદરસિંહ જેવો દયાળુ સરદાર મળવાથી પોતાને મહાભાગ્યવાન માનવા લાગ્યા. આ પછી સુંદરસિંહે પોતાના તમામ વફાદાર સૈનિકોને રણુમલ પર પડેલી આફતની વાત કરી. રણુમલસિંહને કેદ કર્યા છે અને સવારમાં કત્લ કરવામાં આવનાર છે એવું સાંભળી સૈનિકો ઘણાજ ઉશ્કેરાઈ ગયા. સૌએ તલ્વારની મૂઠપર હાથ નાખી રણુમલના બચાવને અર્થે પ્રાણાર્પણ કરવાની પ્રતિજ્ઞા કરી. આ પછી સુંદરસિંહ સૌની સાથે ઘોડેસ્વાર થયો. લક્ષ્મી પણ અશ્વારૂઢ થઈ. રાત્રિના આઠ વાગ્યાના સમયે સુંદરસિંહ ગામના પ્રતિષ્ઠિત જનોની રજા લઇ પોતાનાં માણુસો સાથે ત્યાંથી રવાના થયો. અજવાળી રાત્રિ હોવાથી તેઓને માર્ગમાં કંઇ અડચણ નડતી નહોતી. આકાશ સ્વચ્છ હતું ચંદ્રદેવ શીતળ કિરણોથી જગતને શોભાવી રહ્યા હતા. પૃથ્વીએ શ્વેત સાડી પરિધાન કરેલી હતી. સર્વત્ર નિઃસ્તબ્ધ વ્યાપેલી હતી. પ્હાડી પ્રદેશમાં ઘોડાઓના પગના ડાબલા સિવાય કંઇ પણ અવાજ સંભળાતો નહોતો. સઘળાંના અશ્વો પૂરપાટ દોડતા હતા. જોત જોતામાં તો સઘળું મંડળ પ્હાડી પ્રદેશ પૂર્ણ કરી અર્ધે રસ્તે આવેલા પાણીના ઝરા નજીક આવ્યું. કે જ્યાં લક્ષ્મી વિશ્રામ લેવા ઉતરી રબારીને મળી હતી. સઘળા નીચે ઉતરી થોડીવારને માટે થાક ખાવા લાગ્યા. લક્ષ્મીએ ભવાનીપૂર આવતાં પોતાપર આવી પડેલી મુશીબતો સુંદરસિંહને કહી સંભળાવી. તેની હિંમતથી સુંદરસિંહ પ્રસન્ન થયો. તેણે લક્ષ્મીને ધન્યવાદ આપ્યો. લગભગ અર્ધો કલાક વિરામ લઇ પુનઃ સઘળા અશ્વારૂઢ થઇ આગળ પ્રયાણ કરવા લાગ્યા. માર્ગમાં ચાલતાં લક્ષ્મીએ પૂછ્યું. " રણુમલસિંહને માટે શું નિશ્ચય કર્યો ? "

સુંદરસિંહ બોલ્યો, " નગરમાં પહોંચતાંની સાથેજ હું બારોબાર કારાગૃહ તરફ જઇશ અને રણુમલને મળી તેને ધિરજ આપતો આવીશ.

બાદ રાણીના મહેલે જઇશ અને રણમલને મૂક્ત કરવાની માગણી કરીશ. ”

“ રાત્રિના સમયે રાણીની મુલાકાત કેવી રીતે થઇ શકશે ? ” લક્ષ્મીએ પૂછ્યું.

“ હું મહા અગત્યનું કામ જણાવી તેને મળીશ. ”

“ તમારી વિનંતિપર રાણી ધ્યાન નહિ આપે તો ? ”

“ તેજ વખતે નોકરી છોડી દેવાનું જણાવીશ. ”

“ પણ તેથી રણમલસિંહનો બચાવ કેવી રીતે થઈ શકશે ? ”

“ તે પછી રણમલનો બચાવ મારી અને મારા આ સૂરવીરોની સમશેરોથી થઇ શકશે. રાણી પણ જાણશે કે રણમલના પ્રાણ કયમ લેવાય છે. ”

“ રણમલને કત્લ કરતી વખતે સરદાર દુર્જનસાલ પચાસ સૈનિકોની ટુકડી સાથે ત્યાં હાજર રહેનાર છે. એમ મેં સાંભળ્યું છે. કારણકે રણમલ પર થએલા અન્યાયી હુકમથી નોત્તમનગરની પ્રજા કકળી ઉઠી છે. પ્રજાજનો તોફાન કરે એવો સંભવ હોવાથી રાણી અને તેના સરદારોએ સઘળો બંદોબસ્ત અગાઉથી કરી મૂકવાનો નિશ્ચય કરેલો છે. ” લક્ષ્મીએ વધુ જણાવ્યું.

“ તે ગમે એટલો બંદોબસ્ત કરશે; પણ અમારી આગળ તેમનો બંદોબસ્ત વૃથા થશે. રાણીના બહાદુર સૈનિકોને આ મારા બહાદુરો જોત જોતામાં ઠાર કરી નાખશે. રણમલનો જીવ લેવો એ કંઈ નાના બાળકના ખેલ નથી. વળી હું રણમલનો મિત્ર થાઉં છું એ પણ સઘળાંની અજાણ બહાર નથી. લક્ષ્મી ! તું તારા હૃદયમાંની શંકાને દૂર કરજે. સુંદરસિંહની હયાતીમાં રણમલની સલામતી છે; રણમલના જીવનથી આપણે પણ ઉજળાં છીએ. ” સુંદરસિંહે કહ્યું.

લક્ષ્મી પ્રસન્ન થઇ. બન્નેમાં મૌન્ન પ્રવર્તાયું. આખરે સઘળાં નોત્તમનગરની સમિપ આવી પહોંચ્યા. એજ વખતે રાજમહેલમાંની પીતળની ઘડીઆળના ડંકા વાગ્યા. આપણે ઠીક આવી પહોંચ્યા

છીએ કહી સુંદરસિંહે સૌ સાથે નગરમાં પ્રવેશ કર્યો; અને પછી કારાગૃહનો માર્ગ આવતાં તેણે લક્ષ્મી અને પોતાના સૈનિકાને પોતાના મકાને જવાનું સૂચવી પોતે જેલખાના તરફ ચાલ્યો. લક્ષ્મીએ સાથે જવાની ઇચ્છા દર્શાવી પણ સુંદરસિંહે જલ્દી પાછો આવીશ, ત્યાં અત્યારે તારી જરૂર નથી કહી સૈનિકા સાથે તેને જવાનું કહ્યું. સૈનિકા અને લક્ષ્મી સુંદરસિંહના મકાને આવી વિશ્રાંતિ લેવા લાગ્યાં. સુંદરસિંહ ઘોડાને દોડાવતો થોડીવારે જેલખાના આગળ આવી ઘોડાપરથી નીચે ઉતર્યો. આ વખતે જેલખાનાના મુખ્ય દરવાજે બે પહેલવાન જેવા જણાતા સંત્રીઓ ખભાપર ખુલ્લી તલ્વારો મૂકી પહેરો ભરતા હતા. તેમણે ચમકીને “ કોણ ” પ્રશ્ન કર્યો. સુંદરસિંહ યોગ્ય જવાબ આપી તેમની પાસે આવી ઉભો. ચંદ્રના સ્વચ્છ પ્રકાશમાં સંત્રીઓએ તેને ઓળખી સલામ કરી અને અત્યારે આવવાનું કારણ પૂછ્યું. સંત્રીઓ જાણતા નહોતા કે રણમલ્લ સુંદરસિંહનો મિત્ર થાય છે. સુંદરસિંહે કેદીને મળી તેની કેટલીક મુખ જુબાની લેવાની છે એમ જણાવ્યું. સવારમાં રણમલને કત્લ કરવાનો હોવાથી કોટવાળ સાહેબને અત્યારે જુબાની લેવીજ પડે છે એમ સંત્રીઓએ માની સુંદરસિંહને જવાને માટે દ્વારની બારી ખુલ્લી કરી. સુંદરસિંહ ઘોડાની લગામ સંત્રીના હાથમાં સોંપી અંદર દાખલ થયો. અંદરની બાજુએ એક મોટો ઓરડો આવેલો હતો. રણમલને સમીસાંજના સમયે આ ઓરડામાં લાવીને રાખવામાં આવ્યો હતો. આ ઓરડાનાં લોખંડી દ્વાર બંધ હતાં. દ્વાર પાસે પાંચ સિપાહીઓ પહેરો ભરતા હતા. એક નાનું ફાનસ સળગતું હતું. સુંદરસિંહે તેમની પાસે આવી તાળાની ચાવી માગી. કોટવાળ સાહેબને ઓળખતાંજ પહેરેગીરોએ સલામ કરી તાળાની ચાવી તેને સ્વાધીન કરી. સુંદરસિંહે તાળું ઉઘાડી ઓરડાનું બારણું ખુલ્લું કર્યું. અંદર એક ફાટેલી ગોદડીપર રણમલ હાથે પગે સાંકળોથી બંધાઇ સૂતેલો હતો. અર્ધ નિંદ્રા ભોગવતા રણમલને સુંદરસિંહના આગમનની જાણ થઇ નહિ. પોતાના પ્રિયમિત્રની દશા નિહાળતાંજ

સુંદરસિંહ કંપી ઉઠયો. રાણી પ્રત્યેના ગુસ્સાથી તે દાંત પીસવા લાગ્યો. તેણે ગુસ્સાની આગ વરસાવતો ઉષ્ણ નિઃશ્વાસ નાખ્યો. બાદ પહેરેગીરો વ્હેમાય નહિ તેને માટે મન સ્વસ્થ કરી સુંદરસિંહ રણમલની છેક નજીક જઇ નીચે બેઠો અને ઘણા ધીમા સ્વરે બોલ્યો, "રણમલ?"

"કોણ?" રણમલે બેઠા થઇ પૂછ્યું.

"હું સુંદરસિંહ?"

"કોણ મારો ભાઇ?" કહી રણમલે દુઃખ પૂર્ણ અવાજે સુંદરસિંહના ખભાપર માથુ મૂક્યું. સુંદરસિંહે તેના વાંસે હાથ ફેરવતાં કહ્યું, "ભાઇ! ગભરાઇશ નહિ. હું તારા ઉદ્ધારને અર્થેજ નગરમાં આવ્યો છું. પ્રાણ જાતાં પણ તને બચાવીશ."

"સુંદરસિંહ! દુષ્ટાએ મારી નોકરીનો આ બદલો આપ્યો છે." રણમલ વધુ બોલી શકયો નહિ.

"ફિકર નહિ. આપણે બરાબર બદલો લઇશું. તું ગભરાઇશ નહિ." સુંદરસિંહે જણાવ્યું.

"તું કયારનો આવ્યો છે?" રણમલે પૂછ્યું.

"હું અત્યારેજ આવ્યો છું. હું હજી ત્રણ દિવસ ભવાનીપૂર રહેવાનો હતો, પણ તારા સમાચાર સાંભળતાંજ અહિં આવ્યો."

"મારા સમાચાર તને કેવી રીતે મળ્યા?"

"લક્ષ્મી મને તેડવા આવી હતી?"

"શું લક્ષ્મી?"

"હા, તારી જીવન દેવી. તેણે આજે અસહ્ય દુઃખ સહન કર્યું છે." કહી સુંદરસિંહે લક્ષ્મીએ વેઠેલા કષ્ટની ટુંકમાં વિગત જણાવી. રણમલનું હૃદય પીગળ્યું.

આ પછી તેણે સુંદરસિંહ પ્રત્યે કહ્યું, "ભાઇ! તેં શું વિચાર નક્કી કર્યો છે?"

"હું અત્યારેજ રાણી પાસે જઇ તારા છૂટકારાને માટે કહીશ. જો માનશે તો ઠીક છે નહિ તો નોકરી મૂકી દઇ તારા ઉદ્ધારને અર્થે તલ્વાર ખેંચીશ."

"તું ગમે એટલું કહીશ પણ રાણી મારીપર દયા કરનાર નથી. માટે તું રાણી પાસે જઇશ નહિ. મારો વિચાર એવો છે કે તારે તારૂં આગમન રાણીને જણાવવું નહિ. તારે સવાર પડતાં પહેલાં તારા સો બહાદુરો સાથે નગરમાંથી નીકળી જઇ આપણા વધસ્થાનની આજુબાજુની ઝાડીમાં છૂપાઇ રહેવું અને જયારે મને કત્લ કરવા ત્યાં લાવે ત્યારે તારે પ્રકટ થઇ જે કરવાનું હોય તે કરવું." રણમલે જણાવ્યું.

સુંદરસિંહને રણમલનું કહેવું વ્યાજબી જણાયું. તેણે તેમજ કરવાનો નિશ્ચય જણાયો. આ પછી સુંદરસિંહે બહાર નજર કરી જોયું તો પહેરેગીરો દૂર જઇ બેઠેલા જણાયા. તેણે રણમલ સાથે ઘણી વાતો કરી. મિત્રના મિલનથી હતાશ બનેલા રણમલમાં હિંમત આવી. તેણે મનમાં મિત્રનો અને લક્ષ્મીનો ઉપકાર માન્યો. સુંદરસિંહ એક કલાક રણમલની પાસે રહી અંતે જવાને ઉભો થયો. રણમલ શોકમય ચ્હેરે તેની તરફ જોઇ રહ્યો. મિત્રથી દૂર થતાં સુંદરસિંહનું હૃદય ભરાઇ આવ્યું. આંખ્યોમાં જળ ઉભરાઇ આવ્યું. તેણે રણમલને હિંમત ધરવાનું સૂચન કરી બળાત્કારે ત્યાંથી પ્રયાણ કર્યું. તેના બહાર નીકળતાંની સાથે ઓરડાનું દ્વાર બંધ થયું. સુંદરસિંહે તાળું વાસી કુંચી પહેરેગીરના હાથમાં મૂકી. સિપાહીઓએ વાંકા વળી સલામ કરી. સુંદરસિંહે જતી વખતે જણાવ્યું કે રાણીની આજ્ઞા છે કે તમારે મારા અહિં આવવાની વાત કેદીને કત્લ કર્યા સુધી કોઇને જણાવવી નહિ. જો આમ કરવામાં કસુર કરશો તો મ્હોતની શિક્ષાને પાત્ર થશો. કારણકે આ બાબતમાં રાજ્યનો ભયંકર ભેદ સમાએલો છે. આટલી સૂચના કરી સુંદરસિંહ મુખ્ય દરવાજે આવ્યો અને ત્યાંના સંત્રીઓને પણ એ સૂચના કહી સંભળાવી. સંત્રીઓએ શિર ઝુકાવી તેની સૂચના માન્ય કરી. સુંદરસિંહ ઘોડેસ્વાર થઈ ત્યાંથી ચાલી નીકળ્યો, અને પાછલી રાત્રિના સમયે પોતાના મકાને આવ્યો. સઘળા તેની રાહ જોઇ રહ્યા હતા, સુંદરસિંહ સૌને લઇ મકાનની અંદરના એક વિશાળ દિવાનખાનામાં આવ્યો; અને એક ગાદીપર બેઠો. તેના વફાદાર સૈનિકો

તેની સામે બેઠા. દિવાનખાનું ભરાઇ ગયું. લક્ષ્મીએ પૂછ્યું, "કેમ જઇ આવ્યા ?"

"હા." સુંદરસિંહે વિચારવશ વદને જવાબ આપ્યો.

"રણમલની શી દશા છે ?" લક્ષ્મીએ પૂછ્યું.

"ભયંકર દુર્દશા. ભાઇશ્રી સાંકળોથી બંધાઇ ફાટેલી ગોદડીપર પડયા છે. લક્ષ્મી ! તે દેખાવ મારૂં કાળજું કંપાવે છે. અને મનમાં થઈ આવે છે કે હું આ પળેજ યાહોમ કરી ખુનામરકી ચલાવું. પણ મનને પરાણે રોકું છું. ભાઈની આ દશા કરનારને હું પૂર્ણ બદલો આપીશ."

"તમારે અને તેમને ખુલાસાથી વાત થઇને ?"

"હા."

"તમારી વાતથી તેમને ધીરજ—હિંમત મળી છે ને ?"

"ઘણી સારી. મ્હેં તેને મારો વિચાર જણાવી દીધો છે."

"ત્યારે હવે શું કરવાનો નિશ્ચય કર્યો છે ?"

"કરવામાં એજ કે હું મારા આ સો બહાદુરો સાથે વધભૂમિની આસપાસ આવેલી ઝાડીમાં છૂપાઈ રહીશ અને રણમલને ત્યાં લાવ્યા પછી જાહેર થઇ દુષ્મનોને સમશેરના તાબેદાર બનાવી રણમલને મૂક્ત કરીશ."

"પછી આ નગરમાં શી રીતે રહેવાશે ?"

"આ નગરમાં આગ લાગો. રણમલને મુક્ત કરી અમેજંગલમાં જઇશું અને પછી બહારવટું કરી નીચ રાણીને હેરાન—હેરાન કરીશું. ભુજંગસિંહ સરદારને મળી નૌત્તમનગરનો ઉદ્ધાર કરીશું. મારા સાંભળવા પ્રમાણે ભુજંગસિંહ નૌત્તમનગરપર ચઢાઇ લાવવાની તૈયારી કરી રહ્યો છે."

"હું આપની વાતને સંમત છું. હું પણ તમારી સાથેજ આવીશ." લક્ષ્મીએ જણાવ્યું.

"અમે જીવન પર્યંત તારૂં પાલન કરીશું. લક્ષ્મી ! તું દેવી છે.

તારા પ્રયાસથીજ મારા મિત્રનું જીવન લંબાયું છે. અમે બન્ને તારા સદાના ઉપકારી છીએ. ”

લક્ષ્મીએ નીચે જોયું. આ પછી સરદાર સુંદરસિંહે પોતાના વિચારથી સઘળા સરવીરોને જાણીતા કર્યા. સઘળા તેના વિચારને સંમત થયા. મોટું પરોઢ થયું. કુકડાના શબ્દ સંભળાયા. સુંદરસિંહ સૈનિકોસહ બહાર નીકળ્યો. લક્ષ્મી અને તે ઘોડેસ્વાર થઈ આગળ ચાલ્યાં. સો બહાદુરો અને પચીસ લુંટારા અશ્વારૂઢ થઇ પોતાના સરદારની પાછળ જવા લાગ્યા. અશ્વોને મંદગતિએ ચલાવતા સઘળા નગરની બહાર નીકળી વધસ્થાન સમિપ આવ્યા. ત્યાં ધીચ ઝાડી આવેલી હતી. સુંદરસિંહે સંજ્ઞા સમજાવી સઘળાને છૂપાઇ જવાની આજ્ઞા કરી. બહાદુર સિપાહીઓ છૂપાઈ ગયા. આ પછી સુંદરસિંહ અને લક્ષ્મી પણ વૃક્ષોના જુથમાં છૂપાઇ રણમલના આવવાની રાહ જોઈ રહ્યાં. સમય વિતવા લાગ્યો. પૂર્વદિશામાં પ્રકાશ પથરાયો. ચંદ્રનું રૂપેરી તેજ ફિક્કું પડી અંતે આકાશમાં અદશ્ય થયું. પ્રાતઃકાળ થયો. જગત પ્રકાશમય થઇ રહ્યું. આ સમયે વીર સરદાર રણમલને વધભૂમિ પર લાવવામાં આવ્યો; અને વધસ્થાનની આગળ પડેલા એક પત્થર પર બેસાડવામાં આવ્યો. તેના હાથ પગમાંથી સાંકળ દૂર કરવામાં આવી નહોતી. રણમલના મુખપર કંઇ પણ ભય કે શોકનું ચિહ્ન જણાતું નહોતું. તેને કત્લ કરનારા બે ખૂનીઓ તેની બન્ને બાજુએ ખુલ્લી તલ્વારો હાથમાં પકડી ઉભા રહ્યા. સરદાર દુર્જનસાલ તેની સાથે પચાસેક હથીઆરબંધ સૈનિકો સાથે ત્યાં હાજર થયો હતો. તે અધમ સરદાર રણમલથી થોડેક દૂર ઉભો રહી મૂછો આમળતો હતો. થોડો સમય વિતતાં કત્લ કરનારાઓએ આજ્ઞાને માટે દુર્જન સામે જોયું. દુર્જને થોડીવાર સબુર કરવાનું ઇસારતથી સમજાવી રણમલ પ્રત્યે કહ્યું, “ તારો સમય હવે થવા આવ્યો છે. મૃત્યુ અગાઉ તારી કંઇ ઇચ્છા છે ? ”

“ કોણ કહે છે કે મારૂં મ્હોત થાય છે ? પાપાત્મા ! સંભાળજે કે કદાચ તારૂં મ્હોત ન થાય. ” રણમલે કહ્યું.

"ખરેખર તું ગાંડો થઇ ગયો હોય એમ સમજાય છે." આમ બોલી દુર્જનસાલે અટ્ટહાસ્ય કર્યું; અને રણમલને કાપી નાખવાનો હૂકમ આપવા ખૂનીઓ સામે જોઇ તેણે બોલવા માંડયું. પણ તેના મુખમાંથી એક શબ્દ નીકળે તે પહેલાં તો તેને કાને એકાએક રણશીંગું વાગતું સંભળાયું. દુર્જન સ્તબ્ધ બની જોઈ રહ્યો. જોતજોતામાં અસંખ્ય માણસોએ ઝાડીમાંથી નીકળી આવી દુષ્મનોપર હલ્લો કર્યો. આવો મામલો જોતાં જ રણમલની આસપાસ ઉભેલા હત્યાકારીઓ હથીઆર ફેંકી દઇ જીવ બચાવવા પસાર થયા.

દુર્જન પણ નાશી જવાની ઇચ્છાથી ઘોડેસ્વાર થયો. સુંદરસિંહના માણસોએ જોતજોતામાં શત્રુ સિપાહીઓને કાપી નાખ્યા. દુર્જને ઘોડાને દોડાવ્યો કે તરત સુંદરસિંહે તેને બૂમ મારી કહ્યું, "ઓ બહાદુર સરદાર ! જરીક તો ઉભો રહે. આ રણમલને કત્લ કરાવ્યા વિના પાછો કેમ ચાલ્યો જાય છે."

દુર્જને કંઇપણ નહિ સાંભળતાં નાસવું જારી રાખ્યું. સુંદરસિંહે તેને જીવતો જવા દીધો. લક્ષ્મીએ રણમલના હાથે પગે બાંધેલી સાંકળ ખોલી નાખી તેને છૂટો કર્યો. રણમલે તેને હૃદય સાથે દાબી સ્નેહાશ્રુનું સિંચન કર્યું. સુંદરસિંહ પાસે આવતાં તેને ભેટયો. આ પછી વધુ વખત રોકાવું સલામત નહિ ધારી સઘળા ઘોડે ચઢયા; અને ઘનઘોર ઝાડીમાં-પર્વત પ્રદેશમાં ઘણે દૂર નીકળી જઇ ગયેબ થઈ ગયા. દુર્જને નગરમાં જઇ રાણીને શોક સમાચાર જણાવ્યા. રાણીએ સુંદરસિંહનાં ઘરબાર-જમીન વગેરે જપ્ત કરાવ્યું. રણમલના મુક્ત થવાથી પ્રજાજનો આનંદ પામ્યાં. રાણી અને દુર્જનસાલ શોકસમૂહમાં ડુબ્યાં.



# પ્રકરણ ૨૩ મું.

## કનકપુરનું દરબારી મંડળ.

આજે કનકપુરના વ્યસન્ત–વિષયી રાજા વિરમદેનો જન્મદિવસ હોવાથી નગરમાં આનંદોત્સવ થઇ રહ્યો હતો. પાયમાલ થએલાં પ્રજાજનો પણ વફાદારી દર્શાવવાને આનંદ–ઉત્સવ ઉજવી રહ્યાં હતાં. સમય સાંજનો હતો. દરબારગઢના ખુલ્લા મેદાનની જમીનપર એક મોટી શેતરંજી બીછાવી તેની ઉપર ગાદી તકીયા પાથરવામાં આવ્યા હતા. રાજા વિરમદે માટે એક ઉંચી ગાદી પાથરવામાં આવી હતી અને તેની પર તકીયો ગોઠવવામાં આવ્યો હતો. રાજા વિરમદે હજી પધાર્યા નહોતા. દરબારી મંડળ શેતરંજીપર બીરાજી રાજાના આગમનની રાહ જોઇ રહ્યું હતું. અફિણના કસુંબા ગાળનારા અને બાપુને ઘણી ખમા કહેનારા ખવાસ લોકો પણ રાજાની અગાઉ આવી રાજાની ગાદીની આસપાસ બેસી ગયા હતા. રાજાના બાપદાદાઓનાં કવિત લલકારી રાજાની કીર્તિને ઉંચે આસમાનમાં ચઢાવનારા ભાટલોકો પણ શેતરંજીના છેડાપર બેસી કાગના ડોળે રાજાજીના આવવાના માર્ગપ્રતિ નજર કરી રહ્યા હતા. આ ઉપરાંત એક નવયૌવના, અલબેલી બનેલી વારાંગના રાજાને તેનાં નાચગાનથી ખુશ કરવા તેના સાગ્રિતો સાથે સર્વ સાજ તૈયાર કરીને બેઠી હતી. અને તેની ચપળ ચક્ષુઓ ચારે તરફ ફેરવી દરબારી મંડળમાં બેઠેલા કેટલાક ઇશ્કી અમલદારો–સરદારોનાં કલેજાં ઉથલાવતી હતી. મૃત્યુના મુખમાં પ્રવેસેલા અને કમ્મરેથી વાંકાવળી બેસી ગએલાં ડાચાંના વૃદ્ધ ભાયાતો તેમની આગળ પડેલા હુક્કાને ગગડાવતાં ગપ્પાં હાંકી રહ્યા હતા. થોડો સમય વિતતાં રાજા વિરમદેની સ્વારી ત્યાં આવી પહોંચી. ખમા, બાપુને ઘણી ખમાના પોકારો ચારે તરફ થઇ રહ્યા. રાજા વિરમદેનો વેશ અત્યારે એવો તો વિચિત્ર હતો કે આજના જમાનાના મનુષ્યોને તેની તરફ જોતાંજ

ખડખડાટ હસવું આવે. વિરમદે વૃદ્ધાવસ્થાની સમિપે પહોંચ્યો હતો. તેના માથાના અને મુછોના વાળ સફેત થઇ ગયા હતા, ગાલમાં ખાડા પડયા હતા. કમ્મરેથી કંઇક વાંકો પણ વળ્યો હતો. આ વખતે તેણે ગુલાબી રંગનો શીરવાળ પહેરેલો હતો. લાંબી ચાલનું અંગરખું અને બેવડી વળેલી કમ્મરપર શાલ લપેટી હતી. માથાપર મોટો પાઘ મૂકેલો હતો. આંખ્યોમાં મેંશ અને કપાળમાં ટીલડી કરેલી હતી. તલ્વારને બગલમાં મારેલી હતી. રસ્તે ચાલતાં કદાચ જમીનપર પડી ન જવાય તેને માટે એક ખુબસુરત ખવાસણના કંઠમાં કર નાખી રાજા ધીમે પગલે ચાલ્યો આવી ગાદીપર બીરાજ્યો, કે તરત તેની પાછળ હુકકો લઈ ચાલનાર એક ગોલાએ હુકકો રાજાના સામે ગોઠવી હુક્કાની નળી રાજાના મુખમાં મૂકી. બાપુને ખમ્માના અવાજ પૂર્ણ થતાં રાજાએ હુક્કો ગગડાવતાં ચારે તરફ નજર ફેરવી આગળ બેઠેલા વૃદ્ધ ભાયાત ,મંડળમાંના, મુલુભા, વાઘભા, પૃથ્વીસંગ, હાથીસંગ, હજામસંગ વગેરેનાં નામ ઉચ્ચારી ખબર પૂછી. આ પછી નજીકમાં બેઠેલા ખવાસોને કસુંબો તૈયાર કરવાની આજ્ઞા થઈ. રાજાએ બાજુમાં દૃષ્ટિ કરી તો એક ગાદી ખાલી પડેલી જણાઇ. ખાલી ગાદી કોના માટે છે એમ પ્રશ્ન થયો. તરત જવાબ મળ્યો કે આ ગાદી કનકકુમાર અને વિજયસિંહને માટે છે. આ સાંભળી રાજાએ પૂછ્યું, " ભલા તે હજી કયમ ઓંઇ આયા નથી ? "

નજીકમાં ઉભેલા એક મોટા પાઘવાળા વામન સ્વરૂપ કારભારીએ કહ્યું, " એ ભા એતો કાલના શકારે ગયા હતાના; તે કંઈક આળસ્યા હશે. હમણાં આવશે. "

" તે છોકરા શું શકાર કરવા જ્યાતા ? " ઠાકોરે પૂછ્યું.

" હા. "

" ચેટલાં દીપડાં માર્યાં ? " પુનઃ ઠાકોરે પૂછ્યું.

" અરે બાપુ ! દિપડાં મારવામાં તેમનું હું ગજું. દિપડાં તો વિરમદે બહાદુર વના કોણ મારી હકે. આખી પરથમીમાં દિપડાંનો શકાર

કરનાર તો વિરમદેજ છે. છોકરાંનાં ગજાં નહિ ભા. ” માનસંગ નામના ભાયાતે અફિણની ઝુમમાં લલકાર્યું, તત્કાળ દૂર બેઠેલા એક ભાટભાઇ ઉભા થઇ બોલી ઉઠયા, “ ધણી ખમા માનસંગભાને કે તેમણે જેવું હતું તેવું ચોખ્ખું ચટાક કહી દીધું. આ વિરમદેબાપા શકારના કેવા સેલાણી છે એતો જેણે જોયું હોય તે જાણે, બાકી બીજા હું જાણે? આ તે દહાડે પેલો મોટા દિપડો આપણા ગામમાં આવ્યોતો અને એ ભેંસુ ખેંચી ગયો અને ગામના હવાલદારને થાપો મારી ગયો, તારે આખું ગામ બ્હી ગયું અને બાપુને શરણે આવ્યું; કે તરત બાપુ અમલ પાણી લઇ ઘોડે ચઢયા. હું હાર્યે ગયો. અમારી હાર્યે આ વાઘજી, હાથીજી, અને એભલદાદા હતા. અમે બધાએ તે મોટા દિપડાને એક ઝાડની બખોલમાંથી ખોળી કાઢયો. બહાર નીકળતાંજ મારા દિચરા તે દિપડાએ એવી તો રાડ નાંખી કે મારા અને વાઘજી, હાથીજી અને એભલદાદાના કાનનાં પડળ ફાટી ગયાં અને પીંપળાનાં પાંદડાંની પેઠે અમે થરથરવા લાગ્યા. પણ મારો બાપો કહૂં કે વિરમદે બાપા તેનાથી ગાંજ્યા જાય એવા નોતા. તેમણે અમલના જોરે દિપડાની નજીક જઇ એકદમ તેના કાન પકડી લીધા. ભા ! પછી પૂછવું હું ? દિપડો ગરીબ ઘેટા જેવો થઇ જયો અને પછી અમે તેને દોરડે બાંધી પોંજરામાં પૂરી દીધો. આ એ દિપડો ગયે વરસે મરી ગીયો. કહોભા, આવું પરાક્રમ વિરમદે બાપા વના કોણ કરે. ભલેભા ભલે; વિરમદે બાપા ઘણું જીવો. ” આટલું લંબાણ બોલી ભાટભાઇ નીચે બેસી ગયા. વીરમદેએ વખાણ સાંભળી મૂછોપર હાથ મૂકયો. કસુંબો તૈયાર થયો હતો. ચાંદીના પાત્રમાં ભરેલું અફીણનું પાણી મંડળમાં અપાવા લાગ્યું. મારા સમ તમારા સમના શબ્દોના ગ્રામ્ય ઉચ્ચાર થવા લાગ્યા. રજપૂત ભાયડાઓ કસુંબાને કંઠસ્થ કરવા લાગ્યા. કસુંબાપર મુખ સાફ કરવાને મેવા—મિઠાઇ મળવા લાગ્યાં. ભાટ કવિતો લલકારી ઠાકોરના અને ભાયાતોના વડવાઓનાં વખાણ કરવા લાગ્યો. આવી ધમાલ એક કલાક સુધી ચાલી. અમલના નીસાથી ઝોકતા દરબારો અગમનીગમની

વાતો કરતા હુક્કા ગગડાવવા લાગ્યા. ખવાસણો ઠાકોરને વાયુ ઢોળવા લાગી. અમલ રગેરગમાં પ્રસર્યો. રાજાની નજર વારાંગનાપર પડતાંજ ઠાકોર બોલ્યા, "કાં તું આવી છે કે ?"

"હાજી, દાસી આપની સેવામાં કયારનીએ હાજર થઇ છે. હુકમ ફરમાવો સરકાર." ગુણીકાએ કટાક્ષ ફેંકી કહ્યું.

"ઓય તારીની ! માળીની આંખ્યું તો જાણે વીજ. મારી દીચરી ! કેવી બની ઠનીને આવી છે. એલા માનમા ! એની હામે તો જો. કેવી ગોરી ગબ્બલ જેવી લાગે છે ?" વિરમદે આંખ્યો ફાડી લાવણ્યમયી લલનાની સામે જોઇ રહ્યો.

ગણીકા મંદમંદ હસવા લાગી. ઠાકોર વિકળવદને બોલ્યો, "એ રહેવાદે ! રહેવાદે. બહુ થીયું. તારી ઓંઠ્યો કાળજું કોરે છે. ઓંઇ મારી પાહે આવી બેશ્ય અને કંઇક ઉસ્તાદી ગાણું ગા."

"હું મઝેનું ઉસ્તાદી ગાયન ગાઇશ કે જેથી મારા નામવર રાજાજી ખુશખુશ થઇ જશે."

"આ હૈયું હરખાશે તો મારી ગોરા ગાલવાળી અને ગબરૂ ગાભા જેવી લલીતાને મારા આ હૈયાપર લટકતો મોતીનો હાર ઇનામમાં મળશે. સમજી?" ઠાકોરે કહ્યું. ગણીકા તેના સાથીતો સાથે આગળ આવી ઠાકોરની સમક્ષ બેઠી. તેની સાથેના સેવકોએ નરગાં—સરંગીના સૂર મેળવવા માંડયાં. ગણીકાએ પણ આલાપ આરંભ્યો. સૂર એકત્ર થતાં એક ઉસ્તાદી ગાન ચાલું થયું.

દેખોજી સૈયાં મેરી ઉડતી જવાની બનકે દીવાની હાં ઇતરા.
મેરા જોબન નીરાલા મય ચંચલ હું નાર,
મોરી ભોલી અદાપે હંએ લાખો નિસાર.
અબરૂ કે શીકાર નહીં પાતે કરાર,
હુવે જારોને જાર હુંએ હજારો બીમાર,
અયસી મેરી આનબાન જીસપે જાન જાએ.

આ મુજબનું એક ઉસ્તાદી નાટય ગાન ગણીકાએ બેઠાં બેઠાં ગાયું.

અફીણીયા મંડળમાંથી ગાનનો ભાવાર્થ સમજ્યા વિના ફક્ત દેખાદેખી હાજી હા, વાહજી વાહના અવાજો પ્રતિપળે થવા લાગ્યા. વળી કેટલાક અફીણીઆઓ તો રંગમાં આવી ડોલવા લાગ્યા અને ગાનને તાલ આપી પોતે ઉસ્તાદના દિકરા છે એમ ફારસ ભજવવા લાગ્યા. ઠાકોરે પણ ખુશ થયો ગાયન પુરૂં થતાં ઠાકોરે ગણીકાને નાચ સાથે બીજું ગાયન ગાવાની આજ્ઞા કરી. ઠાકોરને આંખની ઇસારત કરી ગણીકા ઉભી થઇ અને બીજા ગાનનો સૂર મેળવવા લાગી. હજી નાચ ગાન શરૂ થએલ નથી એટલામાં તો વાહજીવાહ, ચલને દો, કયાબાત હૈ ઘણું જીવોના અવાજો થવા લાગ્યા. આ સાથેજ ગણીકાએ નાચ નખરાં સાથે પૂર્ણ હાવભાવથી મનોવેધક સંગીત ગાવું શરૂ કર્યું. અફીણીયા જનો આંખ્યોનો પલકારો માર્યા વિના ગણીકાનું ગાન અને નાચનું તાન નિહાળી પોતાના ભાગ્યને વખાણવા લાગ્યા. ચારે તરફથી ગુણીકાને ધન્યવાદ મળવા લાગ્યા. આથી ગાનારી પણ અધીક ઉમંગથી વધુતાનમાં આવી ગાન લલકારવા લાગી.

હટો સઇયાં ગર બહીયાં ન ડારોરે,
બઓરી બનકે બીરોગનમેં ડાલા જીયા,
ન લગાવો મોહે હાત ચલો જાવ જાવ જાવ,
રીત ન જાની પ્રીતકીરે તોહે શરમ નહીં આયે,
બારી ઉમરીયામેં દાગ લગાયા સૌતનકો ઘરલાયે,
મોરે જોબનપે સઓતનકો દાન કરૂંરે,
મોરે સરપરસે બઓરન કુરબાન કરૂંરે;
હાં જાની તોરી ઘતીયાં, પહેચાની તોરી બતીયાં,
લગાવો નાહી છતીયાં, તુંજા......હટો.—......

હુરે આરબ. ના.

ઉસ્તાદ ગણીકા તાન પર તાન અને પલટા પર પલટા મારી ગાવા લાગી. અફીણીઆ રાજપૂતો ખુશખુશ થઇ ગયા. ગણીકાને ઇનામ પર ઇનામ મળવા લાગ્યાં. છેવટે ગાયનની સમાપ્તિ કરી મોહક

ગણીકાએ ઠાકોરની આગળ ઘુંટણે પડી નમન કર્યું. દાંત વિનાનો રાજા ખડખડાટ હસી પડયો. રંગમાં આવેલા ઠાકોરે પોતાના ગળામાં ધારણ કરેલી એક કિંમતી મોતી માળા કંઠમાંથી કાઢી ગણીકાને એક હાથથી નજીક ખેંચી બીજા હાથે તેના કંઠમાં મોતીની માળા પહેરાવી. ગણીકા કટાક્ષ પર કટાક્ષ ફેંકી ઠાકોરને વધુ ઉન્મત્ત બનાવવા લાગી. ગણીકાના ગળામાં માળા પહેરાવતાંજ દૂર ઉભેલો ભાટ લલકારી ઉઠયો કે, " ધણી ખમા બાપુને, ઘણું જીવો રાજા વિરમદે. હા, હા, જાણે બીજા કરણ દાનેશરી. હોય ભા હોય; રાજા દાને પરજા અસનાને; ઘણું જીવો ગરીબ પરવર રાજા વિરમદે. " ભાટના વચનોથી ફુલાઇ રાજાએ તેને પણ શિરપાવ આપી સંતુષ્ટ કર્યો. ગણીકા ઠાકોરની નજીક ગાદી પર બેઠી હતી. ઠાકોરનો હાથ તેના હાથમાં હતો. ભાટને ઇનામ આપ્યા પછી ઠાકોર વાંદર જેવા જણાતા મુખે ગણીકા સામે જોઈ હશી દીધું અને પછી કહ્યું. " લલીતા તું જા હવે અને રાતના મહેલે આવજે. મહેલે સવાર સુધી રહેવાનું છે. ઇનામ હારૂં આપીશ. હમજી કે દિલોજાન ? " ઠાકોરે છેલ્લા શબ્દો ધીમેથી કહ્યા. ગણીકા હસતી હસતી ત્યાંથી ચાલતી થઇ. તેના સાથ્રિતો પણ ચાલતા થયા. તેના ગયા પછી ઠાકોરે કારભારીને પૂછ્યું. " કાં કારભારી ! હવે ચ્યમનું કરવું ? "

" બાપું ! શેનું કયમ કરવું ! " કારભારીએ પૂછ્યું.

"આ આનંદનો દિ પૂરો કરવાને હવે કરવું હું ?" ઠાકોરે પૂછ્યું.

" આ બીજું કાંઇ ન ગમતું હોય તો ચોપાટ માંડો. " કારભારીએ સલાહ આપી.

હા, કારભારીનું કહેવું ખરૂં છે. રાજાઓએ ચોપાટ ખાસ કરીને રમવીજ જોઇએ. કારણકે મોટા લોકો કહી ગયા છે કે જે રાજા રમ્યો ચોપાટ તેના શત્રુ થઇ ગયા સફાચટ, કેમ ખરૂંને પરધુ બારોટ ? " મુળુભા નામના એક બુઢ્ઢાએ પૂછ્યું. તત્કાળ પરધુ બારોટ ગર્જી ઉઠયા, " મુળુભા ઘણું જીવો બાપુ. તમે ઘણા અક્કલવાન છો. ચોપાટને તો રાજાએ દૂર કરવીજ જોઇએ નહિ. અમલનો નિસો અને ચોપા-

ટની રમત તો રાજાનું જીવન સફળ કરનારી છે. રમો મારા ખેલાડી વિરમદે બાપુ ! ખુબ રમો. ” રાજાએ એક ગોલાને ચોપાટની બાજી લાવવાનો હુકમ કર્યો. ગોલારાણા બાજી લેવા એક કદમ આગળ ભરે એવામાંજ એક અફીણી સિપાહી દોડી આવ્યો અને હાથ જોડી બોલ્યો, “ ઘણીખમા બાપુને ? ”

“ સ્યમ છે ? ઠાકોરે પૂછ્યું.

“ મારી ધુજારી મટવા દીઓ પછી કેઉં. ” સિપાહી સર્વાંગે ધ્રુજતો ઉભો રહ્યો.

“ પણ રાંડના છે હું એતો ઝટ ભહી મરને ? ” ઠાકોરે ગુસ્સાથી પૂછ્યું.

“ મોટું હયદળ આવે છે...” સિપાહી બોલી શકયો નહિ.

“ અલ્યા શાનું હયદળ ? ” કારભારીએ પૂછ્યું.

“ એ ભા ઘોડાના અહવારોનું મોટું ટોળું આ તરફ હેંડ્યું આવે નજરો નજર ગામને પાદરે આવેલું જોઈ અહિં નાસી આવ્યો છું. મને તો કોઇ મોટા રાજાના રહાલા જેવું લાગ્યું. ” સિપાહી બોલતો બંધ થયો. વિરમદેએ કારભારી સામે જોયું. કારભારી પણ વિચારમાં પડયો. સઘળું મંડળ અવાચક બની બેસી રહ્યું. એટલામાંજ આવનાર ઘોડેસ્વારો નજીક આવી ઝપાઝપ ઘોડેથી નીચે ઉતર્યા. એક ઘોડેસ્વારે રાજાની પાસે જઈ સલામ કરી કહ્યું, “ નૌત્તમનગરના બહાદુર–માનવંતા સરદાર પ્હાડસિંહ અત્રે પધાર્યા છે. તેઓ તમારી મુલાકાત કરવા ઇચ્છે છે. ”

“પણ તેની હું કીયાં ના પાડું છું ભા. સરદારને આવવા દીઓ, હું આ બેઠો. ” કહી વિરમદે પલાંઠી વાળી બેઠો, અફિણી મંડળ નવા આગંતુક સરદારને અવલોકવા આતુર બની રહ્યું. ઠાકોર વિરમદે પણ છાતી કાઢી ટટાર બેઠો. ચૂપકીદી પથરાઈ રહી. નૌત્તમનગરના સરદારના આવવાના માર્ગ તરફ સર્વની દૃષ્ટિ ખેંચાઈ રહી.

## પ્રકરણ ૨૪ મું.

### વ્હાડસિંહનું આગમન.

નોત્તમનગરનો મોટો સરદાર હજી ક્યમ આયો નહિ? રહતામાં તેને કંઈ થઇ ગયું તો નહિ હોયને ?" વિરમદે ઠાકોરે નજીકમાં બેઠેલા કારભારીને ધીમેથી પૂછ્યું.

કારભારી હોઠ પર આંગળી મૂકી બોલ્યા, " બાપુ ! એમ પણ બને. કાળની લીલા જુદી છે. મારગમાં ઠેહ વાગતાં પણ મનખા દેહ મરે છે. આ કાળમાં જીવવું ભારે છે ભા. "

" કારભારી ! એ તો જાણે ખરૂં, પણ છે તે મોટો સરદાર. કોઈ દાડો નહિ અને આજે અહિં કીમ આયો હશે ? " ઠાકોરે પૂછ્યું.

" બાપુ ! આપણી ઠકરાત જો કે નાની છે, પણ આપણાં કામકાજ અને આપણી રૈયતને મળતાં સુખના કારણે આપણા ગુણ ગામેગામ અને દેશ-દેશાંતરમાં ઘેરઘેર ગવાય છે. આથી તે સરદાર કદાચ બાપુનાં દર્શન કરવાને પણ આવ્યો હોય. વળી એક બીજી પણ વાત કેઉં, તે એ કે હાલ જે કરાવતી રાણી નોત્તમનગરની ગાદી પર બેઠી છે; તે અમલી-રંગીલા નરની ઘણી શોખીન છે. તમારૂં નામ મશ્હૂર હોવાથી કદાચ તમને તેડવાને માટે પણ સરદારને મોકલ્યો હોય ? એ બાપુ ! ફકર મા કરો. જે હોસે તે હમણાં જણાશે. " કારભારીએ કહ્યું.

" એતો જાણે હમજ્યા. પણ એ મોટો સરદાર અહિં આવે ત્યારે મારેતે એને ઉઠીને ભેટવું કે ભોંયપર પડીને પગે લાગવું ? " ઠાકોરે પૂછ્યું.

" ઠાકોરના દરજ્જાવાળાને ભેટવું, જમીનપર પડી પગે લાગવું એ ઠીક નહિ. તે મોટો સરદાર આવતાંજ તમારે ઉભા થઈ તરતજ બે હાથ જોડી પધારો પધારો એમ બોલવું, હમજ્યાને બાપુ. " કારભારીએ સલાહ આપી.

મોભાગ્ર બુદ્ધિનો ઠાકોર તેના અકલશૂન્ય કારભારી સાથે આ પ્રમાણે વાતો કરી રહ્યો હતો; એવામાંજ ઘોડાપરથી નીચે ઉતરી દૂર ઉભેલા માણુસોમાંથી પ્હાડસિંહ રૂવાબબંધ ઠાકોર તરફ ચાલ્યો. તેના મોખરે ખુલ્લી તલ્વારો સાથે બે સિપાહીઓ ચાલવા લાગ્યા અને બાકીના તેના સેવકો તેની પાછળ જવા લાગ્યા, પ્રચંડ કાય પ્હાડસિંહે આ વખતે એક મોટા માનનીય સરદારને છાજે એવો પોશાક પરીધાન કર્યો હતો. તેની પ્હોળી–ખૂની આંખ્યોમાં ક્રૂરતા જણાતી હતી. તેના સામે જોનારને તેનો દેખાવ તરતજ ભય ઉત્પન્ન કરતો. તેની કમ્મરે લાંબી–સીધી સમશેર ઝુલી રહી હતી. હાથમાં રૂમાલ પકડેલો હતો. મુછોના આંકડા વાંકા વાળેલા હતા. દમામદાર દેખાવે ચાલી આવતો પ્હાડસિંહ દરબારી મંડળમાં આવ્યો. અફીણીઆઓ તેને જોતાંજ ધ્રુજવા લાગ્યા. રાજા વિરમદે ફાટી આંખે તેની તરફ જોઈ રહ્યો. સઘળું મંડળ એકદમ ઉભું થયું. રાજાએ કારભારીની સલાહ મૂજબ હાથ જોડી પધારો પધારોના માનસૂચક શબ્દો વડે પ્હાડસિંહનું સન્માન કરી પોતાની ગાદીની નજીક ખાલી પડેલી વિજય–કનકની ગાદીપર તે સરદારને સ્થાન આપ્યું. સરદારના બેઠા પછી સઘળા દરબારીઓ નીચે બેઠા. પ્હાડસિંહના સેવકો પોતાના સરદારની પાછળ ઉભા રહ્યા. પ્હાડસિંહે બારીકાઈ સર્વ દરબારી મંડળનું અવલોકન કરી લીધું. તેને સઘળા નિર્માલ્ય અને વ્યસની જણાયા. રાજા વિરમદેનું હૃદય પ્હાડસિંહની પ્રચંડ પ્રતિમા નિહાળી અંદરથી ધડકતું હતું. પ્હાડસિંહે થોડોક સમય મૌનતામાં પસાર કરી કહ્યું, “ કાં ઠાકોર સાહેબ ! મઝામાં તો છો ને ? ”

વિરમદે ખડખડાટ હશી પડી બોલ્યો, “ એ ભા, જો ખુશી મઝામાં ન હોઇએ તો આમ ખીખી ચ્યમ કરીને હસીએ. વળી તમે આજે અમારે મોલે મેમાન થવાને પધારીયા, તેથી તો મને ઘણોજ આનંદ વાપ્યો છે. તમે મોટો જબરો અમારી પર ઉપકાર કીધો છે. સરદાર સાહેબ! રાણીજી હારાં તો છેને ? ”

“ હા, તે નામવર પૂર્ણ આનંદમાં છે. ”

"ઇમણે મને કંઈ કેવરાવ્યું છે?"

"ના, જે કરવાનું છે તેને માટે તેમણે મનેજ આજ્ઞા કરી છે."

"મને હમજાવો; તમારા બોલ્યામાં મને હમજ નોપડી."

"મને એક અગત્યના કામ માટે રાણી માતાએ તમારી પાસે મોકલ્યો છે."

"એવું તે ચેવું કામ છે?"

"તે હું તમને હમણાંજ જણાવું છું."

"ત્યારે ઝટ જણાવી દયોને? ચ્યમ કારભારી! મારૂં બોલવું ખરૂં છે ને?" વિરમદેએ કારભારી તરફ જોઇ પૂછ્યું.

કારભારી બોલ્યો, "હા, મારા બાપુનું બોલવું અક્ષરે અક્ષર ખરૂં છે અને પૂરૂં વ્યાજબી પણ છે."

"બોલો ભા! મારે ચ્યમનું કરવાનું છે?" ઠાકોરે પ્હાડસિંહને પૂછ્યું.

પ્હાડસિંહ ઠાકોરની મૂર્ખાઇપર મનમાં હસ્યો અને પછી બોલ્યો, "તમે રાજ્ય ચલાવવાને અને ઠાકોર કહેવાવાને તદ્દન નાલાયક છો."

"ઇમિ ચ્યમ?" અફીણી ઠાકોરે ધડકતા કલેજે પૂછ્યું.

"શું અમારા બાપુ તદ્દન નાલાયક છે?" કારભારીએ પૂછ્યું.

"હા."

"કુણ કહે છે?" ઠાકોરે આંખ્યો ફાડી પૂછ્યું.

"હું કહું છું અને મારાં રાણી સાહેબ કહે છે." પ્હાડસિંહે કહ્યું.

"તે હવે ચ્યમનું કરવું છે? આ અમે તદ્દન નાલાયક છીએ તો ભલે રહ્યા. અમે અમારે ઘેર, તમે તમારે ઘરે. કોઇને હું લેવા દેવા? ભેંહના શેંગડાં ભેંહને ભારે. ચ્યમ મૂળુભા! ખરૂં ને?" ઠાકોરે કહ્યું.

"હા, બાપુ ખરૂં કીધું." મુળુભા બોલ્યા.

"ઠાકોર! એમ ચાલી શકશે નહિ. અમારાં રાણી પોતાના આખા રાજ્યમાં સુધારો કરવા ઇચ્છે છે. તમારા રાજ્યમાં પણ સારો

સુધારો થવો જોઇએ. તમે અને તમારૂં ભાયાત મંડળ આખો દિવસ અને રાત્રિ અફિણ–કસુંબામાં ચકચૂર થઇ પડયા રહો છો, ભાટનાં કવિતોથી ફુલાઇ જાવ છો અને રંડીઓ નચાવ્યા કરો છો એવું રાણી માતાના જાણવામાં ક્યારનુંએ આવ્યું છે. આથી તમારૂં રાજ્ય અમારા તાબે લઇ તમને કેદ કરવાનો ઠરાવ કર્યો છે."

"હેં ! શું બાપુને કેદ ?" દરબારી મંડળ બગાસાં ખાઇ બોલી ઉઠયું.

"હા, એમજ થવું જોઇએ. હું તેને માટે દારૂ ગોળો અને માણસો સાથે લઇને જ અહિં આવેલો છું."

પ્હાડસિંહના આવા શબ્દોથી સઘળા ડરી ગયા. વિરમદેનાં હાંજાં ગગડી ગયાં. તેનું મુખ ઉતરી ગયું. તેણે ધીમા અવાજે પ્હાસિંહ પ્રત્યે કહેવા માંડયું, "અમારૂં રાજ્ય વંશપરંપરાનું છે. અમારા વડવાઓએ નોત્તમનગર માટે માથાં વઢાવ્યાં છે. એ બધું આ ઉભેલા બારોટના ચોપડે માંડેલું છે. અમારા વડવાઓના વખાણનાં કવિત અમારો બારોટ રોજ બોલે છે. આથી આ કનકપરની ગાદી સૂરજ–ચંદર ઉગે–આથમે ત્યાં લગણ અમારી છે. આ બધી જુની વાત અમારા મરનાર ભાઇ દુર્જદ હારી રીતે જાણતા હતા. નવાં રાણીના હમજવામાં આ વાત નહિ હોય પણ તમે મારા માનવાળા સરદાર બાદર અહિં પધાર્યા છો, તેમણે હવે જાણ્યું હશે કે આ રાજ્ય ચેવું જુનું અને અટંકી છે, વળી તમે અહિં રહી અમારી મેમાનદારીની મઝા ચાખશો એટલે ત્યાં જઇ અમારા માટે હારૂંજ કરશો. તમે મોટા સરદાર છો. નોત્તમનગરના કરતા કારવતા છો અને મારા પણ આજથી મિતર થયા છો. મિતરે મિતર માટે ન્યમ કરવું એ તમારા જેવા ગ્યાનીને હમજાવવું બ્યાજબી નથી. તમે હગળું જાણો છો. મારી આપ મિતરને એટલી વેનતી છે કે અમારૂં રાજ્ય છે ઇમનું ઇમ રેવા દેવું. સરદાર સાબ ! અમારી પાઘડી લ્યો આ તમારે ખોળે મૂકી. આમ બોલતા ઠાકોરે માથે મૂકેલું મોળીયું પ્હાડસિંહના ખો-

ળામાં મૂક્યું. પ્હાડસિંહ મનમાં ખૂબ હસવા લાગ્યો. તેના સિપાહીઓ પણ આ બેવકુફ રાજાની અક્કલ શૂન્યતા જોઇ જાણી હસવા લાગ્યા. દરબારી મંડળે પણ ભયભીત થઇ હાથ જોડયા. રાજા વિરમદે ખુલ્લા માથે બેસી રહ્યો. ખુલ્લા શિરવાળો ઠાકોર વિચિત્ર ભાસવા લાગ્યો. આ સમયેજ વીરવિજય અને કનકકુમાર એકાએક ત્યાં આવી ચઢયા; અને પોતાને બેસવાની ગાદીપર બેઠેલા પ્હાડસિંહને ઓળખી તેમજ તેનું કનકપુરમાં ફરીથી આવવું જોઇ વિસ્મય પામ્યા અને આફતની તૈયારી માનવા લાગ્યા. આ સાથેજ તેમની નજર ખુલ્લા માથે બેઠેલા વિરમદે તરફ રાજાનું ખુલ્લું માથું અને માથાનો પાઘ પ્હાડસિંહના ખોળામાં જોઇ કનકકુમારને ઘણું લાગી આવ્યું. બન્ને બહાદુર યુવકોએ ભયભીત થએલા મંડળનું અવલોકન એક ક્ષણવારમાં કરી લીધું. બન્નેએ અફીણીઆઓને મન સાથે ધીક્કાર આપ્યો. આખરે કનકકુમાર ક્રોધ સહન ન થવાથી મોટા અવાજે બોલ્યો,

"અરે ઓ અક્કલ શૂન્ય દરબારીઓ! તમે અફિણના ઘેનમાં ચકચૂર થઇ આ શું જોઇ રહ્યા છો અને હાથ જોડીને નિર્માલ્યની માફક કેમ બેસી રહ્યા છો? તમારો રાજા પણ અક્કલહિન થયો હોય એમ સમજાય છે. હા! દેવતાના છોકરા કોલસાજ નીકળે છે. જો એમ નહોત તો એક વિશુદ્ધવંશના પ્રતાપી ઠાકોરનો પુત્ર આવો વ્યસની થઈ એક નીચ દુષમના હલકા ખવાસના ખોળામાં તેનો મુકુટ કદી પણ મૂકતજ નહિ. હા! મારા એક નીચ નોકરને મારા બેસવાના આસને બેઠેલો જોઇ હું બળી જાઉં છું." આમ બોલતા કનકે પ્હાડસિંહ તરફ ક્રોધમય વદને નિહાળી ઉગ્રસ્વરે બોલવા માંડયું. "ઓ હલકા કુળના ખવાસ! આ કનકકુમારનાં પગરખાં સાચવનાર દાસ! ચાલ, એ પવિત્ર આસનપરથી જલ્દી ઉભો થઇ જા; અને તારા ખોળામાં પડેલો પવિત્ર પાઘ ઠાકોરના માથે મૂકી તેમની ક્ષમા માગ. ચાલ જલ્દી કર." કનકકુમારના આવા આવેશમય વચનોથી સઘળા સ્તબ્ધ બન્યા. વિરમદે ધ્રુજવા લાગ્યો. નક્કી કંઇ નવા જુની થશે એમ સૌ સમજવા

લાગ્યા. પ્હાડસિંહ આકુળ–વ્યાકુળ બની ગયો. કનકકુમારના શબ્દો તેને તીક્ષ્ણતીરની માફક ખુંચવા લાગ્યા. તેણે તત્કાળ ઠાકોરના પાધને નીચે ફેંકી દઈ આવેશથી ઉભા થઇ બોલવા માંડયું, " ઉદ્ધત છોકરા! તું કોનું અપમાન કરે છે? "

" મારો ગુલામ કે જે અત્યારે પ્હાડસિંહના નામથી ઓળખાય છે તેનું." કનકકુમારે જણાવ્યું.

" શું હું તારો ગુલામ? " પ્હાડસિંહ બરાડ પાડી ઉઠયો.

" હા, ગુલામનો પણ ગુલામ અને મારાં પગરખાં સાફ કરનાર બેઇમાન. "

" કનક! જીભ સંભાળ? "

" તું પણ તારા દાસનો દરજ્જો સંભાળ. "

" હું સરદાર છું. "

" પણ મારા મનથી તો તું નરાધમ છું. "

" અપમાનનું પરીણામ વિપરીત આવશે. "

" જોઈ લેવાશે. "

" લોહીમાં તરબોળ થવું પડશે. "

" હથીઆર ઉપાડી લોહીમાં તરબોળ થવાનો અનુભવ હિંમત હોય તો કરી જો. "

" એમ તો થા તૈયાર. " પ્હાડસિંહે તલ્વાર ખેંચી. કનકે પણ તત્કાળ સમશેર ખુલ્લી કરી. પ્હાડસિંહના સેવકો પણ શસ્ત્રો ઉંચકી તૈયાર થયા. વિજય ગુસ્સાથી કંપતો શત્રુઓના આક્રમણની રાહ જોઇ રહ્યો. મામલો ભયંકર ધારી વિરમદે ઉભો થયો અને પ્હાડસિંહ તથા કનકની વચ્ચે આવી ઉભો રહી હાથ ઉંચા કરી બોલ્યો, " ધીરા પડો, આમ ધીંગાણું નો મચાવો. તમને માતાજીના હૂમ છે, ભા ધીરા પડો. "

વિરમદેને વચ્ચે ઉભેલો જોઇ વિજયે તેની નજીક દોડી આવી તેનો હાથ પકડી દૂર કરતાં કહ્યું, " નામ બોળુ ઠાકોર! વચમાંથી

આઘો ખસી જા, નહિ તો તારૂં મ્હોત થશે. તેં આજે એક પવિત્ર વંશને કાળું કલંક લગાડ્યું છે. એક હલકા નોકરના ખોળામાં માથાનો પાઘ મૂકી તારી અપકીર્તિ ચારે તરફ ફેલાવી છે. તું ડરપોક છે. દૂર ઉભો રહી હિંમત હોય તો વીરના ખેલ જોયા કર અને ડર લાગતો હોય તો તારા આ નામર્દ મંડળની પાછળ છૂપાઇ બેસ." આમ બોલતા વિજયે પ્હાડસિંહ પ્રત્યે કહેવા માંડ્યું. "પાડા સમાન શરીરને વધારનારા ગુલામ! ચાલ, તાકાત હોય તો કનક પર હથીઆર ઉઠાવ."

પ્હાડસિંહ રાતો પીળો થઇ બોલી ઉઠયો, "કોણ તું વિજય ?"

"હા, રણરંગમાં તમને રમાડનાર વિજ્ય, કેમ ઓળખાણ પડી ?"

પ્હાડસિંહ વિજયના બળથી અજાણ નહોતો. તેના સેવકોએ પણ રણભૂમિમાં વિજયનું અપ્રતિમ પરાક્રમ નિહાળ્યું હતું. વિજયને ઓળખી તેમનાં હૃદય ભયથી કાંપવા લાગ્યાં.

પ્હાડસિંહે લોહી વહેવરાવવાનું ના પસંદ કર્યું. તે સારી રીતે જાણતો હતો કે કનક અને વિજય બહાદુર છે. યુદ્ધમાં ફાવી શકાશે નહિ. તે શું કરવું તેના વિચારમાં પડયો. એટલામાં વળી પાછો વિરમદે પ્રથમની જગાએ આવી કનક સામે જોઇ બોલ્યો, "કનક! ભા! આ હું કરે છે ? આ કંઇ હારૂં કેવાય નહિ. તું આટલો મોટો થીઓ, તારે હમજવું જોઇએ. આ પહાડસંગ પહેલાં ગમે તો તારા જોડા ઉંચકનાર હશે કે હજામત કરનાર હજામ હશે; પણ અતારે તો તે એક મોટા માનમતરબાવાળા સરદાર છે. નૌત્તમનગરની માનીતિ રાણી તેની હાએ હા ભણે છે. આવા મોટા બહાદર સરદાર સાથે તરવેર તાણવાનાં આપણાં તે ગજા ક્યાં ! હજી એ સરદાર મારી શરમથીજ જોઇ રહ્યા છે. માટે મારૂં માની તું આ વિજયડાને હમજાવી અહિંથા જતોરે. ભા. હું તને ઠીક કેઉં છું." ઠાકોરે શ્વાસ ચઢવાથી થોડીક વાર શાન્ત રહી પુનઃ આગળ ચલાવ્યું.

"બળીઆ હામે બાથ ભીડવામાં આપણાં ગજા નહિ. વળી તે આપણે ઘેર મેમાન થઇને આવેલા છે. આપણા પૂજનક છે. તેમની હાથે

વેર ના કરવું જોઇએ. હુંતો હવે..." વિરમદે વધુ બોલવા જતો પણ તરત કનકે અકળાઇને કહ્યું, "કાકા! તમે તમારૂં બોલવું હવે બંધ કરો. તમે રાજા અગર ઠાકોર કહેવાને અરે ગણાવાને પણ તદ્દન નાલાયક છો. એક હલકા ખવાસને પૂજનીક માની તમે તમારા પિ-તાનું નામ ડૂબાવ્યું છે. નોકરના નોકરને પોતાની સાથે ગાદીપર બેસારી તમારૂં મુખ શ્યામ કર્યું છે, હા, ધિક્કાર છે તમને."

"શું મને ધિક્કાર?" વીરમદે બોલી ઉઠયો.

"હા, હા, હજારો વાર ધિક્કાર અને ફિટકાર." કનકે કહ્યું.

"અલ્યા! પોતાના કાકાનુંજ અપમાન?"

"તમે હવે મારા કાકા તરીકે ગણવાને લાયક રહ્યાજ નથી."

"ત્યારે હું કેવો રહ્યો છું?"

"આ પાપી નોકરના ગુલામ." કનકે પ્હાડસિંહ તરફ હાથ લંબાવી કહ્યું.

"હું તેનો ગલામ થવામાં માન હમજું છું. કારણકે તે રાણીના મોટા સરદાર છે."

"બસ એથીજ તમે નામર્દ–બાયલા છો એ સાબીત થાય છે."

ઠાકોર વીરમદે ગુસ્સે થઈ બોલ્યા, "અલ્યા! તું વધારે બ્હેંકતો જાય છે કે. હું હમણાંજ તને દોરડાંથી બંધાવી કેદમાં પૂરાવીશ."

"કોને મને? એક સિંહના સંતાનને?" કનક હશીને આગળ બોલ્યો, "મને બાંધનાર અને કેદમાં પૂરનાર કોણ છે? મને બાંધવા આવનાર તરતજ આ તલ્વારનો તાબેદાર બનશે. હજી આ તીખી તલ્વારનું પાણી નહિ જોયું હોય? જો, એ બાયલા ઠાકોર, ધ્યાનપૂર્વક જો કે આ સમશેર કેવી ચળકી રહી છે."

વિરમદે સ્તબ્ધ બન્યો. તેના દરબારીઓ કનક–વિજયનાં રૌદ્ર મુખ નીહાળી ભયભીત થયા અને તેઓ જલ્દીથી જતા રહે એમ મનમાં ઇચ્છવા લાગ્યા. વિરમદેએ કારભારીના સામે જોયું. કાર-ભારીએ ઠાકોરના કાનમાં કંઇક ધીરેથી વાત કરી. આથી તરત વીર-મદે બોલ્યો, "કનક! ભા! તું તો ઘણો ડાહ્યો છે. માટે તું અહિંથી જતો રહે."

"શામાટે જતો રહું ?" કનકે પૂછ્યું.

"તારે અહિં રહી ચ્યમનું કરવું છે ?"

"એક નીચ ગુલામને લોહીમાં તરબોળ કરી અપમાનનું વેર વાળવું છે." વિજયે ગર્જના કરી કહ્યું. ઠાકોર અને સભાસદો ધ્રુજી ઉઠયા. પ્હાડસિંહ અને તેના સેવકો પણ ગભરાયા. પુનઃ કનક બોલ્યો, "કાકા! તમે જો મારૂં હિત ઇચ્છતા હો તો તમારા આસનપર બેસી જાવ અને જોયા કરો કે શું થાય છે. શું તમે જાણતા નથી કે આ પ્હાડસિંહ મારો પરમ શત્રુ છે? તેણે થોડુંક થયાં ભયંકર કાર્ય કર્યું છે. તે કાર્યનો બદલો તેને આજે બરાબર મળશે. આ નીચ ગુલામ અત્રેથી હવે કદાપિ જીવતો પાછો નહિ જશે." આમ બોલતા કનકે ખુલ્લી તલ્વાર સાથે પ્હાડસિંહ તરફ ધસી જઇ તેને લતા પ્રહાર કરી કહ્યું, "ચાલ ઓ ગુલામ! સામે થઇ જા. તારૂં જીવન આજે પૂર્ણ થનાર છે. નીચું જોઇ શું વિચાર કરે છે? કમળા-વસંતને સતાવતાં વિચાર નહોતો કર્યો કે એક દિવસે બરાબર બદલો મળશે. ચાલ, તૈયાર થા."

"શું તારી ઇચ્છા મને મારી નાખવાની છે?" પ્હાડસિંહ કંપીત સ્વરે બોલ્યો.

"હા, તારૂં માથું કાપીને નૌત્તમનગરની નીચ રાણીને ભેટ મોકલવાની મારી તીવ્ર ઇચ્છા છે અને તે આજ પરીપૂર્ણ થશે. આ તલ્વાર હમણાંજ તારા અભિમાની માથાને શરીરથી છૂટું પાડશે." વિજયે તલ્વાર ઉંચી કરી કહ્યું.

આવું સાંભળી વિરમદે એ હાથ જોડી બોલ્યો, "બાપુ! આવું કરપણ કામ અહિં નો કરશો. મારાથી લોહી જોવાતું નથી. લોહી જોતાંજ મારો જીવ ઉડી જાય છે. ઓ વિજય અને કનક! હું તમને ભગવાનના અને તમારાં માબાપના હમ ખવરાવીને કહું છું કે તમે અહિં આગળ આ પ્હાડસિંહનો જીવ લેવાનો વિચાર ના કરશો. અને તમે અહિંથી જતા રહો. તમારી લાલચોળ

થએલી આંખ્યો અને ખુલ્લી તલ્વારો જોઇ મને કંઇનું કંઇ થઇ જાય છે." આમ બોલતો નામર્દ રાજા પ્હાડસિંહને પોતાની પાછળ ઉભો રાખી પુનઃ કહેવા લાગ્યો, "ભા ! જાવ, અને મહેલે જઇ થોડીવાર આડા થાવ."

વિરમદેએ આપેલા સોગનથી બન્ને જણા વિચારમાં પડયા. અંતે વિજય કર્કશ સ્વરે પ્હાડસિંહને સંબોધી બોલ્યો, "ગુલામ ! તું આજે બચી જાય છે. પણ યાદ રાખજે કે બીજી વખતે તું તારો જીવ બચાવી શકીશ નહિ."

"હા, આ બાયલા રાજાએ સોગન આપી અમને અમારૂં કામ કરતા અટકાવ્યા છે. પ્હાડસિંહ ! તારૂં આયુષ્ય લાંબું હોવાથી તું અત્યારે જીવતો રહી જાય છે. પણ તારૂં જીવન હવે ટુંક સમયને માટે છે એ યાદ રાખજે. સિંહને છંછેડી જાગૃત કરનાર નરાધમ! તને થોડા દિવસમાં જોઇ લઇશું અને ત્હેં કરેલાં કર્મની યોગ્ય શિક્ષા તને આપશું." આમ કહી કનક વિજયનો હાથ પકડી ત્યાંથી ચાલતો થયો. સિંહની માફક ગમન કરતા બન્ને વીર યુવકોને દરબારીયો જોઇ રહ્યા. પ્હાડસિંહ પણ ભયાતુર નજરે તેમને જતા જોઈ રહ્યો. વિરમદેની તો વાતજ કરવાની નહોતી. જ્યારે તે બન્ને દેખાતા બંધ થયા ત્યારે જ સઘળાને શાન્તિ વળી. ઠાકોર પ્હાડસિંહને લઇ આસન પર બેઠા, ચૂપકીદી પથરાઇ રહી. દરબારીઓ સમક્ષ થએલા અપમાનને માટે પ્હાડસિંહને ઘણું લાગી આવ્યું. તે ઘણો અભિમાની હતો. વિજયના ભયથી જો કે તે કંઇ બોલી શક્યો નહિ. પણ તેના મનમાં ક્રોધની આગ ભડભડ સળગી રહી હતી. ક્યારે સમય આવે અને આ અપમાનનું ફળ આપું એમ તેના મનમાં થઇ રહ્યું હતું. ગુસ્સાથી તેના હોઠ ફફડતા હતા. આંખ્યોથી આગ ઝરતી હોય એમ તેની ખુની આંખ્યોપરથી જણાતું હતું. ઠાકોર વિરમદે તેના મુખ સામે જોઈ રહ્યો હતો. તે અને અન્ય દરબારીજનો તેને બોલાવવાનું સાહસ કરી શકયા નહિ. અંતે પ્હાડસિંહે પોતેજ મૌનનો ત્યાગ કરી

કહ્યું, " નાદાન છોકરાઓની ઉદ્ધતાઇ જોઇને ? ઠાકોર ! આશું ઓછું અપમાન કહેવાય ? પોતાને ત્યાં આવેલા મહેમાનનું અપમાન તમારાથી પણ કેમ સહન કરી શકાય ? "

વિરમદે નમ્ર અવાજે બોલ્યો, " એ ભા ! હું કરીએ ? અપમાનતો ઘણું થયું, પણ પેટ પાક્યું ત્યાં હું કરીએ ? આપણે દરીયા જેટલું પેટ રાખ્યા વના ચાલે નહિ. એમજ ચાલ્યું જાય—મોટેરાઓએ આંખ્યો આડા કાન રાખવા ઘટે. "

" શું ધૂળ રાખવા ઘટે ? ઠાકોર ! મને લાગે છે કે તમારી સાઠી બુદ્ધિ નાઠી. તમે અક્કલ શૂન્ય નામર્દ છો. આ મારૂં અપમાન નહિ પણ નામવર રાણી માતાનું પોતાનું જ અપમાન છે. બસ હું હવે આ પળેજ ચાલ્યો જાઉં છું. રાણીશ્રીને સર્વ વાત કહી મોટા લશ્કર સાથે પાછો આવી મારા અપમાનનું વૈર બરાબર લઇશ. હું તે બે છોકરાઓને કેદ કરી નૌત્તમનગર લઇ જઇશ અને તમને રાજ્ય ગાદી પરથી ઉઠાડી મૂકી અહિંની ગાદીપર એક સરદારની નીમણુંક કરીશ. "

આવું સાંભળતાંજ ઠાકોર વિરમદે ભયભીત થઈ ગળગળો થયો. તે આખા શરીરે ધ્રુજવા લાગ્યો. રાજ્ય જવાની બીકે તે બે હાથ જોડી પ્હાડસિંહના પગમાં માથુ મૂકી બોલ્યો, " મને જીવાડો, મારૂં રાજ રહેવા દયો. મારા ઘોળામાં ધૂળ પડતી અટકાવો. તમે અમારા બાપ જેવા છો. તમે ઉદાર દિલના થઇ મારીપર દયા કરો. મેં મોટી ભૂલ કરી કે તે છોકરાઓને અહિં રાખ્યા. હું આજે જ તેમને મારા ગામમાંથી કાઢી મૂકીશ. "

" એમાંનું કશું બનનાર નથી. હું મારૂં ધાર્યું કર્યા વિના રહેનાર નથી, હું એકજ વાર બોલું છું. " પ્હાડસિંહે કહ્યું.

" ખેમા કરો, મારા નામદાર અમારીપર દયા કરો." કારભારીએ હાથ જોડી વિનંતી કરી.

પ્હાડસિંહ બોલ્યો, " જો તમારે જીવવાની ઇચ્છા હોય અને

તમારૂ સર્વનાશ થતું અટકાવવાની મરજી હોય તો મારૂં કહેવું કબુલ કરો. "

" હું તમે કહો ઇમ કરવાને તયાર છું." વિરમદેએ કહ્યું.

" તમે ગમે એમ કરી વસંત અને કમળાને મારા સ્વાધિન કરો."

" અહો એમાં તે શું પણ તે બે જણીઓને તમારે તાબે લેવા આપણે યુક્તિ કરવી પડશે. વિજય કનકની હાજરીમાં તેમને લઇ જઈ શકાશે નહિ. માટે તમે આજે અહિં રહો. વિજય-કનક રોજ સવારમાં ગામથી દૂર ફરવા જાય છે અને વસંત-કમળા સવારમાં એકલાં રહે છે. તે વખતે આપણે ત્યાં જઈશું અને પછી તમે તમારા માણસોની મદદથી તે બે રૂપસુંદરીઓને ઉપાડી જતા રહેજો."

" તે પછી કનક-વિજય આવતાં કાળો કેર વર્તાવશે, તમારામાંથી એક પણ જીવતો રહેશે નહિ તેનો કંઈ વિચાર કર્યો ? " પ્હાડસિંહે પૂછ્યું.

" તે પછી જોઇ લેવાશે. તમે તમારૂં કામ કરો. અમે અમારૂં ફોડી લઇશું. " આમ કહી ઠાકોરે અને પ્હાડસિંહે કેટલીક ખાનગી વાતો કરી સભા વિસર્જન કરી. બાદ ઠાકોર અને પ્હાડસિંહ મહેલે આવ્યા. અફીણીયા મંડળ વિવિધ વાતો કરતું વેરાઇ ગયું. આજના દરબારની આવી રીતે સમાપ્તિ થઇ.

---

## પ્રકરણ ૨૫ મું.

---

### શત્રુના સપાટામાં.

કનકકુમાર અને વિજયસિંહે મકાને આવી બનેલા બનાવની વાત કમળા અને વસંતને જણાવી. કમળાએ કનકપુરનો ત્યાગ કરવાનું જણાવ્યું. સઘળાંએ બીજે દિવસે કનકપૂરમાંથી ચાલ્યા જવાનો ઠરાવ કર્યો. રાત્રિ પડી. સઘળાં વાળુ કરી વાતો કરવા લાગ્યાં, વિજ-

ચસિંહ વિચાર વશ જણાયો. તે કંઇ ઉંડા તર્ક–વિતર્ક કરતો હોય એમ તેની મુખમુદ્રાપરથી જણાવા લાગ્યું. તેની એવી સ્થિતિ અવલોકી કનકે પૂછ્યું "ભાઇ! શું વિચાર કરે છે?"

"આપણે પ્રાતઃકાળમાં અહિંથી જવાનું છે તેના વિચાર કરૂં છું." વિજયે જણાવ્યું.

"તેમાં વિચાર કરવા જેવું શું છે?" કનકે પૂછ્યું.

"કંઇક વિચાર કરવા જેવું જ છે. જ્યાંસૂધી પાપાત્મા પ્હાડસિંહ અત્રે છે ત્યાં સૂધી આપણું જવું સલામત ભરેલું નથી."

"એટલે ?" કનકે પ્રશ્ન કર્યો.

"તે આપણને હેરાન કરવાને માટેજ અત્રે આવેલો છે. આપણા પ્રયાણ સમયે તે જરૂર વિઘ્નકારક થઇ પડશે." વિજયે કહ્યું.

"જો તે આપણા માર્ગમાં વિઘ્નરૂપ થશે તો આપણી તલ્વારો તેને પૂરો કરી વિઘ્ન વિદારશે. ભાઇ? તે વખતની વાત તે વખતે છે. જોઇ લેવાશે. નકામી ચિંતા કરવાથી શું વળનાર છે? કેમ વસંત બહેન! ખરૂંને?" કનકે પૂછ્યું.

"હા, આપણે શીરે સંકટો પડવામાં કંઇ બાકી નથી. આપણે સંકટો સહન કરી મજબુત બન્યાં છીએ તો હવે વધુ સંકટ આવશે તોપણ ધિરજથી સહન કરીશું. પ્રભુને શરણે શિર ઝુકાવ્યું છે. થાય તે થાવા દયો. બહુ દુઃખીયાંને દુઃખ શાં અને બહુ સુખીયાંને સુખશાં?" વસંતે કહ્યું.

"કનકભાઇ! મારો તો વિચાર એવો છે કે પ્હાડસિંહને આપણે પૂરો કરી નાખવો, કે જેથી એક દુશ્મન ઓછો થાય." વિજયે કહ્યું.

"તેનો કાળ આવ્યો હશે તો તે જરૂર મરશે, સમય સમયનું કામ કરે જશે." કનકે કહ્યું.

વિજય થોડીકવાર મૌન રહી બોલ્યો, "મને થોડીકવાર બહાર જઈ આવવા દયો. હું થોડીવારમાં પાછો આવીશ."

" ક્યાં જવું છે ? " કનકે પૂછ્યું.

" ઠાકોરના મકાન સુધી. "

" રાત્રિ પડી છે. અત્યારે જવાની શી જરૂર છે ? " કનકે પૂછ્યું.

" મારા જવાથી કંઇક નવું જાણવાનું મળી આવશે. " વિજયે કહ્યું.

" આપણે જાણવાનું હતું તે જાણી ચૂક્યા છીએ. નવું જાણવાની હવે કંઇ જરૂર નથી. તારે આ રાત્રિના સમયે એકલા જવાની કંઇ જરૂર નથી. " કનકે જણાવ્યું.

" ભાઇ ! જવાદેને ? મારો આત્મા કહે છે કે ત્યાં જવાથી કંઈક ખબર પડશે. " વિજયે કહ્યું.

" હું સાથે આવું ? " કનકે પૂછ્યું.

" ના. "

" ત્યારે તને એકલો જવા દેવામાં પણ મારી સ્પષ્ટ ના. "

વિજય કંઇ બોલ્યો નહિ. થોડીવાર શાન્ત રહી વસંતે પૂછ્યું, " આપણે અહિંથી નીકળી કઇ તરફ જવાનું છે તેનો કંઇ વિચાર કર્યો ? "

" હા, તે વિચાર કરવાની ઘણી જરૂર છે, કારણકે આપણી ચારે તરફ શત્રુઓ ફર્યા કરે છે. આપણું જીવન જોખમમાં છે. " કમળાએ કહ્યું.

" આપણે અહિંથી નીકળી ગુપ્તવેશ ધારણ કરી નામ બદલી નૌત્તમનગર તરફ જવું." કનકે જણાવ્યું.

" નૌત્તમનગર જવાની જરૂર નથી. કારણકે ત્યાં જવાથી પ્રાણહાની સિવાય અન્ય કંઇપણ ફળ પ્રાપ્ત થનાર નથી. મારો વિચાર ત્યાં નહિ જતાં સરદાર ભૂજંગસિંહને મળી ચઢાઈની તૈયારી કરવાનો છે. " વિજયે કહ્યું.

" ભાઇ ! તારો વિચાર બરાબર છે. વારૂ બીજું કાંઇ સાંભળ્યું ? " કનકે કહ્યું.

" ના, શું કંઇ જાણવા જેવી વાત છે ? " વિજયે વિસ્મય વદને પૂછ્યું.

" હા. "

" શું ? "

" રણમલ અને સુંદરસિંહ બહારવટુ કરી રાણી અને તેના સરદારોને હેરાન-હેરાન કરી રહ્યા છે. "

" શું આ વાત સત્ય છે ? " વિજયે કંઈક આનંદના આવેશથી પૂછ્યું.

" હા. "

" તેમને બહારવટુ કરવાનું કારણ ? વિજયે પૂછ્યું:

કનકે રણમલપર પડેલી વિપત્તિની વાત અને પછી સુંદરસિંહે તેને કેવી રીતે મુક્ત કર્યો વગેરે વાત વિજયને કહી સંભળાવી.

વિજયના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. રણમલ અને સુંદરસિંહ બળવાન સરદારો હતા અને તેમના પરાક્રમથીજ રાણી કળાવતી સર્વત્ર વિજય પ્રાપ્ત કરતી. એ બન્ને સરદારો નૌત્તમનગરના સ્થંભરૂપ ગણાતા. આવા એ સરદારો રાણીના પ્રતિપક્ષી થઈ બહારવટુ કરે છે જાણી વિજય આનંદ પામ્યો. તેણે પૂછ્યું, " આ સમાચાર તમે કેવી રીતે જાણ્યા ? "

કનક બોલ્યો, " આજથી પાંચમા દિવસપર આ ગામના પરધુ બારોટનો ભાણેજ બાદરસંગ મારી પાસે આવ્યો હતો. તે થોડા દિવસપર ડાકોર ગયો હતો. ત્યાંથી આવતાં તેને માર્ગમાં બહારવટીઆનો મેળાપ થયો હતો; પણ તેને ભાટ જાણી કંઈપણ હેરાન કર્યા વિના જવા દીધો. બાદરસંગ મોટાં નગરોમાં આવતો જતો હોવાથી તેણે સુંદરસિંહને ઓળખ્યો, તેણે કવિત બનાવી સુંદરસિંહના અને રણમલનાં વખાણ કર્યાં. બન્નેએ બાદરને શીરપાવ આપ્યો. એ બાદરસંગ અહિં આવ્યો અને મને સર્વ વાત જણાવી."

" પ્રભુ જે કરે છે તે સારૂંજ કરે છે. રાણી અને સરદારોએ મોટી

ભૂલ કરી છે. એ બે સરદારોના જવાથી હવે નૌત્તમનગરની રાણી અને સરદારોની પડતીજ આવી સમજવી. જ્યારે વિનાશકાળ પાસે આવે છે ત્યારે બુદ્ધિવાનોની બુધ્ધિ પણ બહેર મારી જાય છે. કનકભાઇ ! હવે આપણે બીજે કયાંઈ પણ જવાની જરૂર નથી. આપણે અહિંથી નીકળી તે બન્ને બહાદુર સરદારોના નિવાસસ્થાનને શોધી કાઢી તેમને મળીશું અને તેમની સાથે રહી નૌત્તમનગરપર વિજય મેળવવાના પ્રયત્ન કરીશું." વિજયે કહ્યું.

"હું પણ તમારા વિચારને સંમત થાઉં છું." કનકે કહ્યું.

"તેમનું નિવાસસ્થાન ક્યાં છે એ બાદરસંગ જાણે છે કે ?" વિજયે પૂછ્યું.

"બહારવટીયા પોતાનું ખરૂં નિવાસ સ્થાન કોઇને જણાવેજ નહિ. પણ બાદરભાટના કહેવા પરથી હું અનુમાન કરૂં છું કે તેઓ નટપુરની આસપાસના જંગલમાં રહેતા હશે." કનકે કહ્યું.

"ગમે ત્યાં રહેતા હશે, પણ આપણે તેમને ખોળી કાઢીશું. તેઓ આપણને જોઈ ઘણા ખુશી થશે. વળી રણમલે કરેલો ઉપકાર આપણે ભૂલી જવો જોઇએ નહિ. તે બહાદુર સરદારના પ્રતાપેજ આપણે અદ્યાપિ પર્યંત જીવીત છીએ. આપણા તે ઉપકારી બંધુના દુઃખમાં આપણે પણ ભાગ લઇશું અને સમય આવે શત્રુઓનો સંહાર કરી વૈરનો બદલો લઇશું." વિજયે કહ્યું.

"વિજયભાઈ! એ તો જે થવાનું છે અને જે કરવાનું છે તે એની મેળેજ થઈ રહેશે. રાત્રિ-દિવસની માફક સુખદુઃખની ઘટમાળ ફર્યા કરે છે. દુઃખને અંતે સુખ આવી મળે છે. આપણે આજ પર્યંત અનેક સંકટો સહન કર્યા છે. હવે પ્રભુ આપણને સુખના માર્ગે લઇ જશે. માટે સર્વ વિચારોને દૂર કરી હવે શયન કરો. રાત્રી ઘણી વીતી છે, પ્રાતઃકાળમાં વ્હેલા ઉઠી પ્રયાણની તૈયારી કરવાની છે." કમળાએ કહ્યું.

વાતોમાંને વાતોમાં મધ્યરાત્રિ થઇ હતી. સઘળાં પથારીમાં

પડયાં અને સમય વિતતાં તમામ કષ્ટ ભૂલી જઇ નિદ્રાની શાન્ત છાયામાં અચેતન થઈ પડયાં. નિદ્રામાં રાત્રિને વિતતાં વાર લાગી નહિ. રાત્રિ પૂર્ણ થતાં પ્રભાત થયું. મનુષ્યોના કોલાહલે અને કુકડાઓના કર્કશ અવાજે નિદ્રાવશ મનુષ્યોને જાગૃત કરી દીધાં. વસંત વિજય–કનક–કમળા શૈય્યાઓનો ત્યાગ કરી પ્રાતઃકર્મ કરવા લાગ્યાં. તેમનું કામકાજ કરવાને રહેલા બે સેવકો જે વસ્તુઓ લાવવાની આજ્ઞા થતી તે વિના વિલંબે લાવી રજુ કરતા, પ્રાતઃકર્મથી પરવારી સઘળાંએ જવાની તૈયારી કરી. વિજય–કનકે શસ્ત્ર–અસ્ત્ર ધારણ કરી લીધાં. સેવકોએ ચાર ઘોડા તૈયાર રાખ્યા. પ્રયાણની તૈયારી થઈ ચૂકી. જતાં પહેલાં ઠાકોરને મળવું કે નહિ તેનો સૌ વિચાર કરવા લાગ્યાં. વિચારને અંતે ઠાકોરને મળીને જવાનો નિશ્ચય થયો. કનક ઠાકોરની પાસે જવા નીચે ઉતર્યો. પણ એવામાંજ બહાર અશ્વોની પાસે ઉભા રહેલા બે નોકરોમાંથી એકે આવી સમાચાર આપ્યા કે ઠાકોર વિરમદે આવે છે. કનકના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. ઘણો મોડો જાગૃત થનાર વ્યસની ઠાકોર અત્યારના પહોરમાં અહિં કેમ આવતો હશે? શું ગઇ કાલના બનાવથી પસ્તાઇને અમને સારૂં લગાડવા આવતો હશે? તેનું આવવું ભેદમય છે. ઠીક છે. આવવા દે. જે હશે તે જણાશે, આમ વિચારતો કિશોર પુનઃ ઉપર આવ્યો અને સઘળાંને ઠાકોરના આવવાના સમાચાર જણાવ્યા. વિજયનું મુખ ગુસ્સામય જણાવા લાગ્યું. તેણે કંઇક વિચાર કરી કનક પ્રત્યે કહ્યું. "ભાઈ! આ પ્રભાતના પ્રથમ પ્રહરમાં તે અફીણીઆનું આગમન શંકાભરેલું છે. પ્હાડસિંહના સૂચનથી તે અત્યારે અહિં આવતો હશે. વળી આપણે હમેશાં મોટા પરોઢીએ જંગલોમાં ફરવા જઇએ છીએ, એવું તે જાણે છે; છતાં આ સવારમાં તેનું આગમન શું કારણથી હશે? મને લાગે છે કે આપણી ગેરહાજરીમાં અત્રે આવી તેનો વિચાર વસંત–કમળાને કંઇ સમજાવવાનો અગર કંઇ ઉપદ્રવ મચાવવાનો હોવો જોઇએ. આપણા પ્રયાણ વખતે સમય ગુમાવવા એ પિશાચ ક્યાંથી આવ્યો? કનક!

આવો; આપણે આ પાસેની ઓરડીમાં છૂપાઇને જોઇએ કે તે અત્રે આવીને શું કરે છે. ”

કનક અને વિજય ત્યાં નજીકની એક કોટડીમાં છૂપાયા. વસંત અને કમળા શાન્ત-ગંભીર મુખમુદ્રાએ બેસી ઠાકોરના આવવાના માર્ગ પ્રતિ દૃષ્ટિ કરી રહ્યાં. એવામાંજ માથાપર મોટો પાઘ ધારણ કરેલો અને કમ્મરેથી કંઇક વાંકો વળેલો ઠાકોર ત્યાં દાખલ થયો. તેને જોઈ વસંત-કમળાએ ઉભાં થઇ તેને સન્માન સૂચક શબ્દોથી એક આસનપર બેસવાનું કહ્યું. ઠાકોર એક કાષ્ટાસનપર બેસી તેની ઉંડી ઉતરી ગએલી આંખ્યો ચારે તરફ ફેરવવા લાગ્યો. વસંત-કમળા તેની સમિપ જમીનપર બેઠાં થોડીક ક્ષણ મૌન રહી ઠાકોર બોલ્યો, “ વિજય-કનક ફરવા નેકળી ગયા હશે નહિ વારૂ ? હોય, જવાનીયા છે, હવારમાં ફરવું સારૂં. પણ બેટા કમળા ! તેં અને આ વસંતીએ આ હવારના પોરમાં આવાં સારાં લુંગડાં ક્યમ પહેર્યાં છે ? કંઇ જવાની તયારીતો નથી કરીના ? ”

“ અમે આજે નૌત્તમનગર તરફ જનાર છીએ. ” કમળાએ ટુંકમાં જણાવ્યું.

“ ક્યમ વારૂ ? ” ઠાકોરે પૂછ્યું.

“ અમારા ભાગ્યનો ઉદય કરવા, શત્રુઓનો નાશ કરી રાજ્યાસન પ્રાપ્ત કરવા. ” કમળાએ કહ્યું ઠાકોર ખડખડાટ હશી પડી બોલ્યો, “ અલ્યો મને લાગે છે કે તમે બધાં ગાંડાં છો. જવાન થીયાં એટલે કંઈ વચારજ કરતાં નથી. આ નૌત્તમનગરના દરીઆ જેવડા લશ્કર હામે તમે તે ક્યમ કરીને લડહો. રાણીના બહાદરો તમને મોંકણુની માફક મહળી નાખહે. બેટા કમળા ! બધામાં તું મને ડાહી લાગે છે. મારૂં માનેતા તને એક વાત કેઉં ? ” ઠાકોરે કહ્યું.

“ કહો, હું સાંભળવા ખુશી છું. ” કમળાએ કહ્યું.

" હું તને અને આ વસંતીને બહુ સુખમાં નાખવા વચાર કરૂછું. " ઠાકોરે કહ્યું.

કમળા–વસંતે પરસ્પરના મુખ સામે જોઇ કંઇક છૂપું હાસ્ય કર્યું. બાદ કમળા બોલી,

" મારા મુરબ્બી કાકા પોતાનાં બાળકોને સુખી કરવાનો વિચાર કરે છે જાણી મને આનંદ થાય છે. "

" પણ મારા કહ્યા પરમાણે કરીશો તો વધારે આનંદ થાહે. " ઠાકોરે કહ્યું.

" તમે શું કહેવા ધારો છો ? " કમળાએ પૂછયું.

" હું તો ઇમનું કહેવા ધારૂં છું કે જે પ્હાડસંગ સરદાર નૌત્તમનગરથી આપણે ઘેર મેમાન થઇને આવેલા છે, તે બેનને કહું કે, આપણ પર ઘણા રાજી થયા છે; તેમાં તમારી ઉપરતો બહુજ. તે તને અને આ વસંતીને નૌત્તમનગર લઇ જઇને કોઈ હારે ઠેકાણે પાડનાર છે. તે વાત ઇમણે મને કહી. તે મારા મનમાં ઉતરી અને પછી અત્યારે મે તમને કહીઃ માટે મારૂ માની તમે બન્ને તે મોટા સરદારની સાથે નૌત્તમનગર જાઓ. "

વસંત અને કમળાએ ગાંડુ રાજાનું બોલવું સાંભળી એ બીજાની સામે જોઇ હાસ્ય કર્યું. આ પછી ઠાવકે મૂખે ઠાકોરને બનાવવાના હેતુથી વસંતે કહ્યું, " તમારી વાત સાંભળી અમે ઘણે ખુશી થયાં છીએ; પણ તે પ્હાડસિંહ અમને નૌત્તમનગર લઇ જ શું કરશે ? "

" મેં એકવાર કહી નાખ્યુંને કે તે તમને હખી કરશે. " ઠાકોરે કહ્યું.

" કેવી રીતે સુખી કરશે ? " વસંતે પૂછયું.

" તમને પઇણાવીને. "

" કોની સાથે. " વસંતે પૂછ્યું.

" તને નૌતમનગરનો મોટામાં મોટો સરદાર દુર્જનસાલ પઇણુશે અને આ કમળાને પ્હાડસંગ. "

તેના બોલવાથી કમળાના શરીરમાંથી કંપારી નીકળી ગઇ. તે ગુસ્સે થઇ કંઇક બોલવાને ઉત્સુક થઇ, પણ તરત વસંતે આંખની ઇસારતથી તેને શાન્ત રહેવાની સૂચના કરી. બાદ પુનઃ વસંત બોલી, "એતો જાણે બધું ખરૂં પણ અમારે પરણવું નથી તેનું કેમ ?"

" અરે, અસતરી માણુહને તે કંઇ પઇણ્યા વિના હાલે કે ? પઇણ્યા વિના પરભુ પરસન થાય નહિ. "

" પણ અમારે નથી પરણવું. "

" ચ્યમ વારૂં ? " ઠાકોરે પૂછ્યું.

" અમે અહિં આવ્યા પછી પ્રતિજ્ઞા કરી છે. "

" હાની પરતગના કીધી છે ? "

" તમારા ભલાની ? "

" હેં ! મારા ભલાની ? "

" હા. "

" હંભળાવો જોઇએ કે મારા ચેવાક ભલાને માટે તમે એવું કીધું છે ? "

" તમને એક રૂપાળી–તેજવાળી વહુ સાથે પરણાવવાની. "

" અરે રામરામ કરો. આટલે વરહે હવે મારે પઇણવું હું ? "

" અમે તો તમને જવાન ધારીએ છીએ. "

" હેં ! હાચું કહો છો ? " ઠાકોરે ખુશી થઇ પૂછ્યું.

" હા. "

" મારા હમ ? "

" તમારા સમ. "

" એવી કઇ ઇસતરી હારે મને પઇણાવવા ધાર્યો છે ? "

" તે એક એવી સ્ત્રી છે કે જે તમારી ઉપર ગાંડી ઘેલી બની છે અને તમનેજ પરણવાની હઠ લઇ બેઠી છે. તમે કદાચ તેને પાડશો, તો પણ તમારે આખરે તો તેને પરણવુંજ પડશે. તે સ્ત્રી સાધના વાળી છે. એટલે વ્હેલી મોડી તે તેની ઇચ્છા પૂરી પાડવાનીજ."

" તેનું નામ શું છે ? " ઠાકોરે મનમાં ખુશી થતાં પૂછ્યું.

" નામ રૂપાળું છે. "

" કહોતો ખરાં. "

" સાંભળીને ચમકશો નહિ. "

" બહુ હાડું. "

" તેનું નામ રમણીય ચિતા સુંદરી છે. "

" શું ચતા સુંદરી ? અરે ! આવું નામ તો મેં મારા બાપજન્મારામાં પણ હોંભળ્યું નથી. "

" એતો તમે જ્યારે તેની સાથે પરણશો ત્યારે ખબર પડશે. "

" ત્યારે તેને કહી દયો કે હું તો પરણવાને તયાર છું. "

વસંત કંઇ કહે તે અગાઉ કમળાએ વખત વિતી જતો હોવાથી વાતને પતાવી દેવાની વસંતને સૂચના કરી. વસંતે ઠાકોરના સામે જોયું. ઠાકોરે ખીખી હશી દીધું. વસંતે પૂછ્યું. " બોલો, ત્યારે તમે પરણવાને ખુશી છો ને ? "

" હા, પણ તે કન્યા તો મને દેખાડો ? "

" તે કન્યા એવી તેજસ્વી છે કે તમે તેને જોતાંજ જમીન પર પડી જશો. "

" ત્યારે મને આ ખુરશી હાથે બાંધી રાખો કે જેથી કરી હું પડી જાઉં નહિ "

" ના, ખુરશી સાથે નહિ; પણ તમને આ થાંભલા સાથે બાંધવા પડશે અને કન્યાનું મુખ જોયા પછી તમને છોડવામાં આવશે. "

" ભલે, તમારે ફાવે ઇમનું કરો."

" ત્યારે ઉભા થાવ, અને થાંભલાને અઢેલી ઉભા રહો."

ઠાકોર થાંભલાને અઢેલી ઉભો. વસંતે એક લાંબું દોરડું લાવી તેની આસપાસ વિંટવા માંડ્યું. દસબાર આંટા નાખી અશીણીયા ઠાકોરને થાંભલાની સાથે સજ્જડ જકડયો. ઠાકોર ધીમે બાંધવાને માટે વચમાં કહેતો; પણ આ પ્રેમબંધન ઢીલું હોવું જોઇએ નહિ કહી વસંત તેને થાંભલાની સાથે જકડતીજ ગઇ. ઠાકોર અને થાંભલાની આસપાસ પચીસેક આંટા નાખી વસંત નજીકના એક ઓરડામાં ગઈ અને એક પાત્રમાં ચીકણું કાજળ લઈ આવી. ઠાકોર તેની તરફ જોઇ રહ્યો. વસંતે નજર ન લાગે તેને માટે આ ટુચકો છે કહી કાજળ ઠાકોરના આખા મુખપર લગાવ્યું. ઠાકોરનું મુખ કાળું મેશ થઇ ગયું. વસંત [illegible] કમળાની નજીક આવી અને કમળાને ઠાકોરની તરફ લઇ ગઇ. ઠાકોરનું મુખ જોઈ બન્ને ખડખડાટ હસવા લાગ્યાં. ઠાકોર પણ હસવા લાગ્યો. થોડી-વાર થતાં ઠાકોરે કન્યા કયાં છે એમ પૂછ્યું. વસંતે કંઇ [illegible] નહિ બોલતાં પાસે પડેલો એક આયનો ઉપાડી ઠાકોરના મુખ સામે ધર્યો. ઠાકોરે તે આયનામાં જોયું. આખું મુખ કાળું જોતાંજ ઠાકોરને ભાન આવ્યું; અને હું પૂરેપૂરો ઠગાયેલું સમજી બોલ્યો, " મને [illegible] આ થાંભલેથી છોડી નાખો."

" અરે ! એમતે છૂટાતું હશે કે ? પ્રેમ બંધન મજબૂત હોય છે તે સમજો છોને ?" વસંતે કહ્યું.

" મારા આ અપમાનને માટે તમારે ઘણું વેઠવું પડશે." ઠાકોરે ચિડાઈને કહ્યું.

" પણ અત્યારે તો તમે વેઠો. તમારૂં મુખ વાંદર સમાન મઝેનું દેખાય છે, હવેજ ચિતાસુંદરી તમને ઘણા સ્નેહથી પરણશે."

" તારી ચિતાસુંદરી મારે નથી જોઇતી, મને છોડે છે કે નહિ ?"

" ના, તમારે તે થાંભલા સાથેજ બંધાઇ રહેવું પડશે."

"પણ ઈનું કારણ તો કહે? મેં તારૂં કંઇ બગાડ્યું છે?"

"તેં અમારૂં અને આખા જગતનું બગાડ્યું છે." આમ બોલતો વિજય ત્યાં નીકળી આવી ઠાકોરની સામે ઉભો. કનક પણ તેની પાછળ નીકળી આવ્યો. ઠાકોરને જોઈ બન્ને ખૂબ હસવા લાગ્યા. ઠાકોરના ક્રોધનો પાર રહ્યો નહિ; પણ શું કરે?

કનકે તેના સામે જોઇ કહ્યું, "વૃદ્ધવયે પણ પરણવાની ઇચ્છા રાખનાર ઠાકોર! તારે અને અક્કલને કેટલું વૈર છે તે હવે બરાબર સમજાયું છે. તું જે સુંદરીને પરણવાની ઇચ્છાએ આ થાંભલા સાથે બંધાયો, તે સ્ત્રી જરૂર તને મળશે. તું નિરાશ થઇશ નહિ. તે સ્ત્રી ઘણીજ દયાળુ છે. મનુષ્ય જ્યારે વૃદ્ધ થાય છે અને તેના શરીરમાંથી જ્યારે જીવ નીકળી જાય છે, ત્યારે સ્વાર્થી સગાં તેના શબને જલ્દીથી સ્મશાનમાં લઇ જાય છે; અને પછી તેને બાળી નાખવાની ઇચ્છાથી કાષ્ટની ચિતામાં સુવારે છે. તે ચિતા દરેકને આશ્રય આપે છે. વ્યસની ઠાકોર! તારે પણ આખરે એજ ચિતાસુંદરીને વરવાનું છે. સમજ્યો હવે?"

ઠાકોરની નિરાશાનો પાર રહ્યો નહિ. તેણે છૂટવાને માટે ધમ પછાડ ઘણી કરી પણ સઘળાંએ તેને મૂક્ત કરવાની સ્પષ્ટ ના પાડી. આથી ઠાકોરે બૂમો પાડવા માંડી. તત્કાળ વિજય તેની નજીક ધસી ગયો અને ઠાકોરના મુખમાં કપડાનો ડુચો ખોસી મુખને પણ થાંભલા સાથે જકડયું. એક નાલાયક ઠાકોરને યોગ્યજ શિક્ષા થઇ છે સમજી વિજયે કહેવા માંડયું, "વિરમદે! અમે સઘળાં અત્યારે તારા ગામનો ત્યાગ કરી ચાલ્યાં જઇએ છીએ. તેં અમને આટલા દિવસ તારે ત્યાં રાખ્યાં તેને માટે તારો ઉપકાર માનવો કે કેમ તે એક વિચાર થઈ આવે છે. છતાં વિવેકની ખાતર અમારે પણ ઉપકાર શબ્દ ઉચ્ચારવાની જરૂર છે. ઠાકોર! તારામાં ઠાકોરપણાનો એક પણ ગુણ નથી. તારી રાંકડી રૈયત ઘણી રીબાય છે. પ્રભુ કૃપાએ અમારૂં ઇચ્છીત પૂર્ણ થતાં અત્રેની

પ્રજાને સુખી કરવા આવીશું; અને તે વખતે જો તું જીવતો હોઇશ તો તને અહિંની ગાદીપરથી ઉઠાડી મૂકીશું. વિરમદે ! હેં અમારા ભયંકર શત્રુને જે માન આપી અમારૂં અપમાન કર્યું છે તેને માટે અમને ઘણું લાગી આવે છે; અને તેથીજ અમારે કંઇપણ તૈયારી કર્યા વિના તારા ગામનો ત્યાગ કરીને જવું પડે છે. તું એમ ન સમજીશ કે કનક–વિજય ભય પામીને જાય છે. અમે તને અને તારા એ માનવંતા મહેમાનને યમદ્વારે મોકલી આપવાને શક્તિવાન છીએ; પણ ના, અમારે અહિંથી જતાં પહેલાં એવું કરવાની ઇચ્છા નથી. અમારા અપમાનનું ફળ ભવિષ્યમાં સારૂં ચખાડીશું. લે, હવે રામ–રામ.” આટલું કહી વિજયે જવાની તૈયારી કરી. સઘળાં તૈયારજ હતાં. જે બે નોકરો ત્યાં રહેલા હતા, તેઓ પણ તેમની સાથે જવાને તૈયાર થયા. ચોગાનમાં છ ઘોડા તૈયાર હતા. સઘળાં બહાર નીકળી અશ્વારૂઢ થયાં અને લગામ ખેંચી અશ્વોને ગામની બહાર દોડાવી મૂકયા. પૂરવેગે દોડતા ઘોડા જોત જોતામાં ઘણે દૂર નીકળી પડયા. ઠાકોર વિરમદે થાંભલા સાથે બંધાએલો રહ્યો. મધ્યાન્હકાળ થયો. ઠાકોર હજી મહેલે કેમ આવ્યો નહિ. તે કનક–વિજયની પાસે ગયો છે એવી પ્હાડસિંહને ખબર હતી. પ્હાડસિંહ ઠાકોરની ખબર કાઢવા આવ્યો. મકાનના દરવાજા ખુલ્લા હતા; પણ નોકર–ચાકર જણાયો નહિ. પ્હાડસિંહ આશ્ચર્ય પામ્યો. તે નિર્જન મકાનમાં આસપાસ જોતો ઉપર આવ્યો. એકાએક તેની નજર થાંભલા સાથે બંધાએલા શ્યામમુખ ધારી ઠાકોર પર પડી. પ્હાડસિંહ ઠાકોરનું શ્યામ મુખ નિહાળી પ્રથમ તો ગભરાયો; પણ પછી તેની ખાત્રી થઇ કે તે ઠાકોરજ છે. પ્હાડસિંહને પુષ્કળ હસવું આવ્યું. તેણે ઠાકોરને બંધન મુક્ત કર્યો. મુખપરની શ્યામતા દૂર કરવાને ઘણું પાણી રેડયું. ઘણી મહેનત કરી; પણ મુખ બરાબર સાફ થયું નહિ. આ પછી ઠાકોર પ્હાડસિંહ સાથે મહેલે આવ્યો. તેણે પ્હાડસિંહને તમામ હકીકત કહી. દુષ્મનોના જતા રહેવાથી પ્હાડસિંહ ગુસ્સે થઈ ગયો. તેણે ગુસ્સાના આવેશમાં ઠાકોરને ઘણાં કુવચનો સંભળાવ્યાં. ઠાકોર ગાય જેવો બની

સાંભળી રહ્યો. પ્હાડસિંહે પોતાના સેવકોને તૈયાર થવા સૂચવ્યું. તેના સૈનિકો તૈયાર થઈ ઘોડે ચઢયા. પ્હાડસિંહ પણ અશ્વારૂઢ થયો. તેણે ઠાકોરની પછીથી ખબર લેવાની સૂચના કરી ઘોડો ચલાવ્યો. તે અને તેના માણસોએ ગામની બહાર નીકળી જે રસ્તે કનક–વિજય વગેરે ગયા હતા, તેઓની પાછળ અશ્વોને પૂરપાટ દોડાવી મૂકયા.

* * * * *

કનકપુરમાંથી નીકળેલાં વિજય–વસંત–કનક–કમળા અને સાથેના બે સેવકો ચાર દિવસની મુસાફરી કરી પાંચમા દિવસની સમીસાંજે એક નિબીડ અરણ્યમાં આવ્યાં. આજે તેમણે કંઇ પણ વિશ્રાન્તિ કર્યા વિના મુસાફરી કરી હતી. સઘળાં વિરામની ઇચ્છા ધરાવતાં હતાં. સૌની ઇચ્છા કોઇ ગામમાં જઇ રહેવાની હતી; પણ સાંજ પડવા આવી છતાં એક પણ ગામ જણાયું નહિ. તેઓ જેમ જેમ આગળ વધતાં, તેમ વિકટ જંગલ આવતું. ચારે તરફ મોટા પર્વતોની લાંબી–ઉંચી હારો આવી રહી હતી. કોઇ ગામ આવ્યું નહિ. પ્હાડી પ્રદેશમાં હવે આગળ કયાં જવું ? થોડીવાર પછી દિવસની પૂર્ણાહુતી થશે; માટે હવે આગળ જવું સલામતી ભરેલું નથી. આમ વિચારી સૌ ત્યાં મુકામ કરવાની ઇચ્છાથી ઘોડાપરથી નીચે ઉતર્યા. વિજયે કનકપૂરથી સાથે આવેલા બે સેવકોમાંના એકને એટલામાં કોઇ સારૂં સ્થાન હોય તો જોઇ આવવાને કહ્યું. તે સેવક કે જેનું નામ માધવ હતું, તે ઘોડે ચઢી આગળ વધ્યો. તે પાછો આવે ત્યાં સૂધી સઘળાં ત્યાં બેસી થાક ઉતારવા લાગ્યાં. સર્વનાં મુખ નિસ્તેજ જણાતાં હતાં. સારા સ્થળની તપાસને અર્થે ગએલો માધવ થોડીવારે પાછો આવ્યો; અને ખબર લાવ્યો કે; અહિંથી થોડેક દૂર એક મોટી નદી આવેલી છે. તે નદીના કિનારે પ્હાડની તળેટીમાં એક ભાંગી–ટૂટી હાલતનો કિલ્લો આવેલો છે. રાત્રિ ગાળવાને માટે તે સ્થળ સારૂં છે. સઘળાં તે તરફ જવાને અશ્વારૂઢ થયાં અને તે પડી ભાગેલા કિલ્લાની સમિપ આવી નીચે ઉતર્યા. કિલ્લો સરિતાના કિનારે આવેલો હતો. ઘણે સ્થ-

જેથી તૂટી ગએલો એ કીલ્લો તેની સારી હાલતમાં મહા ભવ્ય હશે. તેની કેટલીક દિવાલો હજી સારી સ્થિતિમાં હતી. અંદર ત્રણેક ઓરડા પણ સારી હાલતમાં હતા. આગળનો ભાગ તૂટી ગએલો હતો. તે તૂટેલી જગામાં ઘાસ–ઝાડ વગેરે ઉગેલું હતું. કનક–વિજય વગેરે ઘોડા દોરી કિલ્લાગાં દાખલ થયાં. કિલ્લાની કારીગરી જોતાં તેઓ એક કમાનવાળા દરવાજામાં થઈને એક ઓરડામાં આવ્યાં. આ ઓરડો સુવ્યવસ્થિત હતો. નદીની નજદીક આવેલો હતો. પવન પુસ્કળ આવતો હતો. આ ઓરડામાં સર્વેએ મુકામ કરવાનો નિશ્ચય કરી ત્યાં પડાવ નાખ્યો. સેવકોએ અશ્વોને વૃક્ષના થડે બાંધ્યા. બાદ સઘળાંએ નાસ્તો કરી થોડીવાર વાતો કરી. દિવસની પૂર્ણાહુતી થઈ ચૂકી હતી. રાત્રિનું સામ્રાજ્ય સ્થપાઈ ચૂક્યું હતું. આકાશમાં ચંદ્રદેવ પ્રકાશી રહ્યા હતા. વસંત–વિજય–કમળા અને તેમની સાથેના બે સેવકો નિદ્રાવશ થઈ પડેલાં હતાં. ફક્ત કનકકુમાર જાગૃતાવસ્થામાં બેસી રહ્યો હતો. સર્વત્ર શાન્તિ પ્રવર્તાઈ રહી હતી. સમસ્ત સૃષ્ટિ નિંદ્રાને ખોળે પડેલી હતી. કનકકુમાર વિચારગ્રસ્ત ચિત્તે બેસી રહ્યો હતો. પૂર્વકાળના વૈભવો–સુખ વગેરે તેની નજરે જણાવા લાગ્યું. તે સઘળાં સુખ હાલ નષ્ટ થવાથી કનક ઉંડો નિઃશ્વાસ નાખી આકાશમાં ભ્રમણ કરતા ચંદ્ર તરફ જોઈ રહ્યો. આવી રીતે લગભગ એક કલાક પસાર થયો. રાત્રિના અગીઆર વાગવાનો સમય થયો. આ વખતે એકાએક આ નિર્જન સ્થાનમાં કોઈએક માણસ ચાલી આવતો જણાયો. કનક ચમકયો. તેણે નજીકમાં પડેલી તલ્વારને હાથમાં પકડી મોટેથી પૂછ્યું, “ત્યાં કોણ આવે છે?”

“એક ગરીબ મુસાફર.” આમ બોલતો તે માણસ કનકની નજીક આવી ઉભો. તેણે કનકની સામે સ્થિર નજરે જોઈ પૂછ્યું, “આ સ્થળે અમને જગા મળી શકશે કે?”

“તમે કેટલાં માણસો છો?” કનકે પૂછ્યું.

“અમે બધાં મળી પંદર માણસો છીએ.”

"પંદર માણુસોની જગા અહિં થઇ શકે એમ નથી. જો એકાદ બે હોત તો જગા કરી આપત."

"એક-બે માણુસોની જગા કરી આપવાને માટે આપનો ઉપકાર માનું છું. અમારા બાકીના માણુસો બહારના મેદાનમાં પડાવ નાખશે અને હું એકલો આ સ્થળે આવીશ. કારણકે આજે આખો દિવસ મારા શરીરમાં તાવ રહ્યો છે. તાવવાળાને ખુલ્લા મેદાનમાં રહેવું તે મ્હોતને વ્હેલું તેડાવા બરાબર છે. મારા મહેરબાન! હું અહિં બહારની બાજુએજ પડયો રહીશ. આપનો ઉપકાર થયો. લ્યો હવે હું મારા માણુસોને ખબર આપી આવું." કહી તે માણુસ ઉતાવળે પગલે ત્યાંથી ચાલ્યો ગયો. કનક તેની પાછળ જોઇ રહ્યો. કનકકુમાર ઘણા ભોળા હૃદયનો હતો. આટલી રાતે પોતાની પાસે આવનાર માણુસની તે દયા ખાવા લાગ્યો. તે દયામય નજરે જનાર માણુસની પાછળ જોઈ રહ્યો. તે માણુસ ઉતાવળે પગે ચાલતો કિલ્લાથી થોડેક દૂર ઉભેલા માણુસો પાસે આવ્યો. માણુસોની સંખ્યા પંદર જણાની હતી. સઘળા ઘોડેસ્વારના પોશાકમાં હતા. તેમના ઘોડા પણ ત્યાં ઉભેલા હતા. કિલ્લામાં જઇ આવનાર માણુસે એક મોટા પ્રચંડ કાય માણુસને પોતાની પાસે બોલાવી બાજુપર લઈ જઇ કહ્યું, "નામદાર! આજે આપણી સફર સફળ થાય એમ છે; આપણે વેઠેલી હાડમારીનો બદલો પૂરો મળી જાય એમ મારી ધારણા છે."

તે માણુસનું આવું બોલવું સાંભળી સાંભળનાર માણુસે વિસ્મયતાથી તેની તરફ નિહાળી પૂછ્યું, "તું શું કહે છે તે હું સમજી શકતો નથી, બરાબર સમજાવ?"

"આપણે જેઓને પકડવા-શોધવા નીકળ્યા છીએ, તેઓ આ નજીકના કિલ્લામાંજ છે."

"હેં! તું શું કહે છે?" તે માણુસે આશ્ચર્ય પામી પૂછ્યું.

"મારા મહેરબાન! હું ખરૂં કહું છું. આપણા દુશ્મનો બધા

ઘસઘસાટ ઉંઘે છે, ફક્ત પેલો કનક હજી જાગતો બેસી રહ્યો છે. હું તેની સાથે વાત કરીનેજ આપની પાસે આવ્યો છું." આ સમાચાર મળતાંજ તે મોટો માણસ કે જે પ્હાડસિંહ હતો, તે ઘણો આનંદ પામ્યો. પ્હાડસિંહ અને તેના માણસોએ ચાર દિવસ સુધી ઘણી મહેનત કરી હતી; પણ તેની ધારણા નિષ્ફળ થઈ હતી. આથી તેણે નૌતમનગર તરફ પ્રયાણ કર્યું હતું. નૌતમનગર જવાનો રસ્તો એ કિલ્લા આગળ વહેતી નદીમાં થઇને હતો. આથી પ્હાડસિંહ આ કિલ્લા આગળ આવી પહોંચ્યો હતો. દુઃખી જનોનું નશીબ જ્યાં જાય ત્યાં આગળનું આગળજ થાય છે. કિલ્લામાં સૂતેલાંઓને સ્વપ્ને પણ શંકા ન્હોતી કે દુષ્મન નજીકમાંજ છે. તેઓ તો બિચારાં ઘસઘસાટ ઉંઘતાં હતાં. પ્હાડસિંહ બળવાન બહાદુર હતો, પણ વિજયના બળથી પરિચીત હોવાના કારણે તે ઘણો ડરતો હતો. દુર્જનસાલે તેને વસંતને ગમે એ પ્રકારે લઈ આવવાનો સખ્ત હુકમ આપ્યો હતો. તેનો વિચાર વસંત સાથે બધાંને કેદ કરી નૌત્તમનગર લઈ જવાનો હતો; પણ તેનો એ વિચાર અમલમાં મૂકતાં તેને મૃત્યુના મુખમાં પ્રવેશવું પડે એમ હતું. તેણે ઘણીવાર સુધી વિચાર કર્યો પણ કંઇ નિર્ણયપર આવી શક્યો નહિ. વિચારમાં મધ્ય રાત્રિ થઇ. છેવટે તેણે નિશ્ચય કર્યો કે ગમે એ પ્રકારે વસંતને તો ઉપાડી જવી. આવો નિર્ણય કરી તેણે પાસે ઉભેલા માણસને કહ્યું, તું જા અને કનક ઉંઘે ત્યારે મને જલદીથી આવી ખબર આપ. યાદરાખજે કે આપણી આ હિલચાલની કંઇપણ ખબર પડવી જોઇએ નહિ."

સરદારની આજ્ઞા શ્રવણ કરીને માણસ ચાલતો થયો અને કિલ્લામાં આવી કનકને મળ્યો. કનકે તેને એક ખાલી જગા બતાવી સૂઈ રહેવાનું સૂચવ્યું. તે માણસ કનકપર નજર રાખી સૂતો. પેલી તરફ પ્હાડસિંહ તેનાં માણસો સાથે નદી કિનારે આવ્યો; કારણ કે આ નદીની અંદર હોડીમાં બેસીને નૌત્તમનગર જવા સિવાય બીજો ટુંકો રસ્તો નહોતો. પ્હાડસિંહ માર્ગનો ભોમીયો હતો. તેણે પોતાના એક માણસને

ત્યાંથી દૂર બળતું તાપણું બતાવી તે તરફ જવાને કહ્યું. ત્યાં વહાણ ચલાવનારા ખલાસી લોક રહેતા હતા. પ્હાડસિંહનો સીપાહી અશ્વારૂઢ થઇ એ તરફ ગયો અને લગભગ દોઢેક કલાક પછી એક મોટું વહાણ લઈ સરદારની પાસે આવ્યો. પ્હાડસિંહે ખલાસીના કાનમાં કાંઇક ધીમેથી વાતો કરી તેના હાથમાં દસ મ્હોરો મૂકી. ખલાસી ખુશી થયો. પ્હાડસિંહે બે માણસોને કિનારે રાખી બાકીનાઓને ઘોડાઓ સાથે વ્હાણમાં જઇ બેસવાનું કહ્યું. પ્રથમ અશ્વોને વ્હાણમાં ચઢાવી સિપાહીઓ અંદર જઈ બેઠા. મધ્યરાત્રિ થઇ ગઈ હતી. પ્હાડસિંહ કિલ્લામાં ગયેલા માણસની આતુરતાથી રાહ જોઇ રહ્યો હતો. જેમ જેમ વખત વિતતો હતો, તેમ તેની ધીરજ ખૂટતી હતી.

પેલી તરફ કિલ્લામાં જઈ સૂતેલો માણસ પણ કનક તરફ દૃષ્ટિ રાખી તેના ઉંઘવાની રાહ જોઇ રહ્યો હતો. રાત્રિ વિતતાં કનકની આંખ્યો પણ ઉંઘથી ઘેરાવા લાગી. કનકે એકવાર સઘળાં નિદ્રીતજનો તરફ નજર કરી જમીનપર શયન કર્યું. મોડી રાત જવાથી અને આખા દિવસની રખડથી કનક પણ અલ્પ સમયમાં નિદ્રાના શરણમાં પડ્યો. સમયની રાહ જોઈ રહેલો માણસ તત્કાળ ઉઠી ઉભો થયો, અને વસંત-કમળા જે સ્થળે નિદ્રાવશ થયેલાં હતાં; તે તરફ બારીકાઇથી નજર કરી સરદાર પાસે જવા ત્યાંથી ધીમે કદમે રવાના થયો. પ્હાડસિંહ તેનીજ રાહ જોઇ રહેલો હતો. તેને આવતો જાણી પ્હાડસિંહ ખુશી થયો. ખુશાલીથી તેની છાતી ફુલવા લાગી. તેના મનમાં આકાશ કુસુમ સમાન વિચારો ઉદ્ભવવા લાગ્યા. વસંતના બદલામાં હું આવું મોટું ઇનામ મેળવીશ વગેરેના વિચાર વમાળમાં ઘુમતા પ્હાડસિંહે પેલા સિપાહીને નજીક આવવા દઇ પૂછ્યું, " કેમ શું સમાચાર છે ?"

" ફત્તેહના. "

" કોઇ જાગતું તો નથીને ? "

" ના; પણ હવે જલ્દી કરો. "

" હું તૈયાર છું. ચાલ આગળ થા. " કહી પ્હાડસિંહે પોતાની સાથે બીજા ત્રણ સિપાહીઓને લઇ કિલ્લા તરફ જવા માંડ્યું. ધીમે કદમે ચાલતા નિશાચરો કિલ્લામાં દાખલ થઇ જ્યાં વસંત–કમળા સૂતેલાં હતાં ત્યાં આવી ઉભા. પ્હાડસિંહના ભયનો પાર નહોતો. ભયંકર કામ કરવાને આવેલાં અધમનું અંતઃકરણ ગભરાતું હતું. પગ ધ્રુજતા હતા. તેણે ભય–ગભરાટ અને ભૂલથી વસંતને બદલે કમળા તરફ હાથ લંબાવી તેને જલ્દીથી ઉપાડી ચાલવાની સિપાહીઓને સંજ્ઞા કરી. ભરનિદ્રામાં પડેલી કમળાને વસંત માની સિપાહીઓએ આસ્તેથી ઉપાડી ત્યાંથી ચાલવા માંડ્યું. થોડેક દૂર જતાં એકાએક એક સિપાહીને રસ્તા વચ્ચે પડેલા પત્થરની ઠોકર વાગી. તે નીચે પડ્યો, પણ તત્કાળ ઉભો થઇ ગયો. પરંતુ તેના પડવાથી કમળા જાગી ઉઠી, અને એબાકળી બની તેણે કારમી ચીસ પાડી. તેની ચીસનો અવાજ ચારે તરફ ફેલાઇ રહ્યો. એક સિપાહીએ પોતાની પાસેના રૂમાલનો તેના મુખમાં ડુચો માર્યો. બાદ સઘળા ઝડપથી દોડવા લાગ્યા. કમળા છૂટવાને માટે ખેંચતાણ કરવા લાગી. પણ સિપાહીઓના મજબુત હાથમાંથી છૂટી શકી નહિ. પણ તેણે પાડેલી કારમી બૂમથી વસંત અને વિજયની નિદ્રા ઉડી ગઇ. વસંતે જોયું તો પોતાની નજીક સૂતેલી કમળા જણાઇ નહિ. વસંતે સઘળાને જાગૃત કરી દીધા. કનક સફાળો ઉઠી બેઠો થઇ આસપાસ જોવા લાગ્યો; પણ કંઇ જણાયું નહિ. તેણે સવા આવનાર માણસ જે જગાએ સૂતો હતો; તે તરફ જોયું તો તે ત્યાં સૂતેલો જણાયો નહિ. નક્કી દગો થયો, દુષ્મન કમળાને ઉપાડી ગયો. હજી તે આટલામાંજ હશે; ચાલો કમળાનો બચાવ કરીએ. " આમ બોલતો કનક વ્યાકુળ વદને કિલ્લાની બહાર દોડ્યો. વસંતને ત્યાં રહેવાનું સૂચવી વિજય પણ પિસ્તોલ પકડી તેની પાછળ દોડ્યો. બન્ને કિલ્લાની બહાર આવ્યા; અને આસપાસ જોતાં ચંદ્રની ચંદ્રિકામાં નદી તરફ જતા માણસો જણાયા. નક્કી એજ, કહી બન્નેએ પૂર જોસથી દોડવું શરૂ કર્યું. શત્રુઓ ચેતી ગયા. તેમણે પણ જોરથી

દોડવા માંડયું. વિજયે પિસ્તોલનો બહાર કર્યો. ગોળી બ્હાર ખાલી ન ગયો. એક દુષ્મન પડયો. બાકીના વિદ્યુત વેગે નાસવા લાગ્યા અને નદી કિનારે આવ્યા. એવામાંજ વિજયની ગોળીએ બીજો ભોગ લીધો. પ્હાડસિંહ કમળાને મજબૂત પકડી વ્હાણુપર ચઢી ગયો. તેની પાછળ બાકીના સિપાહીઓ પણ ચઢી ગયા અને પછી વ્હાણ હકારવાની આજ્ઞા કરી. વ્હાણ ચાલવા લાગ્યું. વિજય–કનક કિનારે આવ્યા તો વ્હાણ દૂર ગએલું જણાયું. વિજયે નાશી જતા શત્રુઓપર ધિક્કાર–ફિટકારનો વરસાદ વરસાવ્યો. તેનો ક્રોધ આ વખતે અસીમ હતો. તેને તરતાં આવડતું નહોતું છતાં તે પાણીમાં પડવા ઉત્સુક થયો; કે તરત કનકે તેને તેમ કરતો અટકાવી કહ્યું, " ભાઇ! તમે પાણીમાં પડવાનું સાહસ ન કરશો. આપણું ભાગ્યજ અવળું છે. પાપાત્મા પ્હાડસિંહજ કમળાને ઉપાડી ગયો છે. તે તેને લઇ નૌત્તમનગર જશે. મને તરતાં સારી રીતે આવડે છે. હું આ પળેજ જળમાં પડું છું. પવન સામેનો છે એટલે વ્હાણની ગતી ધીમી છે. હું જોત જોતામાં વ્હાણની નજીક પહોંચી કમળાને બચાવીશ. ભાઈ! જાઉં છું. સમય કિંમતી જાય છે. વસંતનું રક્ષણ કરજો. સ્વદેશનો ઉદ્ધાર કરજો જીવતા હોઇશું તો ફરીથી મળીશું. અત્યારે તો છેવટના પ્રણામ. બંધુ! પ્રણામ." કહી કનકે સરિતાના અથાગ જળમાં ઝંપલાવ્યું. વિજય ફાટી આંખે તેની તરફ જોઇ રહ્યો. તેને શું બોલવું કે શું કરવું તેની કંઇ સુઝ પડી નહિ. જોત જોતામાં કનક ઘણે દૂર નીકળી ગયો. કનક અને વ્હાણ અદૃસ્ય થતાં વિજય ભગ્ન હૃદયે કિલ્લામાં આવી વસંતને મળ્યો. વસંત રડતી હતી. વિજયે ગદ્‌ગદીત કંઠે તેને આશ્વાસન આપ્યું. વીરબાળાએ આંખ્યોનાં અશ્રુ લ્હોઈ આવેશમય શરીરે તેજ ક્ષણે પ્રતિજ્ઞા કરીકે " કમળાને ઉપાડી જનાર પાપાત્મા પ્હાડસિંહના શીરનું જે છેદન કરશે તેને હું માગશે તે આપીશ; અને જ્યાં સુધી કમળા મને મળશે નહિ ત્યાં સુધી હું જમીનપર વગર બીછાને શયન કરીશ."

આ પછી મોટું પરોઢ થતાં વિજય–વસંત અને તેમની સાથેના

એ માણુસો અશ્વારૂઢ થઈ કિલ્લામાંથી બહાર નિકળ્યાં અને સરિતાના કિનારે કિનારે આગળ વધવા લાગ્યાં. અશ્વોના પૂરવેગી ગમને તેમને પણ થોડીવારમાં અદૃશ્ય કરી દીધાં. વિકટ પ્હાડી પ્રદેશના જન શૂન્ય સ્થાનમાં પુનઃ નિઃસ્તબ્ધતા વ્યાપી રહી. ફક્ત સરીતાના જળ પ્રવાહના વહનનો શાન્ત–ગંભીર ધ્વની સંભળાવા લાગ્યો. પૃથ્વી પર્યટન કરતા નિશાનાથની ચંદ્રિકા પણ કુટિલોનું કારસ્થાન નિહાળી ફિક્કી પડી ગઇ; અને ચંદ્રદેવને નભ મંડળમાં જલ્દીથી અદૃશ્ય થવાનું સૂચન આપવા લાગી. અંતે રાત્રિની પૂર્ણાહુતી થવા આવી અને તે સાથે આપણા આ પુસ્તકના દ્વિતીય ભાગની પણ સમાપ્તિ થઇ ચૂકી. શાન્તિઃ

---

ભાગ ત્રીજો છપાય છે.